પાઠ્ય પુસ્તકમાળા: ૯

ગૂજરાતી

# ગદ્યાવલિ

સંગ્રાહક

આશાભાઈ નરસિંહભાઈ પટેલ
ચરોતર એજ્યુકેશન સોસાયટી,
આણંદ

પ્રકાશક

ચરોતર એજ્યુકેશન સોસાયટી
આણંદ

પ્રથમ સંસ્કરણઃ ૧૨૦૦
વિક્રમાબ્દઃ ૧૯૮૫
ઈ. સ. ૧૯૨૮

સાહિત્ય એટલે માનવહૃદયના મોંઘા સંસ્કાર, સાહિત્ય એટલે સત્ય અને સૌન્દર્યની શોધ, સાહિત્ય એટલે આત્માનાં ઉંડાં સ્વપ્નાં, સાહિત્ય એટલે કલ્પનાની વીજળીના ચમકારા, સાહિત્ય એટલે માનવજાતિના સુખદુઃખનો ઇતિહાસ, સાહિત્ય એટલે પાણીના સરોવર પર પડતો મનોનયનનો ઝળહળતો ચન્દ્રિકાપટ, સાહિત્ય એટલે જગતની સંસ્કૃતિનું સંગ્રહસ્થાન, સાહિત્ય એટલે મનુષ્ય માત્રને બન્ધુભાવથી સાંકળતું સ્નેહ-ભવન,—અરે, સાહિત્ય એ તો મનુષ્યની પ્રભુતાનું મન્દિર છે. એના શબ્દે શબ્દે એ પ્રભુતાનાં પગલાં પડેલાં છે, અને એ પ્રભુતાનાં પગલાં જોતાં જોતાં અને તેમાં આપણાં પગલાં પાડતાં પાડતાં આપણે ખુદ પ્રભુધામે જવાના માર્ગ પર ચઢીએ છીએ.

અરદેશર ફેરામજી ખબરદાર



કિમ્મત રૂ. ૧–૧૨–૦



મુદ્રક ... ત્રિભુ...
ચરોતર પ્રિન્ટિંગ પ્રેસ,
લીમડી બજાર, આણંદ

# વિજ્ઞાપન

ગૂજરાતી સાહિત્યની ઝાંખી થાય એવા કેટલાક સંગ્રહ આજ સુધી પ્રકટ થયા છે પણ આપણું સાહિત્ય હવે વિશાળ બનતું જાય છે એટલે વિવિધ દૃષ્ટિયે બીજા સંગ્રહો પ્રકટ થવાની જરૂર તો છે જ.

વળી માધ્યમિક શાળાના ચોથા અને પાંચમા ધોરણમાં પાઠય પુસ્તક તરીકે ચલાવાય તેવા પુસ્તકની ઉણપ કેટલા યે વખતથી લાગતી હતી એટલે આ પુસ્તક પ્રકટ કરવામાં આવ્યું છે. લેખની પસંદગીમાં કંઇ ખાસ ધોરણ રાખ્યું નથી છતાં વાચકને જણાઇ આવશે કે આધ્યાત્મિકતા, નીતિ, સ્વદેશાભિમાન, સેવા વગેરેનાં તત્ત્વો વિદ્યાર્થીઓને જે વાચનથી સ્પર્શે ત્હેવા લેખોની પસંદગી કરવામાં આવી છે. લેખોની ગોઠવણીમાં તો કંઇ જ ધોરણ રાખ્યું નથી—રાખવાની જરૂર પણ લાગી નથી. કયો લેખ કયા ધોરણમાં ચલાવવો એ જે તે શાળાના શિક્ષક ઉપર છોડયું છે.

બેશક થોડાએક લેખો પાંચમા ધોરણના વિદ્યાર્થીઓને કેટલેક અંશે અઘરા લાગે ત્હેવા છે પણ સાહિત્યમાં આગળ વધેલા વિદ્યાર્થીઓને તે અઘરા નહિ લાગે એમ ધારી તે પ્રકટ કરવામાં આવ્યા છે.

ગૂજરાતી સાહિત્યનો રસ વિદ્યાર્થીઓને ચખાડવો એ આ પુસ્તકનો એક હેતુ છે એટલે જે જે પુસ્તકોમાંથી એ લેખ પસન્દ કરવામાં આવ્યા છે તે તે પુસ્તકનું નામ પણ એ લેખ નીચે આપવામાં આવ્યું છે જેથી વિદ્યાર્થીઓને એ આખું પુસ્તક વાંચી જવાની સગવડ મળે. જે શાળાઓ આ સંગ્રહને પાઠય પુસ્તક તરીકે સ્વીકારે તેમણે પોતાના પુસ્તકાલયમાં એ બધાં પુસ્તકો રાખી વિદ્યાર્થીઓને સગવડ ને ઉત્તેજન આપવાં જોઇએ. આશા રાખું છું કે સંગ્રાહકનો એ હેતુ નિષ્ફળ નહિ જાય-

હવે તો મુમ્બાઇ યુનિવર્સિટીએ પણ પોતાની શાલાન્ત પરીક્ષામાં ગૂજરાતી ભાષાને વિકલ્પે સ્થાન આપ્યું છે. એટલે વિદ્યાર્થીઓને

લેખકોના જીવન અને ત્હેમની સાહિત્ય પ્રવૃત્તિ સમ્બન્ધી માહિતી શિક્ષક આપે એ આવશ્યક છે. એ સમ્બન્ધી અહીં લખવા જતાં પુસ્તક ઘણું જ મ્હોટું થઇ જવાનો ભય છે એટલે કયે કયે સ્થળેથી સામાન્ય રીતે એ માહિતી મળી શકે એમ છે ત્હેની માત્ર નોંધ પુસ્તકને અન્તે આપી સન્તોષ માન્યો છે. શિક્ષક બંધુઓ ત્હેનો ઉપયોગ કરવા ચૂકશે નહિ એમ આશા રાખું છું.

આ સંગ્રહ ઉતાવળે બ્હાર પાડવાનો હોવાથી કવિ દલપતરામ, શ્રી. નરસિંહરાવ, શ્રી. કેશવલાલ ધ્રુવ, શ્રી. કમળાશંકર, શ્રી. રણછોડભાઇ વગેરે જેવા પ્રખર અભ્યાસીઓનાં લખાણમાંથી લેખ પસન્દ કરાઇ શક્યા નથી. છતાં ગૂજરાતના એ સાક્ષરોનો પરિચય શિક્ષકો કરાવશે એમ માની લઉં છું.

ગૂજરાતી ભાષામાં જોડણીનો પ્રશ્ન દિવસે દિવસે વિકટ બનતો ગયો છે. વિવિધ દૃષ્ટિયે વિવિધ લેખકો એકનો એક શબ્દ જૂદી રીતે લખે છે. સહુ પોતાની દૃષ્ટિ પ્રમાણે ખરા છે. પણ જ્યારે ત્યારે ભાષામાં જોડણીની એકતા સાધ્યા વિના છૂટકો નથી. વિદ્યાર્થીઓ પાસે એક નો એક શબ્દ જૂદી રીતે લખેલો આવવાથી તેઓ મૂઝાય છે અને આથી તેમને ગમે તેમ જોડણી કરવાની ટેવ પડે છે. પરિણામે જોડણીમાં અરાજકતા જામે છે. પ્રસ્તુત પુસ્તક પાઠ્ય પુસ્તક તરીકે ચલાવવાનું હોવાથી જોડણીનું એક સરખું ધોરણ ત્હેમાં સચવાઇ રહે એ ઇષ્ટ લાગવાથી મૂળ લેખકોની જોડણીમાં ફેરફાર કરવામાં આવ્યો છે એ બદલ જે તે લેખકની ક્ષમા ચાહું છું.

જે લેખકોનાં લખાણોમાંથી વિષયો પસન્દ કરવામાં આવ્યા છે તે સહુના સ્નેહભાવ બદલ તેમનો ઉપકાર માનું છું અને વિદ્યાર્થીઓના હિત માટે તેમની પોતાની જોડણી બદલી એક સરખી જોડણી રાખવા બદલ ફરીથી તેમની ક્ષમા યાચું છું.

ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ, શરદપૂર્ણિમા } આશાભાઇ નરસિંહભાઇ પટેલ

# લેખકસૂચી

# વિષયસૂચી

# ૧—શિક્ષણનો ઉદ્દેશ

ઘણા વિદ્યાર્થીઓએ મને પ્રશ્ન કર્યો છે કે "મારે શું કરવું ઇષ્ટ છે? હું દેશસેવા કેવી રીતે કરી શકું? આજીવિકા માટે મારે શું શું કરવું યોગ્ય છે?" મને જણાયું છે કે આજીવિકા માટે વિદ્યાર્થીઓને બહુ ચિન્તા થયા કરે છે. આ પ્રશ્નોનો ઉત્તર વિચારતા પહેલાં શિક્ષણનો ઉદ્દેશ શું છે એનો વિચાર કરવો આવશ્યક છે.

કેળવણીનો ઉદ્દેશ ચારિત્ર્ય ઘડવાનો છે. ભારતવર્ષના ઋષિમુનિઓએ કહ્યું છે કે વેદાદિ સમ્પૂર્ણ શાસ્ત્ર જાણવા છતાં પણ જો મનુષ્ય આત્માને ન ઓળખી શકે, સર્વ બન્ધનમાંથી મુક્ત થવાને યોગ્ય ન બને, તો તેનું જ્ઞાન વ્યર્થ છે. બીજું વચન એ છે કે જેણે આત્મા જાણ્યો છે તેણે સર્વસ્વ જાણ્યું છે. અક્ષરજ્ઞાન વિના પણ આત્મજ્ઞાન થવું સંભવે છે. પયગમ્બર મહમદ સાહેબે અક્ષરજ્ઞાન મેળવ્યું ન હતું. જીસસ ક્રાઇસ્ટે કોઇ શાળામાં અભ્યાસ કર્યો ન હોતો. આમ છતાં, આ મહાત્માઓને આત્મજ્ઞાન ન હોતું થયું એમ કહેવું એ ધૃષ્ટતા જ છે. તેઓ વિદ્યાલયોમાં પરીક્ષા દેવા ન હોતા ગયા, છતાં આપણે તેઓને પૂજ્ય ગણીએ છીએ. વિદ્યાનું બધું ફળ તેઓને મળી ચૂક્યું હતું. તેઓ મહાત્મા હતા.

તેઓની દેખાદેખીથી આપણે વિદ્યાલય છોડી દઇએ તો આપણે ભ્રષ્ટ થઇએ; પરન્તુ આપણને પણ આપણા આત્માનું

જ્ઞાન ચારિત્ર્યથી જ મળી શકે છે. પણ ચારિત્ર્ય એટલે શું ? સદાચારનું ચિહ્ન શું ? સદાચારી પુરુષ સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય, અપરિગ્રહ, અસ્તેય, નિર્ભયતા આદિ વ્રતોનું પાલન કરવામાં પ્રયત્નશીલ રહે છે. તે પ્રાણ છોડી દેશે પરન્તુ સત્યને કદી નહિ છોડે. તે પોતે મરશે, પણ બીજા કોઇને નહિ મારે. તે પોતે દુઃખ સહન કરશે, પરન્તુ બીજાને દુઃખ નહિ દે.

સદાચારી બ્રહ્મચર્ય પાળી યથાશક્તિ શરીરમાં રહેલ સત્ત્વનું રક્ષણ કરે છે; તે ચોરી નથી કરતો, તેમ લાંચ નથી લેતો. તે પોતાનો તેમજ બીજાનો સમય ગુમાવતો નથી. તે અકારણ ધનસંચય કરતો નથી. તે એશઆરામ નથી વધારતો, અને નકામી ચીજોનો ઉપયોગ કેવળ શોખ ખાતર નથી કરતો; પરન્તુ સાદાઇમાં સન્તોષ માને છે. પોતે શરીર નથી પરન્તુ આત્મા છે, અને આત્માને હણનાર જગતમાં કોઇ નથી, આ પ્રમાણે દૃઢ વિચાર રાખી આધિ, વ્યાધિ અને ઉપાધિનો ભય તે છોડે છે અને ચક્રવર્તીથી પણ દબાતો નથી; પણ નિર્ભય રહી પોતાનું કામ કર્યે જાય છે.

જો કદી વિદ્યાલયો ઉપર્યુક્ત પરિણામ લાવી ન શકે તો તેમાં વિદ્યાર્થીની, શિક્ષણની અને શિક્ષકની, ત્રણેની ખામી હશે. પરન્તુ ચારિત્ર્યની ખોટ પૂરી પાડવાનું કામ તો વિદ્યાર્થીઓના જ હાથમાં છે. જો તે ચારિત્ર્ય ઘડવા નહિ ઇચ્છતો હોય, તો શિક્ષક કે પુસ્તક તેને તે વસ્તુ નહિ આપી શકે. તેથી કરીને મેં ઉપર કહ્યું છે તેમ શિક્ષણનો

ઉદ્દેશ સમજવો જરૂરનો છે. ચારિત્ર્યવાન થવા ઇચ્છા રાખનાર વિદ્યાર્થી કોઇપણ પુસ્તકમાંથી ચારિત્ર્ય વિષે બોધ લઇ લેશે.

( રાષ્ટ્રીય વાચનમાળા ) મહાત્મા ગાંધીજી

---

# ૨—આજીવિકાનું સાધન

મને ભય છે કે ઘણા વિદ્યાર્થીઓને શિક્ષણના ઉદ્દેશનો ખ્યાલ નથી હોતો. તેઓ માત્ર રૂઢિને આધીન થઇ શાળામાં જાય છે. કેટલાક આજીવિકાના હેતુથી જાય છે. મારી અલ્પ મતિ પ્રમાણે શિક્ષણને આજીવિકાનું સાધન સમજવું એ નીચ વૃત્તિ છે. આજીવિકાનું સાધન શરીર છે. અને શાળા એ ચારિત્ર્ય ઘડવાનું સ્થાન છે. તેને શરીરની હાજતો પૂરી પાડવાનું સાધન સમજવું એ વાધરી માટે ભેંસને મારવા સમાન છે. શરીરનું પોષણ શરીરથી જ કરવું યોગ્ય છે. આત્માને તે કાર્યમાં કેમ રોકી શકીએ ?

"તારા પરસેવાથી જ તું તારો રોટલો કમાઇ લે." એવું મહાવાક્ય જીસસ ક્રાઇસ્ટનું છે. શ્રીમદ્ ભગવદ્ગીતામાંથી પણ આ જ ધ્વનિ નીકળતો જણાય છે. આ જગતમાં ૯૯ ટકા માણસો આ નિયમને આધીન રહે છે અને નિર્ભય બને છે. જેણે દાંત આપ્યા છે તે ચાવણું પણ આપશે.

વચન સત્ય છે. પણ આળસુ માટે તે નથી કહેવામાં આવ્યું. વિદ્યાર્થીઓએ આરંભમાં જ આ શીખી લેવું આવશ્યક છે કે પોતે પોતાની આજીવિકા પોતાના બાહુબળથી પેદા કરી લેવાની છે.

આજીવિકા માટે મજુરી કરતાં લજ્જા આવવી નહિ જોઇએ. આમ કહેવામાં મારી એવી મતલબ નથી કે આપણે બધાએ હમ્મેશાં હાથમાં કોદાળી વાપર્યા કરવી. પણ આ સમજવાની જરૂર છે કે બીજો ધંધો કરતા હોવા છતાં આજીવિકા માટે કોદાળી વાપરવામાં જરાય બુરાઈ નથી, અને આપણા મજુર ભાઇઓ આપણાથી નીચા નથી એ સિદ્ધાન્તને ગ્રહણ કરી, તેને પોતાનો આદર્શ સમજી, પછી ગમે તે ધંધામાં તે પડે, તોપણ તેની કાર્ય કરવાની રીતિમાં શુદ્ધતા અને અસાધારણતા માલુમ પડશે. વળી તે લક્ષ્મીનો ગુલામ નહિ બને; લક્ષ્મી તેની દાસી બની રહેશે.

જે વિદ્યાર્થી શિક્ષણના ઉદ્દેશનો વિચાર કર્યા વિના શાળામાં જાય છે તેણે તે ઉદ્દેશ સમજી લેવાની જરૂર છે. તે આજે જ નિશ્ચય કરી શકે છે કે હું આજથી શાળાને ચારિત્ર્ય ઘડવાનું સાધન સમજીશ. મને પૂર્ણ વિશ્વાસ છે કે એવો વિદ્યાર્થી એક માસમાં પોતાના ચારિત્ર્યમાં જબરું પરિવર્તન કરી નાખશે, અને તેના સાથીઓ પણ તેની સાક્ષી દેશે. શાસ્ત્રવચન છે કે આપણે જેવા વિચાર કરીએ છીએ તેવા આપણે થઇએ છીએ.

( રાષ્ટ્રીય વાચનમાળા ) મહાત્મા ગાંધીજી

# ૩—સ્વ. ગોપાળ કૃષ્ણ ગોખલેની

## વિદ્યાભ્યાસની મુશ્કેલીઓ

ગોપાળના શિક્ષણનો બધો ભાર ગોવિન્દ ઉપર, ગોપાળરાવના મોટાભાઇ ઉપર પડ્યો. ને તે તેણે ઘણા પ્રેમ તથા હોંશથી ઉપાડી લીધો. તેનું પોતાનું ધ્યાન ભણવા તરફ પ્રથમથી જ ન હોતું. તેથી તેને નોકરી લેવી પડી તે માટે તેને કાંઇ જ લાગ્યું નહિ; પરન્તુ ગોપાળ કાળજીથી અભ્યાસ કરનારો છે, તેને શીખવાની હોંશ છે, તેની ઉપર શિક્ષકોની લાગણી છે, તે આશાવન્ત છે, એમ તે સમજ્યા હતા. અને પોતાનું શિક્ષણ પૂરું ન થયું તો ખેર, પણ ગોપાળરાવનું તો પૂરું કરવું જ એવો મોટાભાઇએ પોતાના મનમાં દૃઢ નિશ્ચય કર્યો. વંશપરંપરાગત મોટાઈનું બી તેમનામાં હતું. તેમનો ગોપાળરાવ ઉપર પ્રેમ પણ તેવો જ હતો. તેથી અન્તરનો પ્રેમ બળવાન્ બન્યો અને ગોપાળને પૂરેપૂરો વિદ્યાભ્યાસ કરાવવો, એ જ પોતાનું ઇતિકર્તવ્ય મોટાભાઇને લાગવા માંડ્યું. મોટાભાઇ ફક્ત અઢાર વર્ષના—છોકરવાદ ઉમ્મરના હતા; છતાં તેમના પ્રેમ અને મોટા મને, પુખ્ત અનુભવી ગૃહસ્થ કરતાં વધારે ઉત્સાહ અને નિશ્ચય તેમનામાં ઉત્પન્ન કર્યો. ગોપાળનું ભણતર પૂરું થતાં સુધી ગોવિન્દને પોતાના સુખનો કે શાન્તિનો વિચાર પણ સૂઝ્યો નહિં. તેમને માસિક પન્દર રૂપીઆ મળતા હતા. તેમાંથી તે પોતાનું તમામ ખર્ચ નભાવીને ગોપાળને દર મહિને

આઠ રૂપીઆ મોકલતા. ભાઇના ભવિષ્ય માટે કેટલી કાળજી! મોટાભાઇએ આ વખતે આટલી કાળજી–ચિન્તા રાખી ન હોત, નુકસાન વેઠયું ન હોત, કર્યો તેવો સ્વાર્થત્યાગ કર્યો ન હોત તો કોણ જાણે ગોપાળરાવનું શિક્ષણ ત્યાંથી જ પૂરૂં થયું હોત, ને આ હિન્દુસ્થાનનું કેટલુંયે નુકસાન થયું હોત! પણ તેમ થવાનું ન હોતું જ. ગોપાળને હાથે જે મહાન્ કામો થવાનાં હતાં તેની ઝાંખી કલ્પના પણ તે વખતે તેમના મોટાભાઇને નહિ હોય, તોપણ કેવળ ભ્રાતૃ-પ્રેમને લીધે જ તેમણે પોતાના ભાઈ ગોપાળ માટે સમજીને જે કાંઇ કર્યું તેનો ભારે ઉપકાર ગોપાળ ઉપર તો થયો જ—તે કદી ભૂલ્યા ન હોતા—પરન્તુ આખા હિન્દુસ્થાન ઉપર પણ તેમણે ઉપકારનો ભારે બોજો લાદ્યો છે, એમાં કોણ ના કહેશે?

મોટાભાઈ પોતાના પેટમાંથી કાઢીને પોતાના વિદ્યા-ભ્યાસ સારૂ પૈસા મોકલે છે એની ગોપાળને પણ સારી પેઠે સમજ–કિમ્મત હતી. ગોપાળ તેર વર્ષની ઉમ્મરનું બાળક હતું, પરન્તુ તે નાની ઉમ્મરમાં પોતાની ગરીબાઈ સમજીને વર્તતા. પોતાનું માસિક ખર્ચ આઠ રૂપીઆ ઉપર ન થાય તે માટે તે બહુ જ કાળજી રાખતા. તેલનું ખર્ચ ઠરાવ્યા કરતાં વધારે ન થાય તેટલા સારૂ મ્યુનિસિપાલિટી-ના ફાનસ પાસે બેસીને તે કેટલીક વખત અભ્યાસ તેમજ બીજું કામ કરતા. આવી રીતે સરસ્વતી દેવીની ઉપાસના કર્યા પછી તે પ્રસન્ન કેમ ન થાય?

તે સમયના ઘણાખરા મોટા માણસોના જીવનચરિત્ર-માંથી આ જ બોધ મળે છે. તેમના વિદ્યાર્થી અવસ્થાના

દિવસો ગરીબાઈના કડક સપાટામાં ગયા હતા, તેથી જ તે આટલી બધી યોગ્યતાએ પહોંચ્યા હશે કે કેમ? મહિને વીસ વીસ–પચીસ પચીસ રૂપીઆ ફક્ત પોતાના રોજના ચાલુ ખર્ચ સારૂ મગાવનારા વિદ્યાર્થીઓ આજકાલ દરેક કૉલેજમાં હોય છે. પાલક સંસારનું ગાડું ગમે તેમ ચલાવે, પોતાના સુખનો ને કેટલીક વખતે તો જરૂરી ચીજોનો પણ ત્યાગ કરે, અને છોકરાના ખર્ચ માટે વીસ વીસ–પચીસ પચીસ રૂપીઆ દર મહિને મોકલે; અને છોકરાઓ સીનેમા જોવામાં, ચાહ કોફી કોલ્ડડ્રિંક ઢીંચવામાં અને નાટકશાળામાં વન્સમોરની તાળીઓ પાડવામાં દંગ થઈ મહાલે: આવું બહુયે બને છે! વડીલો સ્વાર્થત્યાગ કરે છે, પણ તેનું પરિણામ શું? આ દેશના તરૂણ ગરીબ વિદ્યાર્થીઓ **ગોપાળરાવના** તે વખતના વર્તનની નકલ કરશે? પોતાની નજર આગળ તે દાખલો રાખશે?

**ગોપાળરાવ** મોજી વિદ્યાર્થી ન હોતા. તે પોતાની ગરીબાઈ સમજતા, ને પોતાના મોટાભાઈ પોતાને માટે ઘણું કષ્ટ વેઠે છે, કાળજી રાખે છે, ને અડચણો ભોગવે છે, માટે આપણે પણ બને તેટલો ઓછો ભાર તેમની ઉપર નાખવો, એ વિષે તે હમ્મેશાં કાળજી રાખતા. તે જે વીશીમાં જમતા ત્યાં જમવાના બે દર હતા. એક સાડાચારનો ને બીજો ચાર રૂપીઆનો. સાડાચાર રૂપીઆ આપનારને દહીં-દૂધ મળતું, ને ચારવાળાને દહીંદૂધ મળતું નહિ. **ગોપાળ-રાવ** બીજા વર્ગમાં જમતા. આવા ભોજનનો **ગોપાળરાવને** કેટલો કંટાળો આવતો હશે! બીજાઓ સુગ્રાસ અન્ન ખાય

ને પોતાને ન મળે, એ જોઈ તેમને પોતાની ગરીબાઇ માટે કેટલું લાગતું હશે! પણ તે તેમણે કદી બહાર જણાવા દીધું નથી. ગોખલે કુટુમ્બમાંનો તેમના વડીલોનો સ્વાભિમાન અથવા માનીપણાનો ગુણ તેમનામાં આ ઉમ્મરે પણ હતો.

એક વખતે વીશીમાં જમતી વખતે બોલતાં બોલતાં “દહીં લાવ રે—દહીં” એમ કહી તેમણે વીશીવાળાને બૂમ પાડી. વીશીવાળાને શું ? તેનામાં માણસાઇ થોડી જ હોય છે ? ઘૂરકીને તેણે જવાબ આપ્યો, “ચાર રૂપરડી આપે છે ને વળી દહીં ખાવા માગે છે! દહીં ખાવું હોય તો સાડા-ચાર રૂપીઆ પડે છે!” પોતાની ભૂલ ગોપાળરાવના સમજવામાં આવતાં તે શરમીન્દા જેવા થયા. પણ સ્વભાવ રહ્યો માની, એટલે “વધારે પૈસા લે પણ દહીં આપ.” એમ કહી તે વખતે દહીં લીધું. તે વખત ગયો; પણ વીશીવાળાના શબ્દોથી પોતાનું અપમાન થયા જેવું તેમને જે લાગ્યું હતું તે કાંઈ મનમાંથી ગયું ન હોતું. તે વિષે મનમાં ટોચાવા લાગ્યું. ફક્ત આઠ આના માટે ઘણા માણસમાં આવું અપમાન થવા ન દેવું એવું તેમણે નક્કી કર્યું. અને બીજા જ દિવસથી તેમણે વીશીવાળાને કહી દીધું કે “હું સાડાચારના દરમાં જમીશ, મને આજથી તે દરનું પીરસતો જજે.”

આ પ્રમાણે વીશીવાળા તરફથી થતું અપમાન દૂર કર્યું; પણ આઠ આના વધારે તેને આપવાના તે આપવા કેવી રીતે ? મોટાભાઇ તરફથી આઠ રૂપીઆ આવે તેમાં બધું પતાવવાનું. તે માટે તેમણે એક યુક્તિ કાઢી. તે ચારમાં

જમતા ત્યારે (ખાડા) પડેલા દિવસના પૈસા કાપતા નહિ. પણ બીજા જમનારા પડેલા દિવસના પૈસા કાપીને હિસાબ ચૂકવતા. સાડાચારના દરમાં જમવા લાગ્યા ત્યારથી તેમણે પણ પડતર દિવસના પૈસા કાપવા એવું ઠરાવ્યું; અને તેમ કરીને ભોજનખર્ચ ચારની ઉપર જવા ન દીધું. દિવસ ન પડે તો રજાના દિવસે ઉપવાસ કરે, વીશીમાં જમવા જાય નહિ; ગમે તેમ કરીને ચાર રૂપીઆનો મેળ કરવા દિવસ પાડે. આમ કરીને પણ 'ચારમાં જમનાર ને વળી દહીં માગનાર' એમ વીશીવાળાને કહેવા જેવું રાખ્યું નહિ.

આ વાતમાં ગોપાળરાવના બે ત્રણ ગુણો દેખાઈ આવે છે. એક તો તેમનો માની સ્વભાવ, બીજો દૃઢ નિશ્ચય—ઉપવાસ કરવા પડે તો કરવા પણ હલકું જમણ જમું છું એવું સાંભળવું નહિ, અને જે છે તે પરિસ્થિતિમાં જુદી જુદી બાબતોમાં મેળ કરવો. આ ત્રણ ગુણનો તેમનામાં આગળ ઘણો વિકાસ થયો હતો; પરન્તુ તે બાળપણમાં બીજ રૂપે તેમનામાં હતા. પોતાની ગરીબાઈ, ભોજનખર્ચ માટે ચાર રૂપીઆ કરતાં એક બદામ પણ વધારે ખર્ચવાની અડચણ, ચારમાં જમે છે એવું સાંભળવામાં લાગતું અપમાન અર્થાત્ સ્વભાવનું માનીપણું, એ એક બીજાથી વિસંગત બાબતોનો તેમણે મેળ મેળવ્યો! અને પડત દિવસના પૈસા કાપવાનો તોડ કાઢી સ્વાભિમાન સાચવ્યું ને પોતાનું ખર્ચ પણ વધવા દીધું નહિ.

(વસન્તઃ વર્ષ ૧૪) જીવનલાલ અમરશી મહેતા

# ૪—હરણાંનું સ્મરણ

એક વિશાળ વન હતું. વીસ વીસ ત્રીસ ત્રીસ ગાઉ સુધી માણસની ઝુંપડી કે મુસાફરનો કામચલાઉ ચૂલો પણ ક્યાંયે ન મળે. ત્યાં એક રળિયામણા તળાવ પાસે કેટલાંક હરણાં રહેતાં. તળાવને કાંઠે એક બીલીનું ઝાડ હતું. એ ઝાડની નીચે પાષાણરૂપમાં મહાદેવ વિરાજમાન હતા. હરણાં રોજ તળાવમાં સ્નાન કરે, મહાદેવનાં દર્શન કરે અને ચરવા જાય. બપોરે આવીને બીલીને છાંયે વિશ્રાન્તિ કરે અને સાંઝે તળાવનું પાણી પીએ, મહાદેવનાં દર્શન કરે ને સૂઈ જાય. કશાં શાસ્ત્ર ભણ્યા વગર જ હરણાંને ધર્મનું જ્ઞાન થયું હતું, તેથી બહુ જ સન્તોષપૂર્વક તેઓ પોતાનું નિર્દોષ જીવન વિતાડતાં હતાં.

માઘ મહિનો હતો. કૃષ્ણપક્ષની ચતુર્દશી. એક વિકરાલ પારધી પેલા વનમાં પેઠો. સાંઝ પડું પડું થઈ રહી હતી. પારધીને ભૂખ બહુ જ લાગી હતી. પારધીની ભૂખ કંઈ જેવી તેવી ન હોય. બીજું કંઈ ન મળે તો કાચું ને કાચું માંસ કરડી ખાય. પણ આ આપણા પારધીને પોતાની ભૂખનું દુઃખ ન હોતું. ઘરમાં બાળબચ્ચાં ભૂખ્યાં છે, તેમને શું આપવું ? શું મ્હોડું લઈ ઘેર જવું ? શિકાર ન મળે તો ઠાલે હાથે ઘેર જવા કરતાં વનમાં જ રાતની રાત પડ્યા રહીએ; વખતે કંઈક હાથ ચડી જાય. આવો વિચાર કરતો તે તળાવ પાસેની બીલી પર ચડીને બેઠો.

પોતાનાં બાળબચ્ચાંનું ભરણપોષણ કરવા માટે પોતે કષ્ટ વેઠવાં અને જોખમો ઉઠાવવાં એટલો જ પોતાનો ધર્મ છે એમ તે માનતો. એથી વ્યાપક ધર્મનું તેને ભાન ન હતું.

રાત પડી. કૃષ્ણપક્ષની કાળીમેશ રાત. કશું જ સૂઝે નહિ. પારધીએ તળાવ તરફ જોવા માટે આડાં આવતાં બીલીનાં પાંદડાં તોડી તોડીને નીચે ફેંક્યાં. એટલામાં બે ચાર હરણાં પાસે પાણી પીવા આવ્યાં. ઝાડ ઉપરના પારધીને જોઈ ચમક્યાં અને નિરાશાના અવાજમાં બોલ્યાં, "ભો ભો વ્યાધ, તારા ધનુષ ઉપર બાણ ચડાવ મા. અમે મરવા તો તૈયાર છીએ, પણ અમને ઘેર જઈ અમારાં બાળબચ્ચાં અને સગાંવ્હાલાંને મળી આવવા જેટલી મુદત આપ. સૂર્યોદય પહેલાં અમે પાછાં આવીને હાજર થઈશું."

પારધી ખડખડ હસ્યો. "શું તમે મને બણૂચક સમજો છો? આમ હાથ આવેલો શિકાર હું જતો કરૂં? મારાં બાળબચ્ચાં ભૂખે મરે છે તે?"

"અમે પણ તારી પેઠે અમારાં બાળબચ્ચાંનો ખ્યાલ કરીને જ રાહત માગીએ છીએ. અમે વચન પાળીએ છીએ કે નહિ એની પરીક્ષા તો કરી જો."

પારધીના મનમાં શ્રદ્ધા અને કૌતુક જાગી ઉઠ્યાં. બરાબર સૂર્યોદય પહેલાં આવવાની ખાસ તાકીદ આપી તેણે હરણાંને જવા દીધાં અને પોતે બીલીનાં પાંદડાં તોડતો ઝાડ ઉપર જ રાતવાસો રહ્યો.

બરાબર સૂર્યોદયનો સમય થયો, અને હરણાંનું એક મોટું ટોળું ત્યાં આવી પહોંચ્યું. પેલાં હરણાં ઘેર ગયાં,

બાળબચ્ચાંને ભેટ્યાં, પોતપોતાનાં શીંગડાંથી એકબીજાને ખંજવાળ્યાં, છેક નાનાં બચ્ચાં હતાં તેમને ધરાઈ ધરાઈને ચાટી લીધાં, બનેલી વાત બધાંને કહી સંભળાવી અને વિદાય માગી. "**शठं प्रति शाठ्यं कुर्यात्**। અરે દુષ્ટ પારધી સાથે વચનપાલન કેવું ? ટાંટીઆમાં જેટલું જોર હોય તેટલું વાપરી અહીંથી છાનામાના નાસી જાઓ."—એવી સલાહ આપનાર ત્યાં કોઈ ન નિકળ્યું.

સગાંવ્હાલાં બોલ્યાં, "ચાલો, અમે પણ સાથે આવીએ. સ્વેચ્છાએ મરણ વહોરી લેવાથી મોક્ષ મળે છે. તમારો અપૂર્વ આત્મયજ્ઞ જોઈ અમે પાવન થઈશું."

બાળબચ્ચાં સાથે થયાં. પારધીના હિંસકપણાની જાણે પરીક્ષા કરવાને જ ન નિકળ્યાં હોય !

સૂર્યોદય પહેલાં ટોળું આવી પહોંચ્યું. રાતવાળાં હરણાં આગળ આવ્યાં ને બોલ્યાં, "લો ભાઈ, અમે વધને માટે તૈયાર છીએ." બીજાં હરણાં પણ બોલી ઉઠયાં, "અમને પણ માર. ભલે તારાં બાળબચ્ચાંની ભૂખ શમો."

પારધીની હિંસાવૃત્તિ રાત્રીની પેઠે ગળી ગઈ. આખા દિવસનો ઉપવાસ અને આખી રાત્રીનું જાગરણ થવાથી તેની વૃત્તિ અન્તર્મુખ થઈ જ હતી. તેમાંયે આ પ્રતિજ્ઞાપાલક હરણાંનું ધર્માચરણ જોઈને તો તે દિગ જ થઈ ગયો. તેના હૃદયમાં નવીન પ્રકાશ પડયો. પ્રેમશૌર્યની તેને દીક્ષા મળી. તે ઝાડ નીચે ઉતર્યો અને હરણાંને શરણે ગયો. બે પગનું માણસ ચાર પગાળા પશુને પગે લાગ્યો. આકાશમાંથી શ્વેત પુષ્પોની વૃષ્ટિ થઈ કૈલાસથી મોટું વિમાન ઉતરી આવ્યું-

તેમાં પારધી અને હરણાં બેઠાં અને કલ્યાણકારી **શિવરાત્રીનું** માહાત્મ્ય ગાતાં ગાતાં **શિવલોક** સિધાર્યાં. આજે પણ તેઓ આકાશમાં દિવ્ય રૂપે પ્રકાશે છે.

**મહાશિવરાત્રીનો** દિવસ એટલે તે ધર્મનિષ્ઠ સત્યવ્રતી હરણાંના સ્મરણનો દિન.

(કાલેલકરના લેખો) **દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર**

---

# ૫—અમર રહો માતા કોરીઆ !

**કોરીઆની** રાજધાની **શીઉલ** શહેરની એક નિશાળમાં એક દિવસ મેળાવડો મળ્યો હતો. **જાપાની** અડેઆંઓએ બાળકોને રાજભક્તિનાં ભાષણો દીધાં. શિક્ષકોએ પોતાના મહેમાનોને ગળે ફૂલહાર પહેરાવ્યા. બધાં બાળકો સભા ખતમ થવાની આતુર હૃદયે રાહ જોતાં હતાં. એ શેની વાટ જોતાં હતાં ? મીઠાઇની ?

છેવટે એક તેર વરસનો કિશોર બાળક મોખરે આવ્યો ને બહુ જ વિનયભર્યું એક ભાષણ કર્યું. **જાપાની** અમલદારો ખુશ ખુશ થઇ જાય એવું રાજભક્તિથી તરબોળ એ ભાષણ હતું. ભાષણનો અન્ત આવતો હતો. બોલનાર બાળકે શરીર ટટ્ટાર કર્યું. એની છાતી ધસીને બહાર આવી ને એની આંખોમાં ઉંડા નિશ્ચયની કાન્તિ ઝબકી રહી.

એ નિશ્ચય શાનો હતો ? મોતને ભેટવાનો. બાળક એવા શબ્દો ઉચ્ચારવા જતો હતો કે જે શબ્દોએ હજારોનાં માથાં લીધાં હતાં. બાળકને આ વાતની ખબર હતી. એણે

એ શબ્દો ઉચ્ચાર્યા. "હવે થોડું જ બોલવા દેજો, તમારી પાસે અમે એક જ વસ્તુ માગી લઈએ."

આટલું કહેતાં એનો હાથ છાતી ઉપર પડયો. એ સાથે તો ત્યાં બેઠેલાં સેંકડો બાળકોના હાથ પોતપોતાની છાતીમાં પેઠા. જાપાનીઓ ઝબક્યા! બાળકોએ પોતાના ડગલાની અન્દર—છાતી ઉપર શું સંતાડયું હશે? પીસ્તોલો, બૉમ્બો કે નાની નાની કાતિલ છુરીઓ?

બોલનાર બાળકનો હાથ બહાર આવ્યો. હાથમાં માતૃભૂમિનો નાજુક વાવટો! એણે હાકલ કરી, "અમારી મા અમને પાછી સોંપો! અમર રહો માતા કોરીઆ!"

ચારસો હાથ આકાશ તરફ ઉંચા થયા. ચારસો નાના વાવટા હવામાં ઉડવા લાગ્યા. ચારસો કંઠની અન્દરથી ધ્વનિ ઉઠ્યો, "અમર રહો મા, અમર રહો મા, અમર રહો માતા કોરીઆ!"

ટપોટપ ગજવામાંથી સરકારી નિશાળોનાં સર્ટિફિકેટો ટુકડેટુકડા થઈને જમીન ઉપર પડ્યાં, અને મીઠાઈ વહેંચવા આવેલા મહેમાનોને દિગ્મૂઢ હાલતમાં મુકીને ચારસો રોષ-યુક્ત, ગર્વયુક્ત, ભયમુક્ત ચહેરાઓ મંડપમાંથી એકતાલે કદમ મુકતા બહાર નિકળ્યા. પ્રવાહમાં જેમ પ્રવાહ મળે તેમ બાળકબાળિકાઓનાં ટોળાં એકઠાં થયાં ને માતા કોરીઆનો જયઘોષ કરવા લાગ્યાં.

એ કાંઈ તમાશો ન હોતો. કોરીઆનું પ્રત્યેક બાળક પણ જાણતું હતું કે જાપાની રાજ્ય કોરીઆનો વાવટો ઉડાવનારનું માથું ઉડાવે છે; પછી તે માથું બાળકનું હો કે બાળિકાનું.

નાગી તલવારો લઈને સિપાઈઓ એ બાળકોની સુન્દર મેદિની ઉપર તૂટી પડ્યા. ચારસો બાળકબાળિકા પકડાયાં. ઘણાંયે ઘવાયાં. પાદરીઓની ઈસ્પીતાલોમાંથી પન્દર રમણીઓ પિતા જીસસનાં પ્યારાં શિશુઓની સહાયે દોડી. એ પણ પકડાઈ. કુમારિકાઓએ કસી કસીને પોતાના અંગ ઉપર ચોળીઓ ને ચડ્ડીઓ શીવી લીધેલી, તે ચીરીને સિપાઈઓએ બધીને નગ્ન કરી ભરબજારે ઉભી રાખી. માતા કોરીઆનાં સન્તાનોની આંખમાંથી આ દેખાવે લોહી ટપકાવ્યાં. છેડાએલી જનતા તોફાન પર આવી. લોકો રાવ લઈને પોલિસના વડા પાસે દોડ્યા. જાપાની અધિકારીઓએ જવાબ વાળ્યો કે "રમણીઓને નગ્ન કરવાનું જાપાની કાયદામાં મંજુર છે."

આ જાપાન કોણ? આપણી માતાની એશિયાઈ બ્હેન! જેણે સૈકાઓ સુધી જુલ્મની સાંકળો ઉંચકીને આખરે એક દિવસ એ સાંકળો તોડી નાખી, જેણે પોતાના શૌર્યથી ને કળાકૌશલ્યથી આખા યુરોપને તેમજ અમેરિકાને ચકિત કર્યું, જેણે જગતમાં એશિયાની ઈજ્જત જાળવી.

આવું પ્રતાપી ને સમૃદ્ધિશાળી જાપાન કોરીઆને શા માટે સન્તાપે છે? બે કરોડ નિર્દોષ ને શૂરવીર મનુષ્યોએ એનો શો અપરાધ કર્યો છે? દુનિયાનો એક ખુણામાં પડ્યો પડ્યો એ પ્રાચીન દ્વીપકલ્પ ચાર હજાર વરસો થયાં સ્વતન્ત્રતા ભોગવતો હતો. પોતાનો કીર્તિવન્ત ને નિષ્કલંક ઈતિહાસ પોતાનાં બાળકોને ભણાવી રહ્યો હતો. એનાં સન્તાનોને ગાવાની કવિતા હતી, પોતાના સુન્દર મનોભાવો પ્રકટ કરવા એને શિલ્પકળા હતી. પોતાને આંગણે બેઠી

બેઠી એ પ્રજા પેગોડા બાંધીને બુદ્ધદેવની બન્દગી કરતી હતી. આવી નિરપરાધી શાન્તિપ્રિય પ્રજાએ જાપાનનું શું બગાડ્યું ?

સવાલનો જવાબ સવાલથી જ દઈએ. ઇજીપ્તે અને આયર્લૅન્ડે ઇંગ્લૅન્ડનું શું બગાડ્યું ? હુંગરીએ ઑસ્ટ્રિયાનું શું બગાડ્યું ? કોંગોવાસીઓએ બેલજીયમનું શું બગાડ્યું ? અને ભારતવર્ષે બ્રિટાનિયાનો શો અપરાધ કર્યો ?

કોરીઆનો અપરાધ એટલો કે એણે પોતાની ભૂમિ ઉપર જાપાનને પગ મેલવા દીધો; એણે જાપાનને નીતિ ને સાહિત્ય શીખવ્યાં; શિલ્પ અને ફિલસુફી શીખવ્યાં. વધુ અપરાધ એ કે કોરીઆ ચીનને આશરે આનન્દ કરી રહ્યું હતું. એથીયે વધુ અપરાધ એ કે એનાં કેટલાંએક અણસમજુ સન્તાનોએ જાપાની લોકોને પોતાની ભૂમિમાં દાખલ થતા અટકાવ્યા ને થોડાકને ઠાર કર્યા. સૌથી મોટો અપરાધ તો એ કે કોરીઆમાં વેપારવાણિજ્ય બહુ કસદાર હતાં. એને બહુ જ મોટાં મોટાં કીમતી બન્દરો હતાં, પણ વેપાર ખીલવનારા વેપારીઓની કોરીઆમાં ખેંચ હતી. કોરીઆનો રાજવહિવટ ચાર હજાર વરસો થયાં ચાલતો, પણ એમાં જાપાની નજરે ઘણા દોષો હતા ! કોરીઆમાં રેલ્વે હતી, પણ એની સુવ્યવસ્થા કરનારા જાપાની અમલદારો ન હોતા ! રે ! કોરીઆમાં સોનાની ખાણો હતી !

( એશિયાનું કલંક ) ઝવેરચંદ મેઘાણી

# ૬—મુકુન્દરાય

રાવૈયા ગામમાં સવારના નવ દસ વાગે પાદરે વડલા હેઠ ગામનાં ઢોર ભેગાં થયેલાં છે. વડનો છાંયો ફરે અને તડકો પડે તેથી તપીને કોઈ ઢોર માંડ માંડ ઉઠી પાછું છાંયે જાય તે સિવાય ઢોર પણ નિસ્તબ્ધ થઇ ગોવાળની રાહ જોતાં બેઠાં છે. નજીક તળાવની પાળ ઉપર એક નાની પણ સુન્દર પુરાતન દહેરી છે. આ દહેરી ત્યાંથી જડેલા પ્રાચીન વલ્લભીના શિલાલેખથી અત્યારે તો ઘણી જ પ્રસિદ્ધ થઇ ગઇ છે પણ આપણી વાર્તાનો સમય તેના અગાઉ ત્રણ વરસ પહેલાં છે. તે વખતે તે દહેરી પાસે ધર્માદાની જાર વેરેલી પડી હતી. એ જાર ચણીને ધરાઇને કેટલાય પોપટ દહેરી ઉપર અત્યારે માથાં હલાવતા હલાવતા જાણે કોઇ કારભારાં ડોળતા હોય તેમ વાતો કરતા હતા. તે સમયે એક ઠાકરડો બેઠેલાં ઢોરમાંથી વાંકોચૂંકો રસ્તો કરતો ધીમે ધીમે ગામમાં ગયો. ભરવાડોની ઝોકો વટાવી તે ચૌટામાં ગયો. ચૌટામાં પેસતાં જ તેણે એક નવી ઉઘાડેલી ચ્હાની દુકાનેથી ચ્હા પીધી અને દેવતા માગી ચલમ પીધી. પછી માથાબંધણાનો છેડો છોડતો છોડતો તે બજારના મધ્ય તરફ ચાલ્યો અને વાણિયાની દુકાને આવી તેણે રવનાથનું ઘર પૂછ્યું. ત્રણ ચાર દુકાનના વાણિયાઓએ કોઇએ સાન કેડ સંભાવી, કોઇએ બહાર કૌતુકની નજર નાખી અને કોઇએ વૈખરીથી "શું છે? શું છે? કોનું કામ છે?" એમ પૂછ્યું. પેલા ઠાકરડાએ ફરી નામ દીધું. જાણે તે પ્રશ્ન પૂરો સમજ-

વાને, વિદ્યાર્થીઓ મહેતાજીનો પ્રશ્ન જવાબ આપતા પહેલાં બોલે છે તેમ, "કોણ રઘનાથ કે?" એમ બે ત્રણ વાર બોલી એકે કહ્યું, "રઘનાથ તો બે છે. રઘનાથ જોષી, પણે જોષી ફળીઆમાં રહે છે; અને રઘનાથ ભટ, આ ખાંચામાં પહેલું ખડકીબંધ ઘર."

'રઘનાથ' નામ બે ત્રણ વાર બોલતાં એ ઘરમાંથી એક બાત્રીસેક વરસની વિધવાએ ડોકું બહાર કાઢયું. ઠાકરડાના હાથમાં તાર જોઈ તેણે ઘર તરફ મ્હોં કરી કહ્યું, "બાપુ, જુઓ જોઇએ, ભાઇનો તાર આવ્યો લાગે છે." બાઇએ થીંગડાવાળું પણ ચોકખું અબોટિયું પહેર્યું હતું. તેનું મ્હોં ચિન્તાવાળું દેખાતું હતું, અને માથાના વાળ આજે જ કઢાવેલા હતા. છતાં તેના અંગેઅંગમાં સ્ફુર્તિ અને તન્દુરસ્તી દેખાતાં હતાં અને પોતાની સ્થિતિ ઉપરના પ્રભુત્વથી અને અજ્ઞાત કૃતકૃત્યતાના સન્તોષથી જે સ્વસ્થતા આવે છે તે તેનામાં હતી.

ઘરમાંથી, પહેરેલી ધાબળીએ, પાઠની ભગવદ્ગીતાનો ગુટકો એમ ને એમ હાથમાં રાખી, તેના પિતા બહાર આવ્યા, અને ઠાકરડા પાસેથી તાર નીચે નખાવી લીધો. બાપદિકરી ઘરમાં ગયાં. તારવાળો તેમનો ઉદ્વેગ જોઇ શીખ-ની આશા છોડી ચાલતો થયો. રઘનાથ ભટ ધોતિયું પહેરી માથે સફેદ પાઘડી અને ખુલ્લે ખભે એક ધોળું ખેસિયું નાખી, હાથમાં લાકડી લઈ બજાર તરફ ચાલ્યા. ધ્રૂજતા હાથ અને અસ્થિર પગ જોઇ ગંગાએ કહ્યું, "બાપુ, એમાં

ચિન્તા ન કરશો. ભાઈને આ વરસ આવવામાં મોડું થયું છે એટલે તાર કર્યો હશે. કાંઇ રોકાણ થયું હશે. તમે કહો તો હું ગામમાં જઇ વંચાવી આવું." ડોસાએ પોતા પર કાબુ મેળવી, માથું હલાવી ના પાડી, ચાલવા માંડયું. ગામમાં કુસળચંદ વાણિયાનો દિકરો ફક્ત કપાસના ભાવના તાર વાંચવા જેટલું અંગ્રેજી ભણ્યો હતો. તેની પાસે જઈ રઘનાથે તાર વંચાવ્યો. ઘણી મુશ્કેલીએ છોકરાએ તાર ઉકેલ્યો કે "મુકુન્દરાય મિત્રો સાથે લોકલમાં આવે છે." કેટલા મિત્રો તે તારમાંથી નક્કી ન થઇ શકયું. તાર સાંભળી ડોસા ચાલવા માંડયા એટલે કુસળચંદે બે ઘડી બેસવા આગ્રહ કર્યો. ડોસાએ કહ્યું કે ઘેર રસોઇ કરાવવી છે એટલે ઉતાવળ છે. કુસળચંદે બહુ જ મમત્વથી ડોસાને કહ્યું કે આ વખત તો ભાઇની પાસે જરૂર ટપાલની અરજી કરાવવી છે.

રામૈયામાં ટપાલનું દુઃખ હતું. ટ્રેન થયા પહેલાં તોરણીઆ મારફત તેમને ટપાલ આવતી. હવે રામૈયા સ્ટેશન ચાર જ માઇલ દૂર હતું પણ ટપાલની વ્યવસ્થા જૂની જ કાયમ રહી હતી તેથી એક દિવસ નકામો જતો. રેલ્વેમાં નવી લાઇન થાય, નવું સ્ટેશન થાય તેમાં પોસ્ટ ખાતાને શું! એ ખાતુ તો સ્વતન્ત્ર છે ના?

રઘનાથ ઉતાવળે પગે ઘેર આવ્યા. ડોસાના મ્હોં પરથી કુશળ સમજી ગંગાએ કહ્યું, "હું ન હોતી કહેતી? તમે નકામી ચિન્તા કરતા હતા. ભાઇ આવે છે ના?"

"હા, અને સાથે તેના ભાઇબન્ધોને તેડતો આવે છે. હવે જમવાનું કેમ કરીશું ? ગાડી આવવાનો વખત તો થઇ ગયો છે, નહિ? તેં દાળમાં હવેજ નાખી દીધો છે ? "

"હા"

"ત્યારે લાડુ કરીશું ? "

"ના, ભાઇને લાડુ પસન્દ નથી. તેના કરતાં તો શીરો તેને ભાવે છે એમ એક દિવસ કહેતા હતા. અને સાથે ભજિયાં પણ કરીશું. તમે ભજિયાં માટે જે મળે તે લઇ આવો. ઘી પણ જોઇશે. શીરા માટે બદામ તો છે."

રઘનાથ ઘીનું વાસણ લઇ એમ ને એમ ગામમાં ગયા. બીજી બાજુ ગંગાએ તુવરની દાળનું પાણી કાઢી નાખી તેની લચકો દાળ કરી અને દહીં સરસ હતું તે ભાગીને કઢી કરવા માંડી. થોડીવારે રઘનાથ તપેલીમાં તાજું, લીલી ઝાંશવાળું ઘી અને બીજા હાથમાં કોળું લઇને આવ્યા અને કહ્યું, "બીજું તો કાંઇ ન મળ્યું."

"કાંઇ ફિકર નહિ. તમે એનાં પાતળાં પતીકાં કરો. એ તો કોળાનાં પણ સરસ ભજિયાં થશે." ગંગા ઉઠી અને ભજિયાં માટે ચણાની દાળ દળવા બેઠી. ડોસા અતિ ચીવટથી ભજિયાં માટે પાતળાં પતીકાં કરવા બેઠા. એમ આ થોડી મિનિટ પર ચિન્તાજન્ય શાન્તિમાં ડૂબેલું ઘર ઘડીમાં હર્ષજન્ય વ્યવસાયમાં પડી ગયું.

રઘનાથ ભટ ગામના પ્રતિષ્ઠિત અને નાતજાતમાં સારી

આગરૂવાળા ઉંચા કુટુમ્બના બ્રાહ્મણ હતા. નાની વયમાં માબાપ ગુજરી ગયાં હતાં પણ તેમણે પોતાના જ સાહસથી પહેલાં જામનગર અને પછી કાશી જઈ અભ્યાસ કર્યો હતો. તે સંસ્કૃત સારૂં જાણતા. જ્યોતિષ, કાવ્ય, ભાગવત, કર્મ-કાણ્ડ વગેરે ભણેલા હતા. તેમનો કંઠ ઘણો મધુર હતો અને જ્યારે ભાગવતની કથા કરતાં કૃષ્ણ યમુનામાં પડતાં યશોદાએ કરેલા વિલાપનું વર્ણન કરતા કે ગોપિકાગીત ગાતા ત્યારે અભણ માણસ પણ આંસુ પાડતાં. પોતાની પ્રતિષ્ઠાથી જ જ્ઞાતિજનોના દ્વેષ છતાં તે સારે ઘેર પરણ્યા અને તેમનાં જૂનાં ઘરાકો અને ગિરાસ તેમના કંકાસિયા કાકા પાસેથી એની મેળે પાછાં આવ્યાં. વખત જતાં તેમણે ગિરાસમાં કંઈક વધારો પણ કર્યો. તે મોટી ઉમ્મરે પરણ્યા હતા. એટલે તેમની પત્ની નાની ઉમ્મરની હતી પણ તેમનું કુટુમ્બ ગામમાં અને નાતમાં સુખીમાં સુખી ગણાતું. હરકોરને રસોઈ ઘણી સારી અને ત્વરાથી કરતાં આવડતી. તેના જેવી પાતળી સોટી કૂવેલી અને બરાબર ચઢવેલી રોટલી કોઈક જ કરી શકતું અને પૂરણપોળી તો સ્ત્રીઓ તેની પાસે શીખવા આવતી. તેના જેવી ઝીણી વાટ કોઈ ન કરી શકતું અને એક જાડી વાટ કરતાં બે પાતળી વાટનો પ્રકાશ વધારે પડે છે એ તેની પોતાની શોધ હતી. પણ આ સુખ ઝાઝા દિવસ ટક્યું નહિ. નવ વરસની મંગાને અને છ વરસના મુકુન્દને મૂકી હરકોર ગુજરી ગઈ. રેવનાથને સારા સારા ઘેરથી કહેણ આવ્યાં પણ મોટી ઉમ્મરે ફરી પરણવાની તેમણે ના પાડી અને છોક-રાંને ઉછેરીને મોટાં કરવા ઉપર જ જીવન ગાળવા માંડ્યું.

છોકરાં નાનાં હોવાથી અને સગાં દ્વેષીલાં હોવાથી તેમને બહારગામ જવાનું છોડી દેવું પડ્યું છતાં કરકસરથી અને અંગમહેનતથી તે સારી રીતે રહી શકતા અને પાંચ પૈસા બચાવી પણ શકતા. ગંગા ચૌદમે વરસે વિધવા થઇ એ એમના જીવન ઉપર બીજો વધારે કારી ઘા પડ્યો. પશ્ચિમ-વયમાં આ ઘા ઠેઠ સુધી રૂઝાઇ ન શક્યો. ગંગામાં માતાની આવડત, સુઘડતા અને પિતાનું સંસ્કારીપણું, ધીટપણું ઉતર્યાં હતાં; તેણે જ નાના ભાઇને ઉછેરવાનો અને ઘરનો બીજો બધો ભાર ઉઠાવી લીધો. રઘનાથની સેવા તે માતા જેવા કોમળ સ્નેહથી કરતી પણ રઘનાથમાં જૂનો ઉલ્લાસ કદી ફરી આવ્યો નહિ. તેમની બુદ્ધિની સૂક્ષ્મતા એની એ રહી, પણ નવાં કાર્યોનો ઉત્સાહ મન્દ થયો અને દહાડે દિવસે ઓછાબોલા થતા ગયા. ભગ્નહૃદયમાંથી જાણે તેમનું જીવન વેગથી સરવા માંડ્યું—માત્ર પુત્રને પ્રતિષ્ઠિત જોવાની તેમની જૂની ઇચ્છામાં નિઃશબ્દ નિષ્ક્રિય તીવ્રતા આવી. આવી સ્થિતિમાં પણ ગામમાં તેમની પ્રતિષ્ઠા એ જ રહી હતી. ઉલટું દુઃખમાં રાખેલી ધીરજથી તેમના તરફ પૂજ્યભાવ થયો હતો.

મુકુન્દમાં માબાપની સર્વ શક્તિ ઉતરી આવી હતી ખરી પણ તેના પિતાના ઔદાસીન્યને લીધે તે કેળવાઇ ન હોતી. નાનપણથી જ તેને સ્વતન્ત્રતાથી કામ કરવાની ટેવ પડી હતી અને એ ટેવ અંગ્રેજી શિક્ષણ લેવા તે બહારગામ ગયો ત્યારથી વધવા માંડી. મેટ્રિક થયા પછી તે કૉલેજમાં ગયો હતો. અત્યારે તે બી. એસસી. ના પહેલા વર્ષમાં હતો અને ઉનાળાની રજા પડેલી હોવાથી ઘેર આવતો હતો.

કૅાલેજના અભ્યાસના આ વર્ષમાં વિદ્યાર્થીનું ચારિત્ર્ય અને ભાવી કારકીર્દી કંઇક ચોક્કસ સ્વરૂપ પકડે છે. અને કૅાલેજના સ્વાતન્ત્ર્યના વાતાવરણને લીધે અને પરીક્ષાની ચિન્તા ન હોવાથી આ વરસમાં વિદ્યાર્થીમાં માનસિક અને શારીરિક ઉલ્લાસ પણ ઠીક હોય છે. આપણા **મુકુન્દરાય**માં પણ આ વરસ ઠીક ઉલ્લાસ આવ્યો હતો. તે ટેનિસ સારૂં રમી શકતો. ટેનિસની છેલ્લી રમતમાં જ માત્ર તે હાર્યો હતો પણ તેની રમવાની છટા ઘણી જ વખણાઇ હતી. તેની છટાથી જ અને સામાન્ય રીતભાતથી સ્ત્રીવિદ્યાર્થીઓનો તે ખાસ માનીતો થયો હતો. સ્ત્રીવિદ્યાર્થીઓ ટેનિસમાં તેને ભાગીદાર તરીકે માગતી. અને હમણાં તો ટેનિસ કરતાં પણ સ્ત્રીઓ તરફની રીતભાતથી સર્વ પુરુષવિદ્યાર્થીઓ પણ તેને ઘણું માન આપતા. કૅાલેજમાં મિસ **ગુપ્તા** કરીને એક બહુ જ જાજરમાન વિદ્યાર્થિની હતી. પુરુષો તરફ કંઇક તિરસ્કારની નજરથી તે જોતી. ડીબેટિંગ સોસાઇટીમાં તે પુરુષોને હસી કાઢતી. પણ ઘણીવાર સ્ત્રીઓનો આવો તિરસ્કાર પુરુષને વધારે આકર્ષવા માટે જ હોય છે. મિસ **ગુપ્તા**ને પણ તેમ થયું. અનેક પૈસાદારો અને ફેશનેબલ યુવાનો તેની સેવા કરવા તલસતા. ટેનિસમાં, સામા પક્ષના પુરુષો તરફથી બહુ જ સહેલાં પોઇન્ટ્સ તેને મળતાં અને તેના વળતા ફટકા નહિ લઇ શકવામાં પુરુષો પોતાને ધન્ય માનતા. પણ તેમાં અનન્ય સેવાનો લાભ તો **મુકુન્દ**ને મળ્યો. એકવાર મુકુન્દે તેના પક્ષકાર થઇ તેને ત્રણ સેટોમાં લાગલાગટ જીત અપાવી, ત્યારથી તેમની મૈત્રી વધી. પછી લેબોરેટરીમાં

પણ બન્ને અનાયાસે ઘણીવાર એક જ ટેબલ પર ભેગાં થઇ જતાં. એકવાર મુકુન્દના ટેબલ પર મિસ ગુપ્તા જઇ ચઢયાં. મુકુન્દે ટેસ્ટ ટયુબમાં એક સુન્દર વાદળી રંગનું ડીપોઝિટ બનાવ્યું હતું તે બતાવી કહ્યું, "મિસ ગુપ્તા, શું તમને આ રંગ સુન્દર નથી લાગતો ?" મિસ ગુપ્તાએ હા પાડી. મુકુન્દે વાત લંબાવી, "સાયન્સને લોકો જડ માને છે પણ કોણ કહેશે આમાં સૌન્દર્ય નથી ?" મિસ ગુપ્તાએ ફરી હા પાડી. મુકુન્દ આગળ વધ્યો, "તમને નથી લાગતું કે આ રંગની સાડી હોય તો શોભે ?" મિસ ગુપ્તાએ કહ્યું, "હા, એ રંગની સાડી હોય છે પણ ખરી." મુકુન્દે જરા વધારે બહાદુર થઇ કહ્યું, "હોવી જ જોઇએ. હિન્દુસ્થાન તો રંગોનો દેશ છે. આપણે રંગોના પ્રયોગો કરવા જોઇએ. આ રંગને આપણે સરખાવી જોઇએ તો કેવું ?" મિસ ગુપ્તાને આમાં ઘણો રસ પડયો. બીજે દિવસે મિસ ગુપ્તા એવી જ સાડી પહેરીને આવી અને મુકુન્દને એ રંગનું સોલ્યુશન બનાવવા કહ્યું. મુકુન્દે કહ્યું, "તમે પોતે જ બનાવો. હું બધી સામગ્રી કરી આપું." મુકુન્દે તેમ કર્યું. બધી ક્રિયા કર્યા પછી એક હાથમાં ટેસ્ટ ટયુબ અને બીજા હાથમાં શીશી લઇ મિસ ગુપ્તા છેવટનું દ્રવ્ય રેડતી હતી, અન્દર ધીમે ધીમે રંગ થતો જતો હતો તે જોતી હતી, અને તે જ વખતે તેના માથામાં ખોસેલી પિન નીકળી ગઇ, અને છેડો સરવા લાગ્યો. અરધું જાણતાં અરધું અજાણતાં તેનાથી મુકુન્દનું નામ દેવાઇ ગયું અને મુકુન્દે 'કંઇ નહિ' કહી તેનો છેડો બહુ જ વિવેક અને મર્યાદાના દેખાવથી બરાબર

પર સરખો કરી આપ્યો. બસ. ત્યારથી મુકુન્દ જ આખી કૉલેજમાં ધન્યતમ યુવાન ગણાવા લાગ્યો.

મુકુન્દની પ્રતિષ્ઠા હવે વધવા માંડી. બધા વિદ્યાર્થીઓ તેને માન આપવા લાગ્યા. નોકરો પણ તેને સલામ ભરવા લાગ્યા, અને તેનો હુકમ ઉઠાવવા લાગ્યા. તેનો ટેસ્ટ વખણાવા લાગ્યો. તેની મૈત્રી કરવી એ ફૅશન થઇ. તેને ઘણા પૈસાદાર મિત્રો થયા. તેમને તે કેટલીક ઉત્તમ ચીજોનો ઉપયોગ શીખવતો, ટાઇના પ્રકારો શીખવતો, રૅકેટ સમ્બન્ધી અને ફટકા મારવા સમ્બન્ધી સલાહ આપતો, છેલ્લામાં છેલ્લી ઢબ સમ્બન્ધી અભિપ્રાય આપતો: આ બધા પ્રસંગોથી તે પોતે ન ખરીદી શકે એવી ઘણી ચીજો તેને વગર પૈસે મળતી. મિત્રો આગળ તે ગરીબ દેખાવું પસન્દ કરતો નહિ. પૈસાદાર દેખાવાની કળા પોતાને સિદ્ધ છે એમ તે માનતો. તેની પાસે પૈસા ઓછા હતા પણ તે પાકીટ ઉંચી જાતનું વાપરતો. તે બનાતના ઉંચા જોડા લઇ શકતો નહિ પણ બ્લૅંકો લગાડી તેને બરાબર સફેદ અને ડાઘા વગરના રાખી શકતો. પાટલૂન નેકટાઇ પહેરવાનો રિવાજ તેણે હજી દાખલ કર્યો ન હોતો પણ ઝીણાં ફરફરતાં ધોતિયાં તે સુન્દર રીતે પહેરતો. આ બધાનું પરિણામ એ થતું કે જો કે તેના બહારના દેખાવના પ્રમાણમાં તે બહુ કરકસરથી રહેતો પણ પોતાની સ્થિતિથી ઘણું વધારે ખર્ચ કરતો અને બાપ પાસેથી ચોપડીઓ મગાવવાના ખોટા બહાનાથી તેને ઘણી વાર પૈસા મગાવવા પડતા.

તેની છેવટની ફતેહોથી અંજાઇ પાસેના કેટલાક પૈસાદાર મિત્રો તેને ત્યાં આ વખતે વેકેશન ગાળવા આવતા હતા.

ગંગા અને રઘનાથ ભાઇ માટેની ધામધૂમમાં પડ્યાં હતાં એટલામાં બાપના તીવ્ર કાને બહાર એકાનો અવાજ સાંભળ્યો. તે સાંભળીને ખડકી તરફ ધીમે ઉઠીને તે જાય છે એટલામાં એકામાંથી એકદમ ઉતરી 'કમ ઑન, કમ ઑન' કરતો મુકુન્દરાય ખડકીમાં આવ્યો. તેની પાછળ બે જણ ખાખી ખમીસ, ખાખી નેકટાઇ અને ધોતિયાં પહેરેલાં, એક હાથમાં ખિસ્સો અને બીજા હાથમાં ટેનિસનું પ્રેસમાં દબાવેલું અને ખાખી રબરની ખોળવાળું રૅકેટ લઇને ખડકીમાં પેસતા હતા. રઘનાથે "ભાઈ આવ્યો" કહ્યું પણ મુકુન્દરાયનો મિત્રો તરફનો વિવેક હજી પૂરો થયો ન હોતો એટલે તેણે કાંઇ જવાબ ન દીધો. અન્દર આવી, મુકુન્દરાય, ઘંટીના અવાજથી, જાણે પોતે દોરી રાખેલું કોઇ સુન્દર ચિત્ર કોઇએ ભૂંસી નાખ્યું હોય તેમ, ચિઢાઇને બોલ્યો; "આ અત્યારે ઘંટી કોણ ચલાવે છે?" ગંગાએ જરા લોટવાળા હાથ ખંખેરતાં હસતે મોઢે બહાર આવી કહ્યું, "ભાઈ, તમારા માટે ભજિયાંનો લોટ જરા દળતી હતી. મોઢું કેમ સૂકાઈ ગયું છે?" મુકુન્દે એ જ અવાજમાં કહ્યું, "પણ હજી તમે રસોઇ નથી કરી? મેં તાર કર્યો હતો ને! કેટલું બધું મોડું થયું? અલ્યા એકાવાળા, ટ્રંકો અન્દર લાવ. આવોને મિસ્ટર પંડિત, મિસ્ટર ચોકશી." બન્ને મહેમાનો, ઘંટીના અવાજથી મુકુન્દરાયને જે આઘાત લાગેલો હતો તેના સાક્ષી થઇ તેની સ્થિતિ વધારે કફોડી

ન કરવા, ખડકી બહાર સામાન લેવા પાછા ગયા હતા, તે અન્દર આવી ઉભા રહ્યા. મુકુન્દરાયની પૂર્વની મૂઝવણ હજી બન્ધ પડી ન હોતી અને તેથી અન્દર બોલાવેલા મિત્રોને શું કહેવું તે તેને તરત સૂઝ્યું નહિ. ખુરશી ટેબલ હોય તો મિત્રોને અંગ્રેજીમાં કહી શકાય કે 'કૃપા કરીને તમારી બેઠક અહીં લ્યો.' પણ આ તો ઓટલો, તેના પર ચઢવાનાં પગથિયાં, તેમાં મિત્રોને શું કહેવું ? આ ગામની અને ઘરોની રચના તેને બહુ જ અર્થ વિનાની લાગી. તેના પિતા તેના આગલા પ્રશ્નોનો જવાબ ગળી જઈ, તેની વિહ્વલતા કંઈક સમજી બોલ્યા, "આવોને ભાઈ, અહીં બેસવું હોય તો અહીં બેસો, ખાટલા ઉપર. નહિ તો ખડકી ઉપરની મેડીએ તમારો ઉતારો રાખ્યો છે ત્યાં સામાન મૂકાવો."

મુકુન્દને પોતાની પ્રતિષ્ઠા સાચવી રાખવા અને મિત્રો માટેની ચીવટ બતાવવા હજી જરા વધારે પ્રશ્નો કરવાની જરૂર લાગી. "ઉપર સાફ કરાવ્યું છે ?" ડોસાએ અતિ ભાવપૂર્વક કહ્યું, "રજાઓ પડી ત્યારથી બ્હેન એ મેડી હમ્મેશાં સાફ કરે છે." આ ઉત્તર પણ તેને રૂચ્યો નહિ. એકાવાળાને બિસ્ત્રા અને ટૂંકો ઉપર મૂકવાનું કહી તેણે ફરી પૂછ્યું, "પણ ત્યારે હજી સુધી રસોઈ કેમ તૈયાર થઇ નથી ? મેં એટલા માટે તો તાર કર્યો હતો."

"પણ ભાઈ, તાર તો હજી હમણાં આવ્યો, અને ગામમાં વંચાવવાનું પણ દુઃખ."

રેલ્વેનો તાર મૂકનાર મુસાફર પહેલાં જવલ્લે જ પહોંચે છે એ હકીકત સર્વ જાણે છે. પણ માણસ કોણ જાણે શાથી

એમ માને છે કે મનના વેગથી હકીકતને ઉડાડી મૂકી શકાય છે. પણ હકીકત હમેશાં અર્થહીન હોય છે અને તેને નહિ સ્વીકારનારનાં કાર્યોને અર્થહીન કરે છે.

મુકુન્દે ઘણા જ વેગથી કહ્યું, "અરે, તાર તે કેમ મોડો આવે? મેં ઠેઠ ઝાંખરિયા જંકશનથી કર્યો હતો ને?"

ગંગાએ ભાઇની નિર્બળતાનો લાભ લીધા વિના જરા હસીને કહ્યું, "ભાઇ, એ તો અમને શી ખબર પડે? પણ જે તે તમારે જમવાનું નહિ મોડું થાય. ચ્હા ખા પીશો, નહાશો, ત્યાં રસોઇ તૈયાર હશે."

ગંગાના હાસ્યથી મુકુન્દના મનનું હાસ્યદ્વાર ખૂલ્યું. જાણે વસ્તુસ્થિતિ માટે માફી માગતો હોય તેમ પોતાના મિત્રો તરફ વળીને તેણે હસીને કહ્યું, "આ તો ગામડું છે. તાર કરીએ તોપણ આ સ્થિતિ!" મિત્રોએ 'કાંઇ નહિ' કહી પોતાની ઉદારતા બતાવી. એટલામાં એકાવાળાએ ટ્રંકો અને બિસ્ત્રા મેડી ઉપર ચઢાવી દીધા હતા એટલે "ચાલો ત્યારે ઉપર જઇએ" કહી તે મિત્રોને લઇ મેડી તરફ ચાલ્યો ત્યાં એકાવાળાએ ભાડું માગ્યું. મુકુન્દે ખિસ્સામાંથી પાકીટ કાઢ્યું, તેની ચાંપો ચપ ચપ ઉઘાડી, અને અન્દરથી એક રૂપિયો કાઢી એકાવાળા તરફ જાણે રૂપિયામાં શું છે એવા અભિનયથી ફેંક્યો. એકાવાળો રૂપિયો લઇ ચાલવા જતો હતો ત્યાં રઘનાથ ભટે કહ્યું, "કેમ ભાઇ, આટલું બધું ઠરાવ્યું હતું? એકા તો આઠ દસ આનામાં આવે છે."

મુકુન્દે બેદરકારીથી જવાબ આપ્યો, "અમે તો કોઇ દિવસ ભાડું ઠરાવતા જ નથી. એટલી રકમમાં પાછું શું માગવું ? એની પાસે છૂટા પૈસા પણ નહિ હોય. કેમ અલ્યા, છુટા પૈસા છે ?"

પેલો તો ના જ પાડે ના !

મુકુન્દે વાત બન્ધ કરાવવાને માટે મોઢાનો ફેરફાર કર્યો પણ તેના પિતા એ સમજી શક્યા નહિ. તેમણે કહ્યું, "એટલા પૈસા તો ઘરમાંથી પણ નિકળશે. નહિ તો બજાર-માંથી પણ મળશે."

મુકુન્દે આખરે છેવટના ફેંસલાના અવાજથી કહ્યું, "કાંઇ નહિ, બિચારો ગરીબ છે." એકાવાળો આ રઘનાથ ભટના દિકરાને સલામ ભરી ચાલતો થયો. પણ પોતાના ઘરની સ્થિતિ આમ ચાર છ આના પાછા લેવા જેવી છે એ બાબત આટલી બધી ખુલ્લી રીતે ચોળાઇ તેથી મુકુન્દને માઠું ઘણું લાગ્યું. પ્રયત્નથી હસતું મ્હોં રાખી તે ઉપર ગયો. સમાન સાથે નિરર્થક હાસ્ય અને અસમાન તરફ નિરર્થક તોછડાઇ એ આધુનિકતાનાં લક્ષણો છે.

ઉપર જઇ થોડી વાતચીત કરી પછી ચ્હા પીધી. ચ્હા પીધા પછી જ સવારનાં શારીરિક નિત્યકર્મો કરવાનો આ મિત્રોનો રિવાજ હતો અને આવી ટેવો પોતાની વૈયક્તિક વિશિષ્ટતા તરીકે તેઓ જાળવી રાખતા હતા અને વધારતા જતા હતા. ધીમે ધીમે ચ્હા પી, સિગારેટ પીતાપીતા,—

મુકુન્દ કોઇ વાર બીજાની આપેલી સિગારેટ પીતો પણ આજે તેના પિતાના માનમાં તેણે લેવા ના પાડી હતી— ત્રણે જણ બહાર ગયા.

ગંગાનું કહેવું અક્ષરશઃ ખરૂં પડયું. મુકુન્દ અને તેના મિત્રો આવીને નાહી રહ્યા ત્યારે જમવાનું તૈયાર થઇ ગયું હતું. વૃદ્ધ રઘનાથ, જુવાનો સંકોચ ન પામે માટે, પોતે પાછળથી જમવાની ઇચ્છા બતાવી અધુરી રહેલી માળા પૂરી કરવા બેઠા. ગંગાએ પાટલા અને લોટા ભરીને તૈયાર મૂકયા હતા ત્યાં ત્રણેય કૉલેજિયનો બેઠા. મુકુન્દે કહ્યું, "ગંગા, લે પીરસ."

ગંગા શીરો પૂરી અને દાળ પીરસેલી થાળીઓ બહાર લાવી. એ જોઇને જ મુકુન્દનો પિત્તો ગયો. તે બોલી ઉઠયો, "શીરો કેમ કર્યો છે ?"

ગંગાએ ધીરજથી જવાબ આપ્યો, "ભાઇ, બીજું કરવાનો વખત જ ન હોતો." મુકુન્દે એકવાર કહેલું કે શીરો તેને બહુ ભાવે છે પણ ગંગા કુદરતી રીતે જ કળી ગઇ કે એ જવાબથી ભાઇની સ્થિતિ ખરાબ થશે, એટલે તે ગમ ખાઇ ગઇ. પણ મુકુન્દ એમ શાન્ત થાય તેમ ન હોતો. "એનો એ જવાબ ન આપ. પૂરણપોળી કરવી હતી."

"ભાઇ, દાળમાં હવેજ નાખી દીધો હતો. ફરી દાળ મૂકું તો ઘણી વાર થઇ જાય."

"અને શાક તો બિલકુલ કર્યું જ નથી ?"

"બીજું કાંઇ મળતું ન હોતું. પણ ભજિયાં કર્યાં છે."

ઉપરી અમલદાર તાબેદારનો ખુલાસો સ્વીકારતો હોય એવે અવાજે મુકુન્દે કહ્યું, "ઠીક ત્યારે; શેનાં કર્યાં છે?"

"કોળાનાં."

મુકુન્દને આ અસહ્ય લાગ્યું. તેણે ચાખવા જેટલી રાહ જોઇ હોત તો તેને અને તેના મહેમાન મિત્રોને સમજાત કે શહેરનાં ભજિયાંથી આ કોઇ રીતે ઉતરે તેવાં ન હોતાં. પણ તેને તો કોળાનું નામ જ ખરાબ લાગ્યું. તેનાથી મોટા અવાજે બોલી જવાયું, "કોળાનાં તે કાંઇ ભજિયાં કહેવાય!"

ગંગાને ઘણું ઓછું આવ્યું. તેણે કાંઈ જવાબ ન આપ્યો. મુકુન્દને પણ પોતાની પ્રતિષ્ઠા માટે એ જ જોઇતું હતું. બ્હેનના સામું પણ મુકુન્દે જોયું નહિ. તેણે થોડી વાર રોષભર્યે મ્હોંએ ખાધા કર્યું અને પછી મિત્રો સાથે શહેરના સીનેમા, પાર્ટીઓ વગેરેની વાતો કાઢી તેમનું મનરંજન કરવા માંડયું.

સવારે ટપાલ સમ્બન્ધી થયેલ વાતચીત મુકુન્દને કહેવાને રઘનાથ ઘણા વખતથી રાહ જોતા હતા. પણ તેને વાતનું સુખ મળતું ન હોતું, છતાં ધીમેથી વાત કાઢવા તેમણે કહ્યું, "કેમ, હવે તો આરામ લેશો ખરૂં ના?"

મુકુન્દે ટુંકમાં 'હા' કહી.

રઘનાથે આગળ ચલાવ્યું, "પછી જરા આ ભાઇઓને ગામ દેખાડજો. પેલી તળાવની પાળ ઉપરની દહેરી બતાવજો. તેમાં શિલાલેખ છે તે બતાવજો."

મુકુન્દને ગામડાની વાત જ કાપી નાખવી હતી. તે કહે, “ હવે એમાં તે શું જોવું છે ? ”

ડોસા ત્યાં પણ પાછા પડયા. તોપણ આગળ બોલ્યા, “ તોપણ જરા નમતે પહોરે ફુસળચંદને ત્યાં જજો. તેઓ સંભારતા હતા તમને. અને કહેતા હતા કે આ વખતે તો ભાઇની પાસે ટપાલની અરજી જરૂર લખાવવી છે. ”

આ બધી ક્ષુલ્લક બાબતોથી વળી મુકુન્દને માઠું લાગ્યું. તેણે જવાબ આપ્યો, “ તે અમે આમ કૉલેજમાં ખૂબ કામ કરીને થાકીને આવ્યા હોઇએ ત્યાં વળી અરજી ક્યાં લખવા જઇએ ? ” અને આમ કહેતાં માથાની બાબરી આંખ પર સરી આવતી હતી તેને જગાએ પાછી ફેંકવા તેણે મોઢું ત્રાંસુ ઉછાળ્યું. તેથી તેના મનના અને વાણીના ઉછાંછળાપણાનો એ બરાબર ઉચિત અભિનય થઇ રહ્યો. તેના બાપે બોલવું બન્ધ કર્યું.

ત્રણેય જણા મેડીએ સુવા ગયા. મિ. પંડિત અને ચોકશી તો ઉંઘી ગયા પણ મુકુન્દને ઉંઘ ન આવી. તેનું ચિત્ત વિચારે ચઢયું.

“ ડોસાએ મારી પ્રતિષ્ઠા ઉપર બધું પાણી ફેરવ્યું. હવે આ ચોકશી ને પંડિત એમ જ માનશે કે હું તો ગરીબ છું. કૉલેજમાં બધેય કહી દેશે. મેં નિશાની કરી તોય એકાવાળાની વાત પડતી ન મૂકી ! હું કૉલેજમાં કેટલી કરકસર કરું છું તે એ સમજતા જ નથી. મિ. દલાલ પચીસ

રૂપિયાનું રૅકેટ વાપરે છે અને હું આઠ જ રૂપિયાનું વાપરૂં છું. તેથી જ હું તે દિવસે ટુર્નામેન્ટમાં હારી ગયો. છતાં સ્ટાઇલ તો મારી જ વખણાઇ હતી. કલેક્ટરે અને તેની પત્નીએ મારૂં નામ પૂછ્યું હતું. હવે આમ ક્યાં સુધી સહન કરવું ? ક્યાં સુધી માન રાખવું ? હવે મારે એકવાર ડોસા સાથે ચોખવટ કરવી જ જોઇએ. માન રાખવું એ મનની નબળાઇ છે........'

મુકુન્દ, મિત્રો જાગે નહિ તેમ, બાપને કહેવાનો નિશ્ચય કરી ઉઠ્યો ને રઘનાથ પાસે ગયો. મુકુન્દની વર્તણુકથી તેમને માઠું લાગ્યું હતું અને 'રુચી નથી' કહી તે જમ્યા પણ ન હોતા. અત્યારે ઉદાસીન થઇને થાકીને જરા આડે પડખે થયા હતા. જરા સળવળાટ સાંભળતાં જ આંખ ઉઘાડી મુકુન્દને જોઇ તેઓ બેઠા થયા. મુકુન્દ પાસે બેઠો પણ કોણ જાણે, તેના મિત્રો અને કૉલેજનું વાતાવરણ ન હોતું તેથી કે પિતા પાસે છુટ લેવાની ટેવ નહિ તેથી, તે વાત શરૂ કરી શક્યો નહિ. તેણે ફરી સબળ થવાનો નિશ્ચય કર્યો અને કૃત્રિમ વેગ અને બળથી તે બોલવા મંડ્યો. પણ આથી તેના બોલવામાં કાંઇ મર્યાદા કે ઢંગધડો કે ક્રમ કે વિચારસંકલના પણ રહી નહિ. "આવું હું ક્યાં સુધી સહન કરી શકું ? તમે મારી પ્રતિષ્ઠા મારા ભાઇબન્ધોને દેખતાં ખોવરાવી છે. મારે રૅકેટ વગર ચલાવવું પડે છે. તમે નકામો લોભ બહુ કરો છો ! હું તમારી આમન્યા ક્યાં સુધી રાખું ?" વગેરે તે જેમ આવે તેમ બોલી ગયો. રઘનાથ પોતાની ટેવ પ્રમાણે ચૂપ જ રહ્યો. ફરી મુકુન્દને ન સમજાયું કે હવે શું કરવું. પણ એટલે આવ્યા પછી

વાત પૂરી કરવા સિવાય ઉપાય ન હોતો. તેણે ફરી બળનો નિશ્ચય કર્યો અને પૂછ્યું, "ત્યારે શું કહો છો?" રઘનાથ ખિન્ન પણ શાન્ત વદને બોલ્યા, "શેનું?"

"આ પૈસામાં હેરાન થાઉં છું તેનું?"

"પણ પૈસા તો છે તેટલા મોકલું છું. બીજા ક્યાંથી કાઢું?"

મુકુન્દને તો હવે વાતને ઠેઠ પહોંચાડવી હતી. તેણે કહ્યું, "તો ખેતરો વેચી નાખો. હું મારા અભ્યાસની ખાતર ગમે તેટલો આત્મભોગ આપવા તૈયાર છું!"

"પણ ખેતરો એમ વેચી દઈએ તો ગંગાનું શું થાય?"

મુકુન્દને એક ક્ષણમાં અનેક વિચારો આવી ગયા. વિધવાવિવાહ નહિ કરવાનાં અનેક અનિષ્ટ પરિણામો ઉપરાન્ત તેને બીજાં ઘણાં દેખાયાં. આ ઉપાય પિતાને સમજાવવાનું તેને મન થઇ ગયું પણ જીભ ન ઉપડી. બધા વિચારો સંકેલીને તેણે એટલું જ કહ્યું, "ગંગાની ચિન્તા કરવાની જરૂર નથી. અત્યારે બરાબર ખર્ચ કરીએ તો મારે સારી ઓળખાણપિછાન થાય અને ભવિષ્યમાં તેથી ફાયદો થાય. ગંગાનો નિભાવ તો તેથી સહેજમાં થઇ જશે."

તેના પિતાએ તેને જવાબ ન આપ્યો. મુકુન્દ મોટો થઇને કમાય એ એમને એટલું બધું અસંભવિત ન લાગ્યું પણ કમાઇને બ્હેનને નિભાવે એ અસંભવિત લાગ્યું.

મુકુન્દ કૉલેજમાં કેવાં કેવાં ખર્ચ કરે છે અને બીજાં તેને ક્યાં ક્યાં કરવાં છે તે તે જાણતા ન હોતા, પણ મુકુન્દે આજ સુધી, સારાં રૅકેટ, સારા જોડા, કોટ, પેન્ટ, જાતજાતના કૉલર, ટાઇ, હૅટ વગેરે લેવાના અનેક મનસૂબા કરી કરીને અન્તરમાં સંઘરી રાખ્યા હતા તેનો ભાવ તેના મ્હોં પર શું જાણે શાથી રઘનાથ કળી ગયા. તેમને સમજાયું કે મુકુન્દની કમાણીમાં ગંગાનો સમાસ થવાનો નથી અને એક દીર્ઘ નિઃશ્વાસ નાખી તે માત્ર એટલું જ બોલ્યા, "એમ ન થાય." મુકુન્દ હજી પણ બળનું આવાહન કરત પણ શું કહેવું તે સૂઝ્યું નહિ તેથી "ઠીક ત્યારે" કહીને ઉઠ્યો. છેલ્લા શબ્દો બોલતાં તેણે ફરી મોંઢું ત્રાંસું ઉછાળ્યું અને ઉપર ગયો.

ગંગાએ આ વાત બીજા ઓરડામાં રહી સાંભળી હતી અને તેથી તેને ઘણું જ માઠું લાગ્યું હતું પણ મનનો ભાવ દબાવી તે નિત્યને સમયે પાણી ભરવા ઉઠી. આજે પાણી વધારે વર્યું હતું તેથી તે બે હાંડાં લઇ પાણી ભરવા નિકળી અને મોંઢું ન દેખાય માટે એકદમ પસાર થઇ ગઇ. તેને જોઇ રઘનાથ સ્વાભાવિક રીતે જ ઉઠી ગયા અને બારણામાં જઇ કહ્યું, "ગંગા, બે હાંડા શા માટે લે છે? બહુ પાણી જોઇએ તો પૈસા દઇ મંગાવ." "આ તો નાનો હાંડો છે" એમ કહેતાં તો તે ખડકી બહાર દૂર ચાલી ગઇ.

મુકુન્દ મેડી ઉપર આવી ટ્રેનમાં લીધેલું પેપર ખાલી વાંચવા મંડ્યો હતો. થોડીવારે તેના મિત્રો જાગ્યા. 'કેમ,

મ્હા કરીશું ?’ કહી તેણે મ્હા કરવાની શરૂઆત કરી. તેના મિત્રોએ હવે કાંઇક પ્રશ્નો પૂછવા શરૂ કર્યા. **મુકુન્દ**ની નાત, જાત, તેનાં ભાણ્ડું, વગેરેથી શરૂ થઇ વાત આગળ ચાલવા માંડી. મ્હાની આશાથી તેમનામાં ઉત્સાહ આવ્યો હતો અને તે ઉત્સાહમાં **મુકુન્દ** સ્ટવને જોરથી પમ્પ કરતો હતો અને બધા ઉંચે સાદે વાતો કરતા હતા. ત્યાં **ગંગા** પાણી ભરીને આવી અને ખડકીમાં બન્ને હાંડા સાથે પેસાય તેમ ન હોતું તેથી ઉપલો હાંડો ઉતારવા તેણે **મુકુન્દ**ને સાદ કર્યો. **મુકુન્દે** તે સાંભળ્યો નહિ પણ તેના પિતા **ગંગા**ના જ વિચારો કરતા હતા તે ખડકીએ આવી પહોંચ્યા. હાંડો ઉતારતાં દરમ્યાન તેમણે ઉપરથી **મુકુન્દ**નાં કેટલાંક ત્રુટક વાક્યો સાંભળ્યાં. અનેક **અંગ્રેજી** શબ્દોની વચ્ચે વચ્ચે નાત, વિધવા-વિવાહ, **ગંગા**, કેળવણી વગેરે શબ્દો આવતા હતા. **રઘનાથ** અને **ગંગા** બન્ને, **મુકુન્દે** બપોરે કરેલી વાત ઉપરથી એટલું સમજી ગયાં કે **મુકુન્દ** ઘર, **ગંગા**,—પોતા સિવાય સર્વને વિષે ઘણું અપમાનકારક બોલતો હતો. બન્ને બોલ્યા વિના ઘરમાં ગયાં.

સાંઝના પાંચેક વાગે **મુકુન્દ** ગામમાં જઇ એકો કરી લાવ્યો. એકાવાળા પાસે સામાન એકામાં મૂકાવી, ઓટલા પાસે ઉભો રહી બોલ્યો, “મારા મિત્રો જાય છે તેમને મૂકવા હું સ્ટેશન સુધી જાઉં છું. સાંજે મારે જમવું નથી. મારી રાહ ન જોશો.” જવાબની રાહ જોયા વિના હાથમાં લાકડી ફેરવતો તે મિત્રોની સાથે ચાલ્યો.

ઘરમાં સર્વત્ર સુનકાર થઇ રહ્યો. કોઇ મોટું તોફાન આવે, અનેક વહાણોને ફાડી, તોડી, ડુબાડી પસાર થઇ જાય અને પછી દરિયામાં શાન્તિ ફેલાય તેવી શાન્તિ ઘરમાં ફેલાઇ રહી. રઘનાથને ઘણીવાર ઉદાસીનતા થઇ આવતી, ત્યારે થોડા સમયની શાન્તિથી જ તે સ્વસ્થ થતા. તે ગંગા જાણતી હતી માટે તે કશું બોલી નહિ. ઠેઠ રાત પડવા આવી ત્યારે તેણે ધીમે રહી કહ્યું, "બાપુ, જમવા ઉઠોને; તમે સ્હવારના જમ્યા નથી." પણ આજની ઉદાસીનતા હજી ઉતરી ન હોતી. ગંગા પિતાની પાસે આવીને બેસી રહી પણ રઘનાથ કશું બોલ્યા જ નહિ. કોઇ એક જ બિન્દુ ઉપર નજર રાખી બેસી રહ્યા. ગંગાને લાગ્યું કે ડોસાના મનનો ઉભરો વાત કરાવ્યા વિના શમશે નહિ. તેણે કહ્યું, "તમે તેમાં દિલગીર શું થાઓ છો. તેણે તાર મોકલ્યો છતાં રસોઇ બરાબર ન કરાઇ તેથી ભાઇ ઘણા ચીઢાઇ ગયા; તેમાં તમે શા માટે દિલગીર થાઓ છો?" ડોસા છતાં શાન્ત જ રહ્યા, નજર પણ ન ખસેડી. વસ્તુસ્થિતિનો વધારે મર્મભાગ ખોલવાની જરૂર જણાઇ, ગંગાએ કહ્યું, "તમે મારી આટલી બધી ચિન્તા શા માટે કરો છો? કાંઇ હું અશક્ત કે નિરાધાર નથી થઇ ગઇ. અને મારે ભાઇ જેવો ભાઇ છે!" ડોસાએ નજર ફેરવ્યા વિના જ જાણે હજી મનમાં જ વિચાર કરતા હોય તેમ કહ્યું, "એ હવે આપણો નથી રહ્યો." ડોસા બોલવા મંડયા તેથી ઉત્સાહમાં આવી ગંગાએ કહ્યું, "હવે એવું તે હોય?" ડોસાએ ફરી કહ્યું, "હા, એ આપણો ના હોય. એ ગયો જ સમજો." એ

વખતે બ્હાર ઓટલા પરથી અવાજ આવ્યો, "એ મુકુન્દ ગયો છે."

મુકુન્દે પોતાના જેવા સુધરેલા માણસને, કોઇ મિત્ર નહિ, કોઇ વિનોદનું સાધન નહિ, એવી સ્થિતિમાં ગામડામાં કેવી મુશ્કેલી પડે છે તે ઘણી જ નિખાલસતાથી મિત્રોને રસ્તે કહ્યું, અને મિત્રોએ તેને સામાન વિના પણ સાથે આવવા આગ્રહ કર્યાથી તે ટ્રેનમાં જ તેમની સાથે ચાલ્યો ગયેલો. તેણે એકાવાળા સાથે કહેવરાવ્યું હતું કે પોતે ગયો છે. તે સન્દેશો એકાવાળાએ બરાબર રઘનાથ ભટને ત્યાં પહોંચાડયો. એકાવાળાનું વાકય પ્રસ્તુત વાતચીતમાં એવું મળી ગયું કે રઘનાથ કે ગંગાને કશું પૂછવાનું રહ્યું નહિ.

ગંગાએ જોયું કે હવે દલીલને અવકાશ નથી. તેણે પિતાને વધારે શાન્તિનો સમય આપવા પથારી વગેરે કેટલુંક ઘરનું કામ કર્યું. તે ફરી રઘનાથની પાસે બેઠી. આ વખતે રઘનાથ જ પહેલા બોલ્યા, "આપણે અંબાજી ગયા હતા તે યાદ છે?" વિષયાન્તરની આશાથી ગંગાએ કહ્યું, "હા."

"ત્યાંથી કુંભારીઆનાં દહેરાં જોવા ગયેલાં તને યાદ છે?"

"હા."

"એ દહેરાં વિમળશાએ બંધાવેલાં."

"એમ કે?"

"એ વિમળશા અંબાજીનો ભક્ત હતો." પિતા સ્વસ્થ

થતા જાય છે એમ માની ગંગાનો ઉત્સાહ વધતો જતો હતો અને તે સરળ ઉત્સાહથી હાંકારો દેવા લાગી. "તે એકવાર અંબાજી દર્શન કરવા જતો હતો. રસ્તામાં એક મોટી વાવ આવી તેમાં તે પાણી પીવા ગયો. વાવના પગથિયા પર એક વણઝારો બેઠો હતો. તેણે પાણીનો પૈસો માગ્યો. વિમળશાએ 'શેનો' એમ પૂછ્યું. વણઝારાએ વાવનો શિલાલેખ બતાવી કહ્યું કે 'આ વાવ બંધાવનાર પીઓ મારો દાદો થાય, અમારી સ્થિતિ બગડી ગઈ એટલે હું મારી બાપુકી વાવ પર લાગો લેવા આવ્યો છું.' વિમળશાને થયું કે મેં આવાં દહેરાં બંધાવ્યાં પણ મારી પછવાડે કપૂત જાગે તો મારાં દહેરાંનીય આવી દશા થાય!"—ગંગાનો હાંકારો શિથિલ પડતો ગયો—"પછી અંબાજી પાસે ગયો. તેને અંબાજી પ્રસન્ન હતાં. તેમણે કહ્યું, 'બેટા, માગ, માગ.' વિમળશાએ કહ્યું, 'માજી, બીજું કાંઈ ન માગું, માગું એક નકખોદ."—હવે ગંગાનો હાંકારો નિઃશ્વાસ જેવો થઈ ગયો હતો—"બીજી વાર કહ્યું, 'માગ, માગ.' ફરી વાર પણ નકખોદ માગ્યું. ત્રીજી વાર પૂછ્યું, ત્રીજી વાર પણ નકખોદ માગ્યું." ડોસા ફરી નીરવ શાન્તિમાં પડ્યા.

આખા ઘરમાં મૃત્યુ જેવી શાન્તિ છવાઈ રહી.

(દ્વિરેફની વાતો) રામનારાયણ વિશ્વનાથ પાઠક

---

# ૭—સદ્વૃત્તિ

સદ્વૃત્તિ એટલે સારી વૃત્તિ; વૃત્તિ એટલે મનનું વલણ. આપણાં કામ આજ કરાય છે, કાલે નાશ પામે છે, ને વિસારે પડે છે; પણ જે નિત્ય ટકે છે, જે કદી વિસારે પડતું નથી, અને જેની વાસનાથી બીજાંને પણ તેવાં થવાનું શૂર પેદા થાય છે, તે તો આપણી સદ્વૃત્તિ જ છે. એટલા જ માટે એમ કહેવાય છે કે મનુષ્યોનો અમર દૈવી અંશ તેની સદ્વૃત્તિ છે. સદ્વૃત્તિથી જ આ જગતનો વ્યવહાર નભે છે, માણસો એક બીજા સાથે મળી કુટુમ્બમાં વસે છે, કુટુમ્બો ભેગાં મળી ગામ બાંધે છે, ને અનેક ગામ ભેગાં થઇ દેશ ઉભો કરે છે. સદ્વૃત્તિથી વિશ્વાસ પેદા થાય છે, ને વિશ્વાસ એ જ વ્યવહારનું મૂલ છે. સદ્વૃત્તિવાળાં માણસ માન પામે છે, ને સર્વનો સ્નેહ મેળવી શકે છે.

કોઇ બહુ બુદ્ધિમાન્ હોય તો તેની બુદ્ધિના ચમત્કારથી આપણને આશ્ચર્ય લાગે, પણ તેમનામાં સદ્વૃત્તિ ન હોય તો તે આશ્ચર્યથી તેના ઉપર આપણને કોઇ દિવસ પ્રેમ આવે નહિ. કુશળતા છે તે મનની એક પ્રકારની કસરત છે, પણ સદ્વૃત્તિ પ્રેમ કરનાર વસ્તુ છે. એટલે કુશળતાથી આશ્ચર્ય પેદા થાય છે, પણ સદ્વૃત્તિથી આપણે પીગળી જઇએ છીએ. કુશળતાને લોક વાહ વાહ કહે ખરા, પણ આધીન તો સદ્વૃત્તિને જ થાય. અમુક પ્રકારની બુદ્ધિ કે કુશળતા એ જેમ સદ્વૃત્તિ નથી, તેમ ગમે તેટલી વિદ્યાનો ભંડોળ પણ

સદ્‌વૃત્તિ નથી. આપણાં પુરાણમાં જોઇએ તો **રાવણ** ચાર વેદ ભણેલો મહા પંડિત હતો, પણ સદ્‌વૃત્તિનો તેનામાં છાંટો પણ હતો નહિ. ઇતિહાસમાં જુઓ તો **ઔરંગજેબ** ઘણો વિદ્વાન્ હતો, પણ તેની દગલબાજી અને ક્રૂરતા બહુ તિરસ્કાર કરવા જેવી હતી. વિદ્યાથી જો સદ્‌વૃત્તિ ન આવે તો તે વિદ્યા કાંઇ કામની નથી; ને વિદ્યા હોય માટે સદ્‌વૃત્તિ હોય એમ માનવું એ ભૂલ છે. જેમ વિદ્યા એ સદ્‌વૃત્તિ નથી, તેમ પૈસા કે સમૃદ્ધિને પણ સદ્‌વૃત્તિ જોડે સમ્બન્ધ નથી; એ તો નબળા મનનાં માણસના હાથમાં ઉલટાં સદ્‌વૃત્તિને બદલે અતિ દુષ્ટ સાધન થઇ પડે છે. અધિકાર, પદવી, કશાથી સદ્‌વૃત્તિ આવેલી ગણાતી નથી. સદ્‌વૃત્તિ પોતે એવી વસ્તુ છે કે તેનાથી બુદ્ધિ, વિદ્યા, પૈસો, અધિકાર, પદવી, બધાં દીપી શકે છે; તેના વિના એ બધાં લુખાં નકામાં, અને ઘણીવાર ખોટે રસ્તે લેઇ જનારાં નિવડે છે.

કુશળતા ઘણાંનામાં હોય છે તેમ વિદ્યા, ધન ઇત્યાદિ પણ કાંઇ નથી હોતાં એમ નથી, છતાં માણસોને સમ્પૂર્ણ વિશ્વાસ કોના ઉપર આવે છે? જે માણસ સત્યનિષ્ઠ એટલે સત્યને જ સર્વદા વળગેલું હોય તેના જ ઉપર સર્વનો વિશ્વાસ રહે છે, તેનાં વચન સર્વ માનવા યોગ્ય ગણે છે, ને તે જ બધાંને વશ કરી સર્વ તરફથી માન પામે છે. સત્યનિષ્ઠા એ સદ્‌વૃત્તિનું પ્રથમ લક્ષણ છે. એનું જ નામ પ્રામાણિકતા કહેવાય છે.

આપણે ભવ્ય પરાક્રમ કરી સર્વની નજર આપણા તરફ

એવી, કે ધન કે અધિકાર મેળવી સર્વને માથે ચઢવું કે ઘણી વિદ્યાના ભંડોળથી ચમત્કાર ઉપજાવવો, એ બધું છેક આપણા હાથમાં નથી. મહેનત કરતાં પણ તે કોઇવાર નથી મળતું. પણ સત્યનિષ્ઠાથી વર્તવું એ વાત સર્વદા આપણા હાથમાં જ છે. ધન, અધિકાર કે એવી જ બીજી સમૃદ્ધિ મેળવવામાં બહારનાં એટલે આપણા વિના બીજાં સાધનોની બહુ જરૂર પડે છે; એટલે તેવાં સાધનની ખોટ હોય તો તે વાતો ન પણ મળે; પરન્તુ સત્યનિષ્ઠાથી ચાલવામાં આપણા પોતાના વિના કોઇની જરૂર પડતી નથી, એટલે સદ્‌વૃત્તિથી ભલાઇ લેવી કે દુષ્ટ વૃત્તિથી ભુંડાઇ વ્હોરવી એ આપણા જ હાથમાં છે. જે સત્યને વળગી રહે છે તે નિરન્તર એટલું તપાસશે કે મેં શું કર્યું, મારે શું કરવાનું છે, મેં કર્યું તેમાં કેટલું અયોગ્ય છે, હવેથી મારે શું સાચવવાનું છે. આનું નામ આત્મપરીક્ષા કહેવાય છે, ને તે પ્રત્યેક માણસે ઘડી ઘડી કરવી જ જોઇએ; થોડામાં થોડી દિવસમાં એકવાર એટલે સુવાને સમયે કે ઉઠવાને સમયે તો કરવી જ જોઇએ. એમ કરવાથી સત્યનિષ્ઠામાં વિક્ષેપ પડતો નથી અને સદ્‌વૃત્તિનું મૂલ દૃઢ થતું જાય છે. એકલી સત્યનિષ્ઠાથી સદ્‌વૃત્તિ સિદ્ધ થતી નથી. ઉદારતા અને ન્યાય તથા પ્રેમ એ સદ્‌વૃત્તિનાં મુખ્ય લક્ષણ છે. મનનું જે સાંકડાપણું આપણને બીજાના દોષ જોવા ઉપર દોરે છે, કે આપણા પોતાના ગુણ ગાવાના અભિમાનમાં પાડે છે, તેને તજી સર્વને આદરથી જોવાં એનું નામ ઉદારતા છે. ન્યાય એનું નામ કે આપણે આપણને જે યોગ્ય હોય તે કરતાં

અધિક ઇચ્છવું કે લેવું નહિ, તેમ બીજાને તેને જે યોગ્ય હોય તે નિરન્તર આપવામાં પાછાં હઠવું નહિ. જ્યારે ઉદારતા અને ન્યાય બે સત્યનિષ્ઠાની જોડે હોય ત્યારે સ્વાભાવિક રીતે જ પ્રેમ પેદા થાય છે. જે સુખ આપણને હોય તે બીજાને પણ ભોગવાવવું એવો સર્વ ઉપર અત્યન્ત સમાનભાવ પોતાની મેળે જ પેદા થાય છે. એનું જ નામ પ્રેમ. સત્યનિષ્ઠા, ઉદારતા, ન્યાય, પ્રેમ એ ચાર સદ્‌વૃત્તિનાં મુખ્ય લક્ષણ છે, ને તે જેનામાં હોય તેવાં સ્ત્રીપુરુષ સત્પુરુષ કે સન્નારી કહેવાય છે. સદ્‌વૃત્તિને ચારિત્ર્ય અથવા શાળ પણ કહે છે.

આપણા લોક કહે છે કે કુલ એ જ સત્પાત્ર હોવાનું લક્ષણ છે, પણ વધારે યોગ્ય વાત તો એ છે કે સદ્‌વૃત્તિવાળાં હોવું એ જ કુલીન હોવાનું લક્ષણ છે. કોઇ માણસ કુલીન કહેવાય, ગૃહસ્થ કહેવાય, તો તે તેના ધનથી, તેના અધિકારથી, તેની વિદ્યાથી, કે તેના કુલથી કહેવાતો નથી; માત્ર તેની સદ્‌વૃત્તિથી જ કહેવાય છે. સદ્‌વૃત્તિ છે તે જગતનો આધાર છે. ઘરમાં જો સર્વે સદ્‌વૃત્તિથી જ ન રહેતાં હોય તો નિરન્તર ક્લેષ અને દુઃખ ઉપજે છે; ગામમાં સદ્‌વૃત્તિ ન હોય તો લોકો નિન્દાખોર અને ઝેરીલા થઇ એક એકને કનડે છે; દેશમાં સદ્‌વૃત્તિ ન હોય તો કુસંપને લીધે તે દેશ પરાધીન થાય છે. આખા વિશ્વમાં જો સદ્‌વૃત્તિ ન પ્રવર્તતી હોય તો જે નિયમિત અને સુખરૂપ રચના નિરન્તર દેખાય છે તે ઉલટી જ થઇ ગઇ હોય. આ જગતનો ઇતિ-

હાસ જોઇએ તો જે જે મહાપુરુષો કે સ્ત્રીઓનાં નામ આપણા સ્મરણમાં છે તે બધાં ઉત્તમ સદ્‌વૃત્તિવાળાંનાં જ છે. રામ, હરિશ્ચંદ્ર, સીતા, દ્રૌપદી, ઇત્યાદિનાં વૃત્તાન્તથી તે પરાક્રમી પ્રતાપ કે અકબરનાં ચરિત્ર સુધી પણ મહા સદ્‌વૃત્તિનો જ પૂજ્ય મહિમા તમે જોશો.

સદ્‌વૃત્તિ તે માત્ર અમુક પ્રકારના વિચારમાં જ રહી શકતી નથી. આપણા જે જે વિચાર હોય તે પ્રમાણે જ્યારે આપણે કરીએ ત્યારે જ તેનું સારાપણું નક્કી થાય. સત્યનિષ્ઠા, ઉદારતા, ન્યાય, અને પ્રેમ, એ બધાંથી જેવી વૃત્તિ પેદા થાય, તેવો જ જ્યારે આચાર કરાય, ત્યારે શુદ્ધ સદ્‌વૃત્તિ થઇ ગણાય. ઉદારતા અને પ્રેમ જ્યારે ઉદય પામે છે ત્યારે તેની સાથે જ સ્વાર્પણનો ગુણ આવે છે. સ્વાર્પણ એટલે પોતાનાં સુખ ને પોતાની સગવડને વિસારે પાડી પારકાનાં સુખ સગવડ સાધવા તરફ વળવાનો ગુણ. એ ગુણ જ્યારે આવે ત્યારે જ સદ્‌વૃત્તિ આચારરૂપે પ્રત્યક્ષ દેખાય છે. ઘરમાં બેઠાં અનેક સારી વાતો કરવાથી લાભ થતો નથી, પણ તેમ કરવાને પ્રયત્ન કરવાથી જ શુદ્ધ સદ્‌વૃત્તિ સિદ્ધ થાય છે. જેનામાં સદ્‌વૃત્તિ છે તે સદ્‌વૃત્તિ પ્રમાણે આચાર કરવાને ચુકતાં જ નથી. સદ્‌વૃત્તિવાળાં મનુષ્ય પોતાના મનમાં અમુક સિદ્ધાન્ત બાંધી તે પ્રમાણે જ વર્તવા માંડે છે; પછી તેમાં લાભ કે હાનિ થાય તે ઉપર જોતાં નથી, લોકોની સ્તુતિ કે નિન્દાને ગણકારતાં નથી. લોકની સ્તુતિનિન્દા અનિત્ય છે, ને તેના ઉપર કશો આધાર નથી, એનાથી કશો સન્તોષ

થતો નથી, પણ આપણી સદ્વૃત્તિના નિશ્ચય પ્રમાણે કરવાથી કોઇક જુદી જ જાતનો આનન્દ રહે છે. ટટ્ટુ વેચવા જનાર મીઆંની વાતમાં મીઆંએ જેમ લોકોની વાતોને સ્વીકારી છેવટે પોતાનું ટટ્ટુ ગુમાવ્યું તેમ લોકોની સ્તુતિનિન્દા ઉપર લક્ષ આપનારને પણ થાય છે. ખરાં સ્તુતિનિન્દા પોતાના આત્માનાં, પોતાની સદ્વૃત્તિનાં જ તપાસવાં, અને આત્મપરીક્ષાથી સર્વદા શુદ્ધ માર્ગે ચાલવું.

સદ્વૃત્તિનું રૂપ તેના આચારથી જ જણાય છે ને એવાં આચારવાળાંની અસર તેમના સમ્બન્ધમાં આવનાર સર્વને લાગે છે માટે સર્વદા સદ્વૃત્તિની બુદ્ધિ કરવી એમાં આપણું અને જગતનું કલ્યાણ છે. સદ્વૃત્તિવાળાં સન્મનુષ્યનું વર્ણન કરતાં કહ્યું છે કે તેઓ "મન, કર્મ અને વાણી ત્રણેમાં સરખી રીતે કલ્યાણ રૂપ અમૃતથી ભરેલાં હોય છે. ત્રિભુવનને ઉપકારના ઓઘથી પ્રસન્ન કરતાં ચાલે છે. પારકાના ગુણના કણને પણ મોટા પર્વત જેવડો કરી પોતાના હૃદયમાં નિરન્તર આનન્દ પામતાં રહે છે; એવાં કોઇક જ!" તમારે પણ એ કોઇકમાંનાં એક થવા પ્રયત્ન કરવો.

( બાલવિલાસ ) મણિલાલ નભુભાઇ દ્વિવેદી

---

# ૮—જ્ઞાતિબન્ધનની બેડીએ

## ( સ્થળ:—કનકપુરની કચેરી )

કોટવાળ—ભગવન્તને નમસ્કાર કરું છું.

કલ્યાણકામ—કોટવાળજી ! આ માણસોનો શો અપરાધ છે ?

કોટવાળ—આ બન્ને સખસો રાજમાર્ગ ઉપર ગાળાગાળી અને મારામારી કરતા હતા. તેમની મદદે તેમના પક્ષનાં માણસો આવ્યાં, રસ્તામાં બહુ તોફાન થયું. સિપાઇઓએ તેમને રોક્યા પણ માન્યું નહિ, અને ઉલટા તેઓ સિપાઇઓને મારવા ધસ્યા.

કલ્યાણકામ (પકડાએલા માણસોને)—તમને ઘેર અણગમો થતો હોય તોપણ તુરંગમાં જવા શા માટે આતુર થાઓ છો ? જાત્રાએ જાઓ.

પહેલો માણસ—ભગવન્ત ! તુરંગમાં જવા જેવું મેં કાંઇ કૃત્ય કર્યું નથી.

બીજો માણસ—ભગવન્ત ! એ તુરંગમાં જવાને પાત્ર છે. હું નિર્દોષ છું.

કલ્યાણકામ—જે નિર્દોષતા દરબારમાં આવી ધારણ કરો છો તે ઘેર ધારણ કરી હોત તો કોટવાલજીને આટલી મહેનત પડત નહિ. તમારા વચ્ચે કલહ શાથી થયો ?

બીજો માણસ—ભગવન્ત ! આ માણસ મારો ગોર છે; હું એનો યજમાન છું. મારી દિકરી માટે સારો વર ખોળી

લાવવા મેં એને પરગામ મોકલ્યો હતો. એ મારો વંશ-પરંપરાનો ગોર છે. મારી તરફથી સારી રીતે દાનદક્ષિણા એને મળે છે. તે છતાં મારી નવ વર્ષની બાળકીનું વેવીશાળ એંશી વર્ષના ઘરડા ડોસા સાથે કરી આવ્યો છે. ડોસાના પૈસા ખાઇને મારી દિકરીનો ભવ બગાડયો છે.

કલ્યાણકામ—ભવ બગાડયો શાનો? તું વેવીશાળ રદ કર.

બીજો માણસ—ગોર ચાંલ્લો કરી આવ્યા પછી વેવીશાળ કાંઇ તોડાય?

કલ્યાણકામ—અન્યાયનાં બન્ધન છોડી ન નખાય?

બીજો માણસ—ભગવન્ત! નાતની રૂઢિ પડી તે શું કરીએ? અમારી નાતમાં વેવીશાળ કોઇ કારણથી તોડાતાં નથી. કોઇ તોડે તો નાતવાળા નાત બહાર મૂકે, અને કન્યાને બીજું કોઇ લે નહિ.

કલ્યાણકામ—યોગ્ય અયોગ્યનો નાત વિચાર નહિ કરે?

બીજો માણસ—નાત તે વળી એવો વિચાર કરે, ભગવન્ત?

કલ્યાણકામ—નાત સત્ અસત્ પણ જુએ નહિ?

બીજો માણસ—શી રીતે જુએ?

કલ્યાણકામ (પહેલા માણસને)—ભૂદેવ! તમે કન્યાના પિતા તુલ્ય અને બિચારી કન્યાને કુવામાં કેમ નાખી આવ્યા?

પહેલો માણસ—ભગવન્ત! કુવામાં નથી નાખી. વર તો શ્રીમન્ત છે. બીજવર છે એટલે ઉમ્મર તો સહેજ વધારે હોય, પણ કન્યા બેઠી બેઠી રોટલો ખાશે, અને પરદેશથી

વૈદ્યરાજ આવ્યા છે તે મહારાજ પર્વતરાયને ઉપચાર કરી રહે પછી એ વૈદ્યને રાખી એ જ ઉપચાર આ વર કરશે તો એ પણ જુવાન થઈ જશે.

બીજો માણસ—ભગવન્ત ! આ ગૉરે એવું કહ્યું તેથી જ લડાઈ થઈ. મેં ગૉરને કહ્યું કે તમને ડોસાએ પૈસા આપ્યા છે તેના ચાર ભાગ કરો. એક ભાગ તમે રાખો, અને ત્રણ ભાગ મને આપો કે તેમાંથી એક ભાગ ડોસાને જુવાન કરવામાં ખરચીએ, અને બાકીના બે ભાગ મારે ઘડપણમાં ગુજરાન માટે ચાલે. મેં પૈસા માગ્યા ત્યારે ગૉર સામી ગાળો દેવા લાગ્યા, એથી લોકો ભરાઈ ગયા અને હોહો થઈ ગઈ.

પહેલો માણસ—ભગવન્ત ! મારા પૈસામાંથી હું શાનો ભાગ આપું ? મેં તો કારજ કરી આપ્યું. વરને જુવાન થવું હોય તો વર પૈસા ખરચે અને કન્યાના બાપને નાણાં જોઈતાં હોય તો વર પાસે કઢાવે.

બીજો માણસ—ડોસાની પહેલી વારની બાયડીના છોકરા છે તે હવે એક બદામ આપવા દે એમ નથી.

કલ્યાણકામ—કોટવાળજી ? અત્યારે અમારા ચિત્તને બહુ ક્ષોભ થયો છે. કાલે આ માણસોને હાજર કરજો. એમનાં બન્ધન કાઢી નાખજો. એમના દુરાચરણે એમને બાંધ્યા છે તે બસ છે.

કોટવાળ—જેવી આજ્ઞા.

(રાઈનો પર્વત) રમણભાઈ મહીપતરામ નીલકંઠ

# ૯—શાન્તિદાસ

**ચ**રોતરમાં **મ**હેમદાવાદથી પાંચ સાત ગાઉ ઉપર પાટીદારની વસ્તીનું એક જૂનું ગામ છે. મૂળ એ ગામ નરવાનું હતું, પણ પચાસ પોણોસો વરસથી નરવા તૂટ્યા છે, ને નવી સરવે પ્રમાણે ખાતાબન્ધી વહીવટ ચાલે છે.

ગામમાં ઉજળીઆત વસ્તી સારી છે; આશરે બસો ઘર પાટીદારનાં છે. બીજાં વાણીયા બ્રાહ્મણ તથા વસવાયાંનાં છે. ગામના લોકો મહેનતુ ને સંપીલા છે. ગામમાં ઘણું દેવું નથી. શાહુકાર વાણીયા ધીરધાર કરતાં વેપારનો ધંધો વધારે કરે છે. ગામનો ચોરો રૈયતે બાંધેલો મોટો વિશાળ છે. હિન્દુઓનું દહેરૂં પણ છે, ને ધર્મશાળામાં વટેમાર્ગુ તથા સાધુસન્ત ઉતરે છે; તેથી ઠેઠ **કા**નમ લગી ગામની આબરૂ પણ સારી છે.

કણબીની વસ્તીમાં મોટું ને મોભાવાળું ઘર **શા**ન્તિદાસ પાટીદારનું છે. તેમના બાપને સાત દિકરા હતા, તે બધા હાલ જૂદા જૂદા રહે છે. સાતે દિકરાને વાડીવસ્તાર સારો થયો છે. **શા**ન્તિદાસને છ દિકરા છે; તેમાંના મોટા પાંચ ધન્ધે વળગી ગયા છે; પણ નાનો **ભિ**ખારીદાસ નોકરી ખોળે છે.

આશરે દસેક વરસ ઉપર **શા**ન્તિદાસની વહુના મનમાં એમ આવ્યું કે મારા દિકરામાંથી નાનો દિકરો **અં**ગ્રેજી

ભણે ને સરકારી નોકરીએ વળગે તો કેવું સારૂં! વખતે ટોપીવાળાની મહેરબાની થાય તો ચઢતાં ચઢતાં એ તો ફુમાવિસદાર થઇ જાય, ને આપણે ઘેર આપણા પરગણાની હાકેમી આવે. શાન્તિદાસના મનને આ વાત બહુ ભાવી નહિ. હાલ અઢારે વર્ણ અંગ્રેજી ભણતર ભણવા માંડે છે. તેમાં ઘણા અધવચ મૂકી દે છે, ને થોડા જ ઠેઠ લગી પહોંચે છે; વળી જે થોડા ભણી ઉતરે છે તેમને બધાને ફુમાવિસદારી મળતી નથી એ વાત શાન્તિદાસ સારી પેઠે સમજતા હતા; પણ છોકરો છેલ્લા ખોળાનો હતો ને આટલી ઉમ્મરે ઘરના બઇરાને નાખુશ કરવું એ પણ ઠીક નહિ, એમ એમણે વિચાર્યું. વળી એમના હૈયામાં એમ પણ ખરૂં પરમેશ્વરને કરવું હોય ને છોકરાનું નશીબ ઉઘડે તો છોકરાની માના કોડ પૂરા પડે ને ઘડપણમાં આપણા સુખમાં મણા ન રહે. એટલે પહેલાં તો જરા બૈરાનું કહ્યું ગણકાર્યું ન ગણકાર્યું એમ કર્યું; પણ છોકરાની માએ એ વાતની કેડ મૂકી નહિ, તેથી હારીને અન્તે તે હા ભણ્યા.

સારૂં મુહૂર્ત્ત જોઇને અંગ્રેજી ભણાવવા ભિખારીદાસને અમદાવાદ વિદાય કર્યા. અંગ્રેજી વિદ્યા ભણવી સહેલી નથી, તેમાં વળી સરકારના કાયદા, વળી તેમાં ધોરણ ને ફોરણ, ને પરીક્ષાઓ, તેથી ભણતાં ઘણા દહાડા લાગ્યા, તેથી કોઇ કોઇ વાર શાન્તિદાસને અકળામણ પણ આવે. દર માસે ખાધાખાઇ તથા ફીના દસ બાર રૂપિયા અમદાવાદ મોકલવા પડે તે મોટા કબીલદાર આદમીને ભારે પડતા. પણ વ્રત લીધું તે પૂરૂં કરવું; હવે અધૂરૂં ભણતર મૂકવાથી કાંઇ

વ્હાણુ નથી એમ સમજી તે કાંઇ બોલતા ન હોતા. સાત વરસે **ભિ**ખારીદાસ મેટ્રિકની પરીક્ષા પાસ થયો; તેની ખબર આવતાં **શા**ન્તિદાસને ઘણું સારૂં લાગ્યું ને છોકરાની મા તેથી વધારે હરખાયાં ને કહે કે "હું કહેતી ન હોતી કે મારો **ભિ**ખો નામ કાઢશે? કાંઇ પૈસા ઉગારે કામ થાય? જ્યારે મૂળાના પૈતા જેવા ખરચ્યા છે ત્યારે સારો છોકરો નાગરના છોકરાને ટક્કર મારે તેવો થયો છે."

એ પ્રમાણે **ભિ**ખાની મા સૌ આગળ ફુલાય. **ભિ**ખાની પરીક્ષા ઉતર્યાના સમાચાર આવ્યા એટલે તેમણે ગામમાં ગૉળ વહેંચ્યો, માતાને વધામણાં દીધાં ને બ્રાહ્મણો જમાડ્યા, અને સૌ લોક તેને બોલવવા આવ્યા. તેઓ **શા**ન્તિદાસને કહે કે "બાપા હવે અધૂરૂં ના રાખશો, હવે તો **ભિ**ખારીદાસને **મુ**મ્બાઈ મોકલો, બે પૈસા દેવું થશે તો જારબાજરીનો રોટલો ખાઇ પેટે પાટા વાળી દેવાશે; પણ હવે તો એને **મુ**મ્બાઈ મોકલો."

એમ બધા ઘણો આગ્રહ કરીને કહેવા લાગ્યા. **શા**ન્તિદાસ ખાતાપીતા ગૃહસ્થ હતા. તેમની ખેતી મોટી હતી તથા ઢોરઢાંખર મસ હતાં, ને દાણાદુણી પણ ઘણું રાખતા; પણ નગદ પૈસાનું બહુ જોર એમની પાસે ન હોતું, એટલે **મુ**મ્બાઈ મોકલવાનું તેમનું મન ઢચુંપચું થતું હતું. પણ છોકરાનો, તેની માનો તથા આખા ગામનો આગ્રહ જોઇ તેમણે પણ અન્તે નમતું મૂક્યું ને **ભિ**ખારીદાસને **મુ**મ્બાઈ ભણવા રાખવાનો વિચાર નક્કી કર્યો, ને ખર્ચ સારૂ ગામના શાહુકાર **વ**નમાળીદાસને ત્યાંથી પ્રથમ રૂપિયા સોનો ઉપાડ કર્યો.

વિદાય થતા પહેલાં ભિખારીદાસને કોરે બોલાવીને કહ્યું કે "ભાઇ, મારી પાસે પૈસો નથી. મુમ્બાઇ તો ઇન્દ્રપુરી જેવું છે, ત્યાં ભાતભાતની જણશો મળે છે. તરેહ તરેહના શૉખ ત્યાં થઇ શકે છે; માટે તું જો નીતિથી રહી નીચું માથું ઘાલી અભ્યાસમાંજ મન રાખવાનું કબૂલ કરે તો હું મોકલું, નહિ તો ખર્ચ વેઠવાનું મારૂં ગજું નથી, માટે એ વિચાર આપણે માંડી વાળો."

ભિખાએ પોતાના બાપને પગે હાથ મૂકીને કહ્યું કે "ભા, હું એક પાઇ પણ નકામી નહિ ખરચું. અઢાર વરસનો થયો ને શું હું સમજતો નથી કે આપણા ઓરડામાં શું છે ને શું નથી ?"

સરકારી કૉલેજ ઉઘડતાં ભિખારીદાસ મુમ્બાઈ જઇ તેમાં દાખલ થયા ને અભ્યાસ શરૂ કર્યો. થોડા દહાડા તો બાપની શિખામણ અને પોતાનું વચન હૃદેમાં રાખી ભિખારીદાસે ખૂબ મહેનત કરી. પછી જૂના થતા ગયા ને છોકરાઓનો સહવાસ વધવા માંડયો. ત્યાંના પારસીઓના ચળકતા બૂટ જોઇ એમનું મન વારંવાર એમ થતું કે, આપણે એવા બૂટ હોય તો કેવું સારૂં ! એવા મનના ઉછાળા ઉપરાઉપરી થાય, પણ ભિખારીદાસ તેને દબાવી દે; પણ વળી પાછું ફરી ફરીને બૂટનું મન થાય. એમ કરતાં કરતાં કેટલાક દહાડા વહી ગયા, પણ છેવટે ભિખારીદાસનું મન રોક્યું રહ્યું નહિ. વિચાર કર્યો કે આપણે વરસે દહાડે ત્રણસેં રૂપિયા ખરચીએ છીએ, તેમાં ત્રણ ચાર રૂપિયાના વિલાયતી

બૂટ લેવામાં કંઇ વધી જવાનું નથી. બીજી ગમે તે રીતે કસર કરીશું તો એટલા ઉગરશે; એટલે બાપનું મન પણ રહેશે, આપણું વચન પણ જળવાશે, ને આપણા જીવને ફાવતી વસ્તુ પણ મળશે. એમ વિચાર કરી તેમણે વિલાયતી બૂટની એક જોડ લીધી. તે પહેરીને ચમ ચમ કરતા ફરે, ને બૂટ સામું જોઇ મલકાઇ મલકાઇ જાય!

ચાર મહિને કૉલેજ બન્ધ થઇ ત્યારે ભિખાભાઇ પાછા ગામે આવ્યા. સગુંવ્હાલું, ગામલોક, સૌ બબ્બે ગાઉ એમને લેવા સામું આવ્યું હતું. ભાગોળે આવ્યા ત્યારે ભિખાભાઇ ગાડામાંથી ઉતર્યા; પણ ઉતરતા પહેલાં પેલા વિલાયતી બૂટ કાઢી પહેર્યા, ને ચમ ચમ કરતા સૌથી આગળ ચાલ્યા. સૌ કહે, "કેમ ભાઇ આવ્યા કે? સારા છો? કુશળ છો?" ત્યારે એ હળવે રહી કહે, "હા–હા." ગામના છોકરા પણ એમને જોવા આવ્યા હતા, કેમકે એ ગામમાંથી મુમ્બાઇ ભણવા સારૂ આ પહેલાં કોઇ ગયું ન હોતું, ને ભિખાભાઇ મુમ્બાઇ જઇ આવ્યા એ મોટી નવાઇ હતી.

ગામમાં આવ્યા પછી સાંઝ સ્હવાર હવા ખાવા ભિખારીદાસ નિકળે ત્યારે પેલા બૂટ પહેરીને જાય. તે જોવાને ગામના બધા જુવાનિયા નિકળે. શાન્તિદાસના દિકરા તથા બીજા દિકરાઓના દિકરા મળી આશરે પન્દર વીસ માણસ ઘરમાં હતાં. થોડા દિવસ વિત્યા નહિ એટલામાં તેઓએ પોતપોતાની મા પાસે એવા બૂટ સારૂ કંકાસ કરવા માંડયો. શાન્તિદાસના ભાઇઓના ઘરમાં પણ બૂટ વાસ્તે કલેશ થવા

વિદાય થતા પહેલાં ભિખારીદાસને કોરે બોલાવીને કહ્યું કે "ભાઇ, મારી પાસે પૈસો નથી. મુમ્બાઇ તો ઇન્દ્રપુરી જેવું છે, ત્યાં ભાતભાતની જણશો મળે છે. તરેહ તરેહના શૉખ ત્યાં થઈ શકે છે; માટે તું જો નીતિથી રહી નીચું માથું ઘાલી અભ્યાસમાંજ મન રાખવાનું કબૂલ કરે તો હું મોકલું, નહિ તો ખર્ચ વેઠવાનું મારૂં ગજું નથી, માટે એ વિચાર આપણે સાંડી વાળો."

ભિખાએ પોતાના બાપને પગે હાથ મૂકીને કહ્યું કે "બા, હું એક પાઇ પણ નકામી નહિ ખરચું. અઢાર વરસનો થયો ને શું હું સમજતો નથી કે આપણા ઓરડામાં શું છે ને શું નથી?"

સરકારી કૉલેજ ઉઘડતાં ભિખારીદાસ મુમ્બાઈ જઇ તેમાં દાખલ થયા ને અભ્યાસ શરૂ કર્યો. થોડા દહાડા તો બાપની શિખામણ અને પોતાનું વચન હૃદેમાં રાખી ભિખારીદાસે ખૂબ મહેનત કરી. પછી જૂના થતા ગયા ને છોકરાઓનો સહવાસ વધવા માંડયો. ત્યાંના પારસીઓના ચળકતા બૂટ જોઇ એમનું મન વારંવાર એમ થતું કે, આપણે એવા બૂટ હોય તો કેવું સારૂં! એવા મનના ઉછાળા ઉપરાઉપરી થાય, પણ ભિખારીદાસ તેને દબાવી દે; પણ વળી પાછું ફરી ફરીને બૂટનું મન થાય. એમ કરતાં કરતાં કેટલાક દહાડા વહી ગયા, પણ છેવટે ભિખારીદાસનું મન રોકયું રહ્યું નહિ. વિચાર કર્યો કે આપણે વરસે દહાડે ત્રણસેં રૂપિયા ખરચીએ છીએ, તેમાં ત્રણ ચાર રૂપિયાના વિલાયતી

બૂટ લેવામાં કંઇ વધી જવાનું નથી. બીજી ગમે તે રીતે કસર કરીશું તો એટલા ઉગરશે; એટલે બાપનું મન પણ ર્‌હેશે, આપણું વચન પણ જળવાશે, ને આપણા જીવને ફાવતી વસ્તુ પણ મળશે. એમ વિચાર કરી તેમણે વિલાયતી બૂટની એક જોડ લીધી. તે પ્હેરીને ચમ ચમ કરતા ફરે, ને બૂટ સામું જોઇ મલકાઇ મલકાઇ જાય!

ચાર મહિને કૉલેજ બન્ધ થઇ ત્યારે ભિખાભાઇ પાછા ગામે આવ્યા. સગું વ્હાલું, ગામલોક, સૌ બબ્બે ગાઉ એમને લેવા સામું આવ્યું હતું. ભાગોળે આવ્યા ત્યારે ભિખાભાઇ ગાડામાંથી ઉતર્યા; પણ ઉતરતા પહેલાં પેલા વિલાયતી બૂટ કાઢી પહેર્યા, ને ચમ ચમ કરતા સૌથી આગળ ચાલ્યા. સૌ કહે, "કેમ ભાઇ આવ્યા કે? સારા છો? કુશળ છો?" ત્યારે એ હળવે રહી કહે, "હા–હા." ગામના છોકરા પણ એમને જોવા આવ્યા હતા, કેમકે એ ગામમાંથી મુમ્બાઇ ભણવા સારૂ આ પહેલાં કોઇ ગયું ન હોતું, ને ભિખાભાઇ મુમ્બાઇ જઇ આવ્યા એ મોટી નવાઇ હતી.

ગામમાં આવ્યા પછી સાંઝ સ્હવાર હવા ખાવા ભિખારીદાસ નિકળે ત્યારે પેલા બૂટ પહેરીને જાય. તે જોવાને ગામના બધા જુવાનિયા નિકળે. શાન્તિદાસના દિકરા તથા બીજા દિકરાઓના દિકરા મળી આશરે પન્દર વીસ માણસ ઘરમાં હતાં. થોડા દિવસ વિત્યા નહિ એટલામાં તેઓએ પોતપોતાની મા પાસે એવા બૂટ સારૂ કંકાસ કરવા માંડયો. શાન્તિદાસના ભાઇઓના ઘરમાં પણ બૂટ વાસ્તે કલેશ થવા

લાગ્યો. ગામના કણબી, વાણીયાના છોકરાઓને પણ આવા બૂટનું મન થયું. બધા છોકરાઓની માઓ પોતપોતાનાં છોકરાંઓ ભણી તાણ કરે; પણ ભાયડાઓ એ માને નહિ. એમ બધાં સારાં ઘરમાં થોડો થોડો કંકાસ પેઠો. નિત્યની કળકળથી ભાયડાઓ છેવટે હાર્યા. એકેએક સૌ એવા બૂટ મંગાવવા લાગ્યા. દર ફેરા જ્યારે છુટી પડે ત્યારે ભિખારીદાસ મુમ્બાઇથી પાછા આવે; ને હર વેળા જ્યારે આવે ત્યારે ગામના છોકરાની પચીસ ત્રીસ વિલાયતી બૂટની જોડો લેતા આવે! એમ બે ત્રણ વરસ વીતી ગયાં, ને ગામમાં બીજી પુંજી વધી હોય કે નહિ, પણ બૂટની પુંજી તો ઘણી વધી! ગામમાં વિલાયતી બૂટની ત્રણસો જોડ થઇ. સાંઝે બધા જુવાનિયા ખેતરે કે તળાવે ફરવા જાય ત્યારે એ બૂટ પહેરીને જાય; ને એવા બૂટવાળા છોકરાની હારની હાર આગળ પાછળ હર વેળા ગામમાં ફરતી દેખાય; તેથી કેટલાક લોકો માંહોમાંહે વાત કરે કે "ગામની શોભા સારી વધી." ત્યારે વળી બીજા કહે કે "એમાં શું કમાયા? ગામ વહેલું ભીખ માગશે."

વિલાયતી બૂટ લાંબા ટકતા નથી, ને વરસ દહાડાની માંહી ફાટી જાય છે; એટલે જતે દહાડે એમ થયું કે ભિખારીભાઇ જવા નિકળે તે દહાડે તેમને ગામ લોક દોઢસો બસો બૂટના પૈસા વળગાડે. આ પ્રમાણે બૂટનો ચાલ જબરો થતો ગયો, ને ગામને સા
દહાડે વેરો ચોટ્યો!

એક વાર ભિખારીદાસ ઉનાળાની છુટીમાં ગામ પાછા આવ્યા હતા, ને આંગણામાં ખાટલો ઢાળી પાછલે પહોરે બેઠા હતા. શાન્તિલાલ બાપા એટલે હાથમાં રૂપાની નેહ-વાળો હુક્કો ઝાલી રાખી ગુડ ગુડ કરતા હતા. બીજા થોડા પાટીદાર ને ગામલોક પણ ત્યાં સહેજ બેઠા હતા ને વાતો કરતા હતા. વનમાળીદાસ પારેખ પણ ત્યાં આવ્યા હતા.

**વનમાળીદાસ**—બાપા, નવરાશે આપણું ખાતું આંખ તળે કાઢો તો ઠીક.

**શાન્તિદાસ**—કેમ વારૂ ?

**વનમાળીદાસ**—આંકડો જરા વધતો જાય છે તે તમને ખબર હશે.

**શાન્તિદાસ**—લીધું વ્રત પૂરૂં કરવું જોઈએ. છોકરાને મુમ્બાઇ મોકલતા પહેલાં શી રીતે હતું ?

**વનમાળીદાસ**—ત્યારે તો સો પચાસ લહેણા રહેતા.

એમ વાતો ચાલી હતી તેવામાં દસ વીસ મોચી ભેગા થઇ આવીને ફાળીયાં ઉતારી રડવા લાગ્યા કે "બાપા, હવે તો બહુ થયું; હવે તો ખમા કરો તો સારૂ."

**શાન્તિદાસ**—શું છે ? વાત તો કહો,

મોચીઓ મધ્યેના એક **સોમલા** મોચીને તેમણે કહ્યું, "**સોમલા**, તું ઠાઉકો છે, તું વિગત માંડીને વાત કહે.

તમારે શું જોઇએ છીએ ? ને તમારે શું દુઃખ છે ? સગી મા હોય તેને પણ કહીએ તો દુઃખ જાણે."

**સોમલો**—દુઃખ તો ઘણું છે, વણું વાંકે મરી જઇએ છીએ; પણ રોગ પ્રમાણે ઉપાય થાય તો કળ વળે; એ તમારા હાથમાં છે. બાપા તમે ઉપાય કરો તો થાય. નહિ તો એકે ઉપાય નથી, ને અમારે જીવ્યાનો આરો નથી.

**શાન્તિદાસ**—કરારશે તું બોલ. મારા હાથમાં હશે તો હું ઉપાય કર્યાં વગર નહિ રહું.

**સોમલો**—બાપા, દુઃખ તો બહુ છે. અમારા મોચીનાં તમારા ગામમાં વીસ ઘર છે. જ્યારથી ગામ વસ્યું ત્યારથી અમે તમારી પછવાડે વસ્યા છીએ, ને તમારે શરણે પડયા છીએ. અમે આજ લગી ગામલોકના જોડા ને કોસ શીવતા ને અમારો ગુજારો કરતા. વળી એકાદ વીઘું જમીન હોય તે ખેડીએ પણ ખરા; એમ કરી દહાડા કાઢતા. પણ આ બે વરસથી અમારૂં પૂરૂં થતું નથી ને છોકરાં ભૂખે મરે છે. ભિખો બાપો જ્યારથી મુમ્બાઈ ગયા ત્યારથી અમારા દુઃખનું મંડાણ મંડાયું. એ એક બૂટની જોડ લાવ્યા એટલે અમને લાગ્યું, ઠીક છે, એમાં શું માંહી ? પછી હવે તો ગામમાં લગભગ એવી ચારસો પાંચસો વિલાયતી બૂટની જોડ ખપે છે. અમે વરસમાં સો સો જોડ શીવીએ, એટલે મજુરીના ૫૦–૭૫ રૂપીઆ કમાઇએ, ને અમારા દસ બાર ઘરનો નિભાવ એથી થાય. હવે આ બૂટ આવ્યા એટલે એ જોડા

ખપતી નથી. હવે પારસણોની પેઠે અહીંનાં બધાં બૈરાં જોડીઓ મૂકીને બૂટ પહેરશે તો બૈરાંનાં પગરખાં શીવવાનું કામ પણ અમારૂં જશે, ને જેટલા થોડા રોટલા રહ્યા છે તે પણ નહિ રહે. અમારો ગુજારો તો ગામલોક ઉપર હતો પણ ગામલોક તો બૂટ પહેરે એટલે આ દશા આવી. અમારાં છોકરાંને પેટ ભરી રોટલા પણ મળતા નથી. જો અમદાવાદના કે બીજા આપણા અહીંના ગામના બૂટ હોત તો અમારામાંથી ત્યાં જઇ કોઇ શીખી આવત; અથવા ન શીખત તો અમે ભૂખે મરત; પણ અમારી નાત કે ધંધાવાળા બીજાને રોજી મળત, પણ આ તો વિલાયતી બૂટ. એટલે અમારો એકે ઉપાય નથી, ને અમારે કોઇ પણ રીતનું મન વાળવાનું નથી. આમ ને આમ ચાલશે તો બધાં મરી પરવારીશું.

ભિખારીદાસ—કેવા બેઉકુફ લોક છો! તમારે વાસ્તે શું અમે બૂટ નહિ પહેરીએ? માણસને ગમે તે પહેરવાની છૂટ છે. સાહેબ લોકો બૂટ પહેરે છે, મુમ્બાઇમાં ઘણી વસ્તી બૂટ પહેરે છે, તે સૌ ગાંડા લોક હશે? બેવકુફ, લુચ્ચા લોક!

સોમલો—ગાંડા કે ઘેલા, પણ ભૂખે મરીએ ત્યારે શું કરીએ?

ભિખારીદાસ—ભૂખે મરો છો તેમાં કોનો વાંક છે? બીજો ધંધો કરો.

સોમલો—અમે મોચી તે બીજો ધંધો શો કરીએ?

ભિખારીદાસ—દુનિયામાં ઘણા ધંધા છે; ગમે તે કરો.

**સોમલો**—શું અમે કુમ્ભારનું કામ કરીએ, દરજીનું કામ કરીએ, કે લુહારનું કામ કરીએ, કે સોનીનું કામ કરીએ કે હજામનું કરીએ ? શું કરીએ ? કહો ભિખાબાપા.

ભિખારીદાસ—ત્યારે મજુરી કરો. મજુરીમાં શું આવડવું છે ?

**સોમલો**—મજુરીમાં પૂરૂં ન થાય.

ભિખારીદાસ—ત્યારે પૂરૂં ન થાય તો પરગામ જઇ વસો.

**સોમલો**—આ ગામમાં અમારી વીસ પેઢી થઇ ને હવે ઘરબાર મૂકીને ક્યાં જઇએ ? અહીંનાં ઘર શી રીતે ઉપાડી જઇએ ? નાતજાત, લેવુંદેવું, બધું અહીં રહ્યું, ને પરગામ શી રીતે જવાય ? બાપા, આટલું બધું અમને કહો છો, ત્યારે તમે વિલાયતી બૂટ ન પહેરો તો શું સત્યાનાશ વળી જાય? મોચી મજુરી કરે, બીજો ધંધો કરે, ગામ છોડી જાય, તે કરતાં પાટીદાર વિલાયતી બૂટ ન પહેરે તો શું બગડે ?

**શાન્તિદાસ** વચમાં બોલ્યા, "ભિખા, તું છાનોમાનો રહે, આ મોચી કહે છે તે વાત જાણવા જેવી છે. જુવાનિયા-વેડા કરી એને તરછોડીશ નહિ."

એટલામાં ગામના પારેખ જગજીવનદાસ આવ્યા. તે કહે કે "આ શી ભાંજગડ ચાલે છે ?

**શાન્તિદાસ**—મોચી રા'ડ પાડતા આવ્યા છે કે "ગામમાં બૂટ આવ્યા, તેથી અમે ભૂખે મરીએ છીએ."

જગજીવનદાસ—હા, મોચી મને કહેતા હતા, ને બીજાં વસવાયાં પણ થોડી થોડી બૂમ પાડે છે. પુંજીઓ કુમ્ભાર કહે છે કે એણીવારના વરસે મોચી લોકોએ મારી નાળો સમૂળગી લીધી નથી." પશવો દરજી કહે છે કે "મોચી લોકની સિલાઇ ઓણ મને મળી નથી." એ રીતે છે માટે આપણે ચાર જણ મળીને વિચાર કરીએ તો સારૂ.

શાન્તિદાસ—કહો તો બધા કાલે મળીએ.

જગજીવન—ઠીક, હું બધાંને કહાવીશ, ને રામનાથમાં કાલ પાછલા પહોરે મળીશું.

બીજે દહાડે શાન્તિદાસ બાપા, ભાઇ ભત્રિજા, ગામના બીજા પાટીદાર, જગજીવન પારેખ, નાથાભાઇ મોદી, જુગલદાસ તલાટી, તુળશીદાસ મહેતા વગેરે બધું ગામ રામનાથ મહાદેવમાં ભેગું થયું. ત્યાં વસવાયાં પણ ચણ તેડયાં પેટનાં બળ્યાં ભેગાં થયાં હતાં. સોમલો મોચી તથા બીજા મોચી, તથા દરજીના ને કુમ્ભારના આગેવાનો આગળથી આવ્યા હતા. બધાએ પહેલાં તો મોચીની વાત સાંભળી. ત્યાં ભિખાભાઇ ગયા હતા. તેમણે અંગ્રેજી વિદ્યાનો આધાર બતાવીને એક મોટી બશેરીઆ ચોપડી હતી તે ઉપરથી એક લાંબુ ભાષણ કરવાની તૈયારી કરી હતી. તે ઉભા થયા અને બોલવા લાગ્યા; પણ એમના બાપ અને કાકા કહે, "બેસ બેસ, તું ભણી આવ્યો તે જાણ્યું. હજુ તો અમારૂં ખર્ચ ખાય છે! જ્યારે બે પૈસા કમાય ને દુનિયા કેમ ચાલે છે

તે સમજે ત્યારે તારૂં ભાગ્ય બહાર કાઢજે.”

બધાં વસવાયાંની વતી જગજીવન પારેખ પ્રથમ બોલ્યા. તે કહે કે “આ બૂટની મહોકાણે આઠ દસ સોચીનાં ઘરનો ધંધો બન્ધ પડયો છે ને તેમને ખાવા પીવાની બહુ વેળા પડે છે. સોચી નરમ થયા એટલે તેમની ઘરાકીવાળા કુમ્ભાર, દરજી વગેરે પણ નરમ થયા છે; ને બે પૈસા જેના લેણા દેણા છે તે શાહુકારનું લેણું ડૂબવા વખત આવ્યો છે; અને ધક્કો આખા ગામને લાગશે. કોઇએ એમ ન સમજવું કે એમાં મારે શી લેવા દેવા છે, બધાંનુ સારૂં હોય તો આપણે સારૂં, ને નરતું હોય તો આપણે નરતું. હું અમદાવાદ ગયો હતો, ત્યાં પણ આવાં ને આવાં રોદણાં છે. સોનીનાં ઘરેણાં વિલાયતથી તૈયાર થઇ આવે, ને તે એવાં આંખને ગમે તેવાં હેય છે કે આપણા ખરા દાગીનાને કોરે મૂકે; એટલે સોનીનો ધંધો બાર આની ગયો છે. લુહારનો ધંધો તો બિલકુલ બંધ પડી ગયા જેવો જ છે. લુહાર મજુરી કરે તેને અંગ્રેજી કારખાનામાં રોજ સારો મળે; પણ ચપ્પુ, કાતર અને બીજા કરનારાનો તો બિલકુલ રોજગાર બંધ પડયા જેવો જ છે. વિલાયતી કાપડ કરોડો રૂપિયાનું આવે છે, તેથી સાળવી, વણકર, છીપા, બાંધણીગર વગેરેનો ધંધો ગયો છે. લોક ઘણાં લુગડાં પહેરે છે તેથી દરજી ને ધોબી શહેરમાં તાજા દેખાય છે. પણ એકંદર કારીગર તથા વેપારીને પરદેશી માલ આવવાથી અથાક નુકસાન થયું છે ને હજુ તો કયાં? શહેરમાં કોઇ ધણીધોરી નહિ એટલે વિટમ્બણા ભારે પડે

છે. આપણે બધા મળીને કરીએ તો બન્દોબસ્ત કરવા સમર્થ છીએ; માટે મારી ધ્યાનમાં આવે છે કે આપણે આપણા ગામ પૂરતો ઠરાવ કરીએ તો ઠીક."

**શાન્તિદાસ**—શો ઠરાવ?

**જગજીવન**—હાલ તો એટલો કરો કે ગામમાં કોઇ પરગામના બૂટ ન પહેરે. એટલું થાય તો સોચીનું દુઃખ ટળે.

**શાન્તિદાસ**—કેમ ભવાનીદાસભાઇ, શું ધાર્યું?

**ભવાનીદાસ**—હા, હા, સો ફેરા એવો બન્દોબસ્ત કરવો જોઇએ.

**નાથાભાઇ મોદી**—આપણે પણ કબૂલ છીએ, કેમ તુળશીરામ મહેતા?

**તુળશીરામ મહેતા**—આપણે સો ફેરા કબૂલ.

**જુગલદાસ તલાટી**—વારુ, બૈરાંને ઘેર પૂછ્યું? છોકરાં ઘેર કંકાસ કરશે તો તેમની માઓ તેમની કુમક કરશે તેનું શું ધાર્યું?

**શાન્તિદાસ**—છોકરાં અને તેમની માઓ જખ મારે છે.

બધાં કહે, "વાહ વાહ, બાપા, વાહ વાહ. ત્યારે ચાલો, આપણે મન્દિરમાં તુલશી ઉપાડીએ." બધા મન્દિરમાં ગયા, ને ઠાકોરજી આગળ તુલશી ઉપાડી સહુએ જૂદા જૂદા સમ ખાધા કે "પરદેશી બૂટ લાવીએ તો ઠાકોરજી અમને પૂછે," ને પછી બધા વેરાયા.

ગામ સંપીલું હતું; લોક લાંબી નજરવાળા હતા, તોપણ આ વેળા ઠરાવ પાળવામાં થોડી આનાકાની થઈ; ને પછી ઘેર ઘેર થોડી કચ કચ પણ થઈ; પણ શાન્તિદાસે પોતાને ઘેર પહેલ કરી ભિખારીદાસને જોડા પહેરાવ્યા. એમ પટાપટ ચાલતાં, અન્તે બધા ગૃહસ્થોએ સોગન પાળ્યા, ને છ મહિને મોચી પાછા આગળ જેવા ખાતાપીતા થયા ને બીજા કારીગર પણ તાજા થયા.

એવામાં નડીઆદથી એક દહાડો મોટમ બારોટ આવ્યા હતા તેમણે આ વાત ચોરે બેઠે સાંભળી. તે મનમાં બહુ હરખાયા ને હરખના માર્યા પોતાની મેળે શાન્તિદાસ બાપાને ઘેર કહેવા આવ્યા કે "બાપા, ગામમાં આગેવાન હોય તો તમારા જેવા હોજો. ખરા ઇનના સમે તમે ગામની હિમાયત કરીને ગામનું દુઃખ ટાળ્યું છે. તમારા ઘરનો ધર્મ જગ જાણે છે. તમોએ આપણા ગામનું ને દેશનું અભિમાન કરી અઢારે વર્ણનો ટેક ને ઇજ્જત રાખ્યાં છે. આગળ સરકારદરબારમાં તમારૂં ઘર રૈયતને કુમક કરતું; હાલ સરકાર તરફથી તો શાન્તિ છે, પણ લોકોનું મન નવા નવા પહેરવેશથી છકી ગયું છે તેથી કારીગર માત્રને તથા અન્તે આખા દેશને બહુ વિપત પડે છે. એ વિપતમાં તમારા જેવાની હિમાયત છે ને ઓથ છે તો દેશનું સદાકાળ ભલું જ થશે. તમારા જેવા અમારા વંશમાં કુળદીવા ઘણા થજો ને ઇશ્વર તેમને તમારા જેવી મતિ સદાય આપજો."

(બાપનો અને લેખો) અંબાલાલ સાકરલાલ દેસાઈ

# ૧૦—હાઈ સ્કૂલમાં ગાંધીજી

વિવાહ થયો ત્યારે હું હાઇ સ્કૂલમાં ભણતો હતો તે વેળા અમે ત્રણે ભાઇ એક જ સ્કૂલમાં ભણતા. જ્યેષ્ઠ બન્ધુ ઉપલા ધોરણમાં હતા ને જે ભાઇના વિવાહની સાથે મારો વિવાહ થયો હતો તે મારાથી એક વર્ગ આગળ હતા. વિવાહનું પરિણામ એ આવ્યું કે અમારૂં બે ભાઇનું એક વર્ષ નકામું ગયું. મારા ભાઇને સારૂ તો એથીયે વિષમ પરિણામ આવ્યું. વિવાહ પછી તે નિશાળમાં ન જ રહી શક્યા. આવું અનિષ્ટ પરિણામ તો દૈવ જાણે કેટલા જુવાનોને આવતું હશે. વિદ્યાભ્યાસ ને વિવાહ બેઉ એક સાથે તો હિન્દુસંસારમાં જ હોય.

મારો અભ્યાસ ચાલુ રહ્યો. હાઇ સ્કૂલમાં હું ઠોઠ નિશાળિયો ન ગણાતો. શિક્ષકોની પ્રીતિ તો હમ્મેશાં સાચવી હતી. દરેક વર્ષે માબાપને વિદ્યાર્થીના અભ્યાસ તેમજ વર્તન વિષે પ્રમાણપત્ર મોકલવામાં આવતાં. તેમાં કોઇ દિવસ મારૂં વર્તન કે અભ્યાસ ખરાબ હોવાની ટીકા ગઇ નથી. બીજા ધોરણ પછી ઇનામો પણ લીધાં ને પાંચમા તથા છઠ્ઠા ધોરણમાં અનુક્રમે માસિક ચાર રૂપિયા ને દસ રૂપિયાની શિષ્યવૃત્તિ પણ મળી હતી. આ મળવામાં મારી હોંશિયારી કરતાં દૈવે વધારે ભાગ લીધો હતો. એ વૃત્તિઓ બધા વિદ્યાર્થીઓને સારૂ નહિ પણ જેઓ **સોરઠ** પ્રાન્તના હોય તેમાં પહેલું પદ ભોગવે તેને સારૂ હતી. ચાળીસ પચાસ વિદ્યાર્થીઓના વર્ગમાં તે કાળે **સોરઠ** પ્રાન્તના વિદ્યાર્થી કેટલા હોઇ શકે?

મારૂં પોતાનું સ્મરણ એવું છે કે મને મારી હોંશિયારીને વિષે કંઇ માન ન હોતું. ઇનામ કે શિષ્યવૃત્તિ મળે તો મને આશ્ચર્ય થતું. પણ મારા વર્તન વિષે મને બહુ ચીવટ હતી. વર્તનમાં ખોડ આવે તો મને રડવું જ આવે. શિક્ષકને ઠપકો આપવો પડે એવું મારે હાથે કંઇ પણ થાય અથવા શિક્ષકને તેવું ભાસે એ મને અસહ્ય થઇ પડે. એક વખત માર ખાવો પડયો હતો એવું મને સ્મરણ છે. મારનું દુઃખ ન હોતું પણ હું દંડને પાત્ર ગણાયો એ મહા દુઃખ હતું. હું ખૂબ રડયો. આ પ્રસંગ પહેલા કે બીજા ધોરણનો છે. બીજો પ્રસંગ સાતમા ધોરણનો છે. તે વખતે દોરાબજી એદલજી ગીમી હેડ માસ્તર હતા. તે વિદ્યાર્થીપ્રિય હતા કેમકે તેઓ નિયમ જળવાવતા, પદ્ધતિસર કામ કરતા ને લેતા તથા શિક્ષણ ઠીક આપતા. તેમણે ઉપલા ધોરણના વિદ્યાર્થીઓને સારૂ કસરત–ક્રિકેટ ફરજિયાત કર્યાં હતાં. મને તેનો અણગમો હતો. ફરજ પડી તે પહેલાં તો હું કદી કસરત, ક્રિકેટ કે ફૂટબૉલમાં ગયો જ ન હોતો. ન જવામાં મારી શરમાળ પ્રકૃતિ પણ એક કારણ હતું. હવે હું જોઉં છું કે એ અણગમો મારી ભૂલ હતી. કસરતને શિક્ષણની સાથે સમ્બન્ધ ન હોય એવા ખોટા વિચાર તે વેળા હું ધરાવતો. પાછળથી સમજ્યો કે વ્યાયામને એટલે શારીરિક કેળવણીને માનસિકના જેવું જ સ્થાન વિદ્યાભ્યાસમાં હોવું જોઇએ.

છતાં કસરતમાં ન જવાથી મને નુકસાન ન થયું એમ મારે જણાવવું જોઇએ. તેનું કારણ એ કે પુસ્તકોમાં ખુલ્લી હવા ખાવા ફરવા જવાની ભલામણ વાંચેલી તે મને ગમેલી

ને તેથી હાઇ સ્કૂલનાં ઉપલાં ધોરણોથી જ ફરવા જવાની ટેવ મને પડી હતી. તે છેવટ લગી રહી. ફરવું એ પણ વ્યાયામ તો છે જ, તેથી મારૂં શરીર પ્રમાણમાં કસાએલું બન્યું.

અણગમાનું બીજું કારણ પિતાજીની સેવા કરવાની તીવ્ર ઇચ્છા હતું. નિશાળ બન્ધ થાય કે તુરત ઘેર પહોંચી સેવામાં પડી જતો. જ્યારે કસરત ફરજિયાત થઇ ત્યારે આ સેવામાં વિઘ્ન પડ્યું. પિતાજીની સેવા કરવાને ખાતર કસરતની માફી મળવી જોઇએ એવી વિનતિ કરી, પણ ગીમી સાહેબ શાના માફી આપે ? એક શનિવારે નિશાળ સ્હવારની હતી. સાંઝે ચાર વાગે કસરતમાં જવાનું હતું. મારી પાસે ઘડિયાળ ન્હોતી. આકાશમાં વાદળાં હતાં તેથી વખતની કંઇ ખબર ન રહી. વાદળાંથી હું છેતરાયો. કસરતમાં પહોંચું ત્યાં તો બધા જતા રહ્યા હતા. બીજે દિવસે ગીમી સાહેબે હાજરી તપાસી તો હું ગેરહાજર નિકળ્યો. મને કારણ પૂછ્યું. મેં તો જે હતું તે કારણ બતાવ્યું. તેમણે તે સાચું ન માન્યું ને મારો એક આનો કે બે આના (કેટલો એ બરાબર યાદ નથી) દંડ થયો. હું ખોટો ઠર્યો! મને અતિશય દુ:ખ થયું. 'હું ખોટો નથી' એ કેમ સિદ્ધ કરૂં? કશો ઉપાય ન રહ્યો. મનમાં ને મનમાં સમસમી રહ્યો. રોયો. સમજ્યો કે સાચું બોલનારે ને સાચું કરનારે ગાફેલ પણ ન રહેવું જોઇએ. આવી ગફલત મારા ભણતરના સમયમાં આ પહેલી અને છેલ્લી હતી. મને ઝાંખું સ્મરણ છે કે છેવટે હું એ દંડ માફ કરાવી શક્યો હતો.

કસરતમાંથી તો મુક્તિ મેળવી જ. નિશાળના સમય પછી પોતે મારી હાજરી પોતાની સેવાને અર્થે ઇચ્છે છે એવો પિતાશ્રીનો કાગળ હેડ માસ્તરને મળવાથી મુક્તિ મળી.

વ્યાયામને બદલે ફરવાનું રાખ્યું તેથી શરીરને વ્યાયામ ન કરાવ્યાની ભૂલને સારૂ કદાચ મારે સજા નથી ભોગવવી પડી; પણ બીજી એક ભૂલની સજા હું આજ લગી ભોગવી રહ્યો છું. ભણતરમાં અક્ષર સારા લખવાની જરૂર નથી એવો ખોટો ખ્યાલ મારામાં ક્યાંથી આવ્યો એ હું જાણતો નથી, પણ છેક વિલાયત જતાં લગી એ રહ્યો. પછી અને મુખ્યત્વે કરીને દક્ષિણ આફ્રિકામાં જ્યાં વકીલોના અને દક્ષિણ આફ્રિકામાં જન્મેલા ને ભણેલા નવયુવકોના મોતીના દાણા જેવા અક્ષરો જોયા ત્યારે હું લજવાયો ને પસ્તાયો. મેં જોયું કે નઠારા અક્ષર એ અધૂરી કેળવણીની નિશાની ગણાવી જોઇએ. મેં મારા અક્ષર પાછળથી સુધારવા પ્રયત્ન કર્યો પણ પાકે ઘડે કંઇ કાંઠો ચઢે? જુવાનીમાં જેની મેં અવગણના કરી તે હું આજ લગી નથી જ કરી શક્યો. દરેક નવયુવક અને યુવતી મારા દાખલાથી ચેતે ને સમજે કે સારા અક્ષર એ વિદ્યાનું આવશ્યક અંગ છે.

આ કાળનાં વિદ્યાભ્યાસનાં બીજાં બે સ્મરણ નોંધવા લાયક છે. વિવાહને લીધે એક વર્ષ ભાગ્યું તે બંચાવી લેવાનો બીજા ધોરણમાં માસ્તરે મારી પાસે વિચાર કરાવ્યો. મહેનતુ વિદ્યાર્થીને એમ કરવાની રજા ત્યારે તો મળતી. આથી ત્રીજા ધોરણમાં હું છ માસ રહ્યો ને ઉનાળાની રજા

પહેલાંની પરીક્ષા પછી મને ચોથા ધોરણમાં મૂકયો. અહીંથી કેટલુંક શિક્ષણ અંગ્રેજી મારફતે શરૂ થાય. મને કશી સમજ ન પડે. ભૂમિતિ પણ ચોથા ધોરણમાં શરૂ થાય. હું તેમાં પાછળ તો હતો જ, ને વળી એ મુદ્દલ ન સમજાય. ભૂમિતિ શિક્ષક સમજાવવામાં સારા હતા. પણ મને કંઇ ઘડ જ ન બેસે. હું ઘણી વેળા નિરાશ થતો. કોઇ વેળા એમ થાય કે બે ધોરણ એક વર્ષમાં કરવાનું છોડી હું ત્રીજા ધોરણમાં ચાલ્યો જાઉં. પણ એમ કરું તો મારી લાજ જાય ને જેણે મારી ખંત ઉપર વિશ્વાસ રાખી મને ચઢાવવાની ભલામણ કરી હતી તે શિક્ષકની પણ લાજ જાય. એ ભયથી નીચે ઉતરવાનો વિચાર તો બન્ધ જ રાખ્યો. પ્રયત્ન કરતાં કરતાં જ્યારે યુક્લિડના તેરમા પ્રમેય ઉપર આવ્યો ત્યારે એકાએક મને થયું કે ભૂમિતિ તો સહેલામાં સહેલો વિષય છે. જેમાં કેવળ બુદ્ધિનો સીધો ને સરળ પ્રયોગ જ કરવાનો છે તેમાં મુશ્કેલી શી ? ત્યાર બાદ હમ્મેશાં ભૂમિતિ મને સહેલો અને રસિક વિષય થઇ પડયો.

વિદ્યાર્થીઓ માંહોમાંહે વાત કરે કે ફારસી તો બહુ સહેલું છે ને ફારસી શિક્ષક બહુ ભલા છે. વિદ્યાર્થી જેટલું કરે તેટલાથી તે નિભાવી લે છે. હું પણ સહેલું છે એમ સાંભળી લોભાયો ને એક દિવસ ફારસીના વર્ગમાં જઇ બેઠો. સંસ્કૃત શિક્ષકને દુઃખ થયું; તેમણે મને બોલાવ્યો, 'તું કોનો દિકરો છે એ તો સમજ. તારા ધર્મની ભાષા તું નહિ શીખે? તને જે મુશ્કેલી હોય તે મને બતાવ. હું તો બધા વિદ્યાર્થીઓને સરસ સંસ્કૃત શીખવવા ઇચ્છું છું. આગળ જતાં તો તેમાં રસના ઘુંટડા પીવાના છે. તારે એમ હારવું ન જોઇએ. તું ફરી મારા વર્ગમાં બેસ.' હું શરમાયો. શિક્ષકના પ્રેમની અવગણના ન કરી શક્યો. આજે મારો આત્મા કૃષ્ણશંકર માસ્તરનો ઉપકાર માને છે. કેમકે જેટલું સંસ્કૃત હું તે વેળા શીખ્યો તેટલું પણ ન શીખ્યો હોત તો આજે મારાથી સંસ્કૃત શાસ્ત્રોમાં રસ લઇ શકું છું તે ન લઇ શકાત. મને તો એ પશ્ચાતાપ થાય છે કે હું સંસ્કૃત વધારે શીખી ન શક્યો. કેમકે પાછળથી હું સમજ્યો કે કોઇ પણ હિન્દુ બાળકે સંસ્કૃતના સરસ અભ્યાસ વિના ન જ રહેવું જોઇએ.

( આત્મકથા ) મોહનદાસ કરમચંદ ગાંધી.

# ૨૧—હાથીને પગે

(માળવાના રાજા મુંજે દક્ષિણમાં આવેલા તૈલંગણના રાજા તૈલપને અનેક વાર હરાવ્યો હતો અને અવન્તી લઈ જઈ સામન્તની માફક તેની પાસે સેવા કરાવી હતી. તૈલપ આ કલંક ટાળવા લાગ શોધ્યા કરતો હતો. એક વાર તૈલંગણ ઉપર ચઢી આવતા મુંજને અટકાવતાં તૈલપ તેને પકડે છે ને તેને કેદમાં પૂરે છે. પણ તેની છટા અને સૌન્દર્યથી તૈલપની વિધવા બ્હેન મૃણાલ અને નગરજનો તેના ઉપર મોહી જાય છે. તૈલપ તેને અપાય તેટલું દુઃખ અને અપમાન દે છે છતાં તેની લોકપ્રિયતા વધ્યે જ જાય છે. આખરે ઈર્ષાનો બળ્યો તૈલપ તેને હાથીને પગે છુંદાવી નાખે છે.)

સાત દિવસ સુધી મુંજે ભિક્ષા માગી, ને પોતાનો દિગ્વિજય કર્યો. આખું ગામ તેની પાછળ ઘેલું થઈ ગયું; દરેક નર ને નારી તૈલપને શાપ આપવા લાગ્યાં; દરેક જણ મુંજ બચે તેવી બાધા લેવા બેઠું.

પણ આ વખત તૈલપ છેતરાય તેમ ન હોતો. મૃણાલ પર, મુંજ પર, મુંજની સાથે બોલે તેના પર સખત પહેરો રહેતો, અને શબ્દેશબ્દ તૈલપને કાને જતા. તૈલપને ધીમે ધીમે માલવરાજના ચમત્કારી વ્યક્તિત્વનું, અને પોતાની કથળેલી બાજીનું ભાન આવતું ગયું, અને જેમ જેમ ભાન આવતું ગયું તેમ તેમ મુંજને મારી નાખવાનો સંકલ્પ તે દૃઢ કરતો ગયો.

ઢંઢેરો પીટાવી તેણે જગતને જાહેર કર્યું કે સાતમે દિવસે સ્હવારે પાપાચારી મુંજને હાથીને પગે કચરવામાં

આવશે; અને આ વિજયમહોત્સવમાં ભાગ લેવા તેણે આખા દેશને નિમંત્રણ આપ્યું.

આખો દેશ દિંગ થઇ ગયો. હજારો અન્તરમાંથી રોષના, તિરસ્કારના ઉદ્ગારો બહાર પડ્યા, હજારો અન્તરમાં આંસુ આવ્યાં, હજારો નિઃશ્વાસો આ અન્યાયની સામે મૂંગો પોકાર કરી રહ્યા.

પણ તૈલપનો સંકલ્પ નિશ્ચલ હતો. સાતમે દિવસે આખો દેશ રાજ્યભુવનના આગળના ચૉગાનમાં ભેગો થયો. ચારે તરફ, બારીઓમાં અને છાપરે લોકોની ઠઠ મચી હતી.

વચ્ચે ખુલ્લી રાખેલી જગામાં એક મદોન્મત્ત ગજરાજ ડોલતો હતો. તેને નીશામાં ચકચૂર બનાવ્યો હતો. તેના પર એક અનુભવી મહાવત બેસી મહાં મુશ્કેલીએ તેને કાબૂમાં રાખતો હતો. હાથી લાલ આંખો વડે નગરજનોને નિહાળી રહ્યો હતો, ને થોડી થોડી વારે સૂંઢ લંબાવી અવાજ કરી પોતાનો ગુસ્સો જાહેર કરતો હતો. મુંજ કારાગ્રહમાંથી નિકળીને આવ્યો. લોકોમાં શાન્તિ પ્રસરી રહી અને બધા એકીટસે જોઇ રહ્યા.

હસીને મુંજે કહ્યું, “આ પલે તારો દિગ્વિજય પૂરો થયો.”

ગુસ્સામાં શું કહેવું તે ન સૂઝતાં તૈલપ મૂંગો રહ્યો. મુંજે પોતાનું તેજસ્વી મુખ ચારે તરફ ફેરવ્યું, હસ્યો ને બધા સાંભળે એમ કહ્યું, “મૂર્ખ, કાંઇ નજરે સૂઝે છે? અવન્તીના સિંહાસન પર સિંહસમો મારો ભોજ ગર્જે છે; સ્યુનદેશમાં ભીલ્લમ મારૂં વેર વાળવા તલસે છે. તારી પ્રજા તારી નથી રહી; મારી બની છે. વિજય કોનો—મારો કે તારો?”

"હમણાં મારો હાથી તારો વિજય દેખાડશે." કહી તૈલપ આગળ આવ્યો.

મુંજ ખડખડાટ હસ્યો.

"એમાં તારો વિજય કે મારો? તું મને નમાવવા માગતો હતો; ને હું વગર નમે જીવન પૂરૂં કરીશ. તું નીતિનો આડંબર ધારતો હતો; અત્યારે તેને છોડી રાજહત્યાનું પાપ વહોરે છે. વિજેતા કોણ—હું કે તું?"

મુંજનો અવાજ તિરસ્કારભર્યો તે મેદનીમાં ગાજી રહ્યો.

તૈલપે અકળામણમાં હોઠ કરડ્યા. તેની આંખમાંથી વિષભર્યાં કિરણો ફુટ્યાં.

"સૈનિકો, પકડો એને."

"શા માટે? હું જ મારી મેળે ચાલ્યો." કહી ગજેન્દ્ર સમાં ગૌરવભર્યાં ડગ ભરતો તે ગજરાજ તરફ ચાલ્યો.

બધા જોઈ રહ્યા—આંખો ફાડીને. બધાનો શ્વાસ રૂંધાઈ રહ્યો. મુંજ શાન્તિથી આગળ ચાલતો—પાછળ તૈલપ ને થોડા સૈનિકો આવતા.

પેલા હાથી આગળ આવી મુંજ ઉભો રહ્યો; ને તૈલપના હુકમથી સૈનિકોએ તેની બેડી કાઢી નાખી.

બેડીઓ છુટી કે મુંજ ટ્ટાર થઈ ઉભો રહ્યો; તેણે પોતાના કપાળ પર પડતા વાળ ઉંચા કર્યા; અને વિશાળ ભાલથી ઓપતું મુખ લોકો તરફ ફેરવ્યું. તેની આંખમાં નિડરતા હતી, પૃથિવીની વલ્લભતાસૂચક તેજ હતું. તેના હોઠ ઉપર મીઠું ગૌરવભર્યું હાસ્ય હતું.

લોકોને કમકમાં આવ્યાં. કેટલાંક સ્ત્રીપુરુષ રડવા લાગ્યાં. સૈનિકો હોઠ પર હોઠ બીડી કર્તવ્યપરાયણ થઈ રહ્યા.

"તૈલપ," નીરાંતે મુંજે કહ્યું, "જો, મારૂં મૃત્યુ આખરે તો પૃથિવીવલ્લભને શોભે એવું જ રચાયું."

તૈલપ નિશ્ચલ હોઠે, ક્રૂરતાભર્યો ઉભો હતો. તેના હૃદયમાં નિરાશા પ્રસરતી હતી. તેને લાગતું હતું કે મરતાં મરતાં પણ મુંજ પોતાનો વિજયધ્વજ ફરકાવતો હતો. મુંજ જરા ખિન્ન થાય, તેની વલ્લભતા જરા અદૃષ્ટ પામે તેની વાટ તે જોઈ રહ્યો હતો.

"ચાલ, નહિ તો સૈનિકોને બોલાવું."

મુંજે એક તિરસ્કારભરી નજર તૈલપ પર નાખી ને હાથીની સૂંઢ પાસે બે ડગલાં આગળ ગયો.

ત્યાં જઈ તે ખેંચાઈને ઉભો.

તૈલપને જોઈતી તક મળી—"કેમ ગભરાયો ?"

"પૃથિવીવલ્લભ ગભરાય તો પૃથ્વી રસાતળ જાય. ગાંડા, એ તો માત્ર એક વિચાર આવ્યો."

"શો ?"

"એટલો જ" ગર્વથી મુંજે માથું ઉંચું કર્યું. તેની આંખો જરા સ્નેહભીની થઈ "કે બિચારી સરસ્વતીનું થશે શું ?"

"એટલે"

"लक्ष्मी यास्यति गोविन्दे वीरश्री वीरवेश्मनि ।
गते मुंजे यशःपुंजे निरालम्बा सरस्वती ॥

( લક્ષ્મી તો ગોવિન્દને ત્યાં જશે, કીર્તિ જશે વીરસદન-માં; પણ યશનો પુંજ મુંજરાજ મરતાં બિચારી સરસ્વતી નિરાધાર થઈ રહેશે. )

એટલું કહી અનિવાર્ય તિરસ્કારથી તૈલપ તરફ પૂઠ કરી તે હાથી તરફ ફર્યો. "ગજરાજ, રાજાઓમાં ગજ એવો પૃથિવીવલ્લભ તારી પાસે આવ્યો છે."

થોડી વાર વિચાર કરતાં, રમતો હોય તેમ હાથી સૂંઢ હલાવી રહ્યો, અને મુંજે તેને પંપાળ્યા કર્યો. આખરે શાન્તિ-થી તેની સૂંઢને તે વળગ્યો. ઉપરથી મહાવતે અંકુશ માર્યું. હાથીએ સૂંઢ વીંટી મુંજને ઉંચકી લીધો.

હાથીએ સૂંઢનું ગુંછળું ઉંચુ કર્યું—નીચું કર્યું. અનેક વાર તેની વચ્ચે હસતો, પ્રભાવભરી આંખો વડે ગર્વ દર્શાવ-તો પૃથિવીવલ્લભ કાલીનાગ નાથતા શ્રીકૃષ્ણ સમો લોકોની નિશ્ચલ ને સજલ આંખો અગાડી રમી રહ્યો. ગજેન્દ્રે ઘોષ કર્યો ને સૂંઢને એક ઝોક વધારે આપ્યો. પૃથિવીવલ્લભનો વિજયઘોષ ગાજી રહ્યો; "જય મહાકાલ."

લોકોમાં હાહાકાર થયો! મુંજ હાથીના પગ તળે અદૃષ્ટ થઇ ગયો હતો. હાથીએ પગ મૂકયો—ભાર દીધો—કચરાવાનો અવાજ થયો, ને પગ ઉંચકી લીધો!

જમીન પર પૃથિવીવલ્લભનું શબ છુંદાઇને રોટલો બની પડયું હતું!

( પૃથિવીવલ્લભ ) કનૈયાલાલ માણેકલાલ મુનશી

# ૧૨—આત્મકૃપા

શ્રેયસ્ અને પ્રેયસ્ જૂદાં જૂદાં છે, એવું શ્રુતિવાક્ય છે. ધર્મ એક ઉપદેશ કરે છે પણ ગરજ અથવા લાલસા પ્રાણીને બીજી બાજુએ ખેંચે છે. શ્રેયસ્—કર્તવ્ય કહે છે કે 'આપી દે—ત્યાગ કર' પણ પ્રેયસ્ જરૂર—લાલસા કહે છે કે 'લે, લેઇ રાખ, એ તારો હક છે, ત્યાં તારો અધિકાર છે.' જગતમાં પોતાનો હક બજાવવો સહેલો છે; પરન્તુ પોતાનો ધર્મ બજાવવો મુશ્કેલ અને દુર્લક્ષ છે. વસ્તુસ્થિતિનો બરાબર વિચાર કરીશું તો બીજનો વૃક્ષ સાથે જે સમ્બન્ધ છે, તે જ સમ્બન્ધ ધર્મ અને વાસના વચ્ચે છે. આશ્ચર્ય તો એ જ છે કે સૌ ફળ ખાવાની વાસના રાખે છે; પરન્તુ બીજ રોપાવવાને અથવા તેને પાણી પાઇ પોષવાને—ધર્મ બજાવવાને કોઇ તૈયાર હોતું નથી. ઈશ્વરી નિયમ એવો છે કે આપણે જો આપણા કર્તવ્યને વળગી રહીશું તો આપણા હક અને અધિકાર એની મેળે આપણી પાસે આવશે; પણ જો આપણે આપણા હકોને જ વળગી રહીએ તો બીજાના મ્હોં સામે જોઇ બેસી રહેવાનું દુર્ભાગ્ય જ આપણને પ્રાપ્ત થાય છે અને આપણા હકો નાબુદ થાય છે.

કર્તવ્ય અથવા ધર્મ ચાર પ્રકારના છે: પ્રથમ કર્તવ્ય ઈશ્વર સમ્બન્ધી, બીજું પ્રાણી માત્ર સમ્બન્ધી, ત્રીજું દેશ સમ્બન્ધી અને ચોથું પોતાની જાત સમ્બન્ધી. એ ચારે કર્તવ્યનો અન્તે એક કર્તવ્યમાં લય થાય છે. તે કર્તવ્ય પોતાનું, પોતાની જાત પ્રત્યેનું જ છે. જે પોતાની જાતનું

ઋણ પૂરેપૂરું પતાવે છે, તેનાં બાકીનાં ત્રણે ઋણ એની મેળે જ અદા થઇ જાય છે. એમ કહેવાય છે કે કૃપા ત્રણ પ્રકારની છે: ઈશ્વરકૃપા, ગુરુકૃપા, અને આત્મકૃપા. જેના ઉપર ગુરુકૃપા થાય છે તેના જ ઉપર ઈશ્વરકૃપા થાય છે; અને જેના ઉપર આત્મકૃપા થાય છે તેને જ ગુરુકૃપાનો લાભ મળી શકે છે. દાખલા તરીકે એક વિદ્યાર્થી નિશાળે જાય છે, પરન્તુ તે પોતાનું કર્તવ્ય બરાબર બજાવતો નથી, તો તેના ઉપર ગુરુકૃપા કદી થતી નથી; પરન્તુ જો તે જ છોકરો પોતાના પાઠ બરાબર તૈયાર કરે તો ગુરુકૃપા એની મેળે જ એના ઉપર થશે; અને ગુરુકૃપા થતાં ઈશ્વરકૃપા પણ એની મેળે જ થશે.

જેણે પ્રથમ આત્મસેવા કરી નથી તેનાથી દેશસેવા થઇ શકતી નથી. જે પોતાની જાતના હક પણ મેળવી શકતો નથી તે દેશસેવામાં શું ઉકાળવાનો હતો? જેણે એકાદ શાસ્ત્રનું પણ અધ્યયન કર્યું નથી, એકાદ કળાનું જેને ઉત્તમ જ્ઞાન નથી, જેણે કોઇપણ બાબતમાં પ્રવીણતા સમ્પાદન કરી નથી, કોઇ પણ હુન્નરઉદ્યોગમાં જેણે નિપુણતા મેળવી નથી પણ જે આખા દેશનો આગેવાન થવાની માત્ર બડાઇ મારે, તેનાથી દેશનું શું કલ્યાણ થઇ શકે? જેનામાં સત્ય ભરેલું છે તેણે કોઇ પણ બાબતમાં પ્રવીણતા મેળવી ન હોય તોપણ તે કંઇક ને કંઇક પણ દેશસેવા કરી શકશે એ વાત ખરી છે. કોલસા બળીને, લાકડાં કપાઇને અને વહાણો માણસોને પોતાના હૃદય પર ઉંચકી લઇ જઇને પણ દેશ-સેવા કરી શકે છે. તો શાસ્ત્રો ન ભણેલો અથવા હુન્નરકળા

ન શીખેલો મનુષ્ય પોતાની સત્ય લાગણીના બળથી કેમ દેશસેવા ન કરી શકે? પરન્તુ ફરક માત્ર એટલો જ છે કે તેની સેવાની તુલના કોલસા અથવા લાકડાંની સેવા સાથે જ કરી શકાશે. વળી પ્રશ્ન એ ઉઠે છે કે પ્રામાણિક માણસને તદ્દન કળાહીન પણ શી રીતે કહી શકાય? પ્રામાણિકપણું એ પણ એક પ્રકારની પ્રવીણતા જ છે. એકાદ મનુષ્યે જેટલા પ્રમાણમાં પોતાનું, પોતાની જાત પ્રત્યેનું કર્તવ્ય બજાવેલું હશે અને જેટલા પ્રમાણમાં આધ્યાત્મિક અથવા માનસિક યોગ્યતા વધારી હશે, (દાખલા તરીકે એમ. એ. ની અથવા શાસ્ત્રીના દરજ્જાની યોગ્યતા મેળવી હશે) તેટલા પ્રમાણમાં જ તે સમાજનું ગાડું ઉન્નતિને માર્ગે ઘસડી શકશે. એવા મનુષ્ય પોતાના સુધારાઓની બડાઇઓ ન હાંકે અથવા પોતાની દેશસેવાનું ઢોલ ન પીટાવે તોપણ ફક્ત તેને જોઇને અથવા તેનું સ્મરણ કરીને જ લોકો ઉત્સાહિત બને છે, અને 'આપણે પણ એમ. એ. થઇએ' 'આપણે પણ એવી યોગ્યતા મેળવીએ' એવી લાગણી તેમને પણ થઇ આવે છે. મનુષ્ય પોતાના આચરણથી જ લોકોને ઉપદેશ કરે છે અને દેશનું સામર્થ્ય વધારે છે.

દુષ્કર્મના કરનાર બુદ્ધિવાનવત્ વાતો કરે,
તોપણ કદી તે લોકનાં ઉંડાં હૃદયમાં ના ઠરે;
જન શુદ્ધ જો આચાર રાખી મૌનને ધારણ કરે,
તોપણ સરવ જન બોધ લેવા તીવ્ર આતુરતા ધરે.

જગત ઉપર ઉપકાર કરવાનો સર આઇઝેક ન્યુટનના મનમાં ખ્યાલ પણ ન હોતો; પરન્તુ જેમ પતંગિયું દિવા

તરફ ખેંચાઇ દોડી જાય છે તેમ તે જ્ઞાનની પછવાડે પડયો હતો. તેણે પોતાને જ ખાતર પોતાનું કર્તવ્ય યોગ્ય રીતે બજાવ્યું, આત્મકૃપા મેળવી અને એ જ રીતે તે જગતને કલ્યાણકર્તા થયો.

આખા જગતને ચકિત કરી નાખી તેને દોરવાની જો તમારી ઇચ્છા હોય તો જગતના સૌથી મોટા અને પાસેના ભાગરૂપ આપણા આત્માને પ્રથમ ઢંઢોળીને જાગ્રત કરો. તમે તમારા આત્માને ઢંઢોળશો તો આખી દુનિયા ઢંઢોળશો; ન ઢંઢોળાય તો હું જવાબદાર છું. જેટલે અંશે આપણે આપણી જાતને હલાવીએ એટલે અંશે આપણે જગતને ખળભળાવી શકીએ. કેટલાક લોકો સુધારો કરવાને માટે રાતદિવસ હજારો યત્ન કર્યા કરે છે; પરન્તુ તેમનાથી કંઇ જ થઇ શકતું નથી. બીજા કેટલાક એવા લોકો હોય છે કે તેઓના જીવતાં કે મૂઆ પછી તેમના સ્મરણાર્થે તેમના નામની લોકો પાઠશાળાઓ કાઢે છે, સંસ્થાઓ સ્થાપે છે અને હજારો સુધારાઓ અમલમાં મૂકે છે. દાખલા તરીકે બુદ્ધ, શંકરાચાર્ય, નાનક, સ્વામી દયાનંદ સરસ્વતી વગેરે. એનું કારણ શું ? કારણ એ જ કે એ મહાત્માઓએ પોતાની જાતનો જ સુધારો કર્યો હતો.

જ્યારે એકાદ જગાની હવા સૂર્યના તાપથી પાતળી થઇને ઉંચે ચઢે છે ત્યારે તે ખાલી જગા ભરી દેવાને માટે ચારે બાજુની હવા એની મેળે જ દોડી આવે છે. એથી કોઇ કોઇ વખતે વાવાઝોડું પણ થાય છે. એવી જ રીતે

જ્યારે એક મનુષ્ય ઈશ્વરી પ્રકાશ રૂપ ઉષ્ણતાથી તપ્ત થઈને ઉન્નત થાય છે ત્યારે તેની ઈચ્છા હોય કે ન હોય તોપણ તે જગતના લોકોની ઉન્નતિનું કારણ થઈ પડે છે.

**ધ્રુવ, પ્રહ્‌લાદ, અભિમન્યુ, નામદેવ,** ઇત્યાદિ નાના નાના છોકરાઓએ પણ ઈશ્વરપ્રાર્થના કરીને ભગવદ્દર્શન કર્યું તે તમે સાંભળ્યું જ હશે.

તમે કહેશો કે એ ગપ છે. **રામ** પૂછે છે કે તમારામાં વિશ્વાસ કયાં છે? પરમેશ્વર તો સર્વવ્યાપી છે; પરન્તુ આત્મકૃપા, આત્મશ્રદ્ધા, પૂર્ણ ભાવના એવી વસ્તુ છે કે તેના બળથી ઈશ્વર સાતમા તો શું પણ ચૌદમા આસમાનમાં હોય, નન્દન વનમાં, વૈકુંઠમાં, કૈલાસમાં કે તેની પણ પેલી મેર ગમે ત્યાં હોય તોપણ ત્યાંથી ખેંચી લાવી શકાય છે.

હે મનુષ્ય, તારામાં કંઈક એવું ઐશ્વર્ય અને અપરંપાર સામર્થ્ય છુપાએલું છે કે તે યોગ્ય રીતે પ્રકટ કરવાથી દેશ, વિશ્વ અને વિશ્વનાથને પણ પ્રસન્ન કરી શકાય છે. હે શરૂ થતી વસન્તના રમણીય પુષ્પ, તું પ્રથમ વિકાસને તો પામ. તારી તારા પ્રત્યેની આ ફરજ અદા કરવાથી બીજી સર્વ ફરજ એની મેળે જ અદા થઈ જશે અને ક્ષુદ્ર જન્તુથી લઈને આકાશનાં ઉડતાં પ્રાણીઓ સુધી સર્વ ખુશ થઈ જશે.

વિંટગ્ટનની હિમ્મત મોટી હતી અને તેના મનના ભાવો ઉચ્ચ હતા તે પ્રમાણે તેને ફળ મળ્યું. ઇચ્છા

પ્રમાણે જ ફળ મળે છે. જેવું મનમાં હોય તેવું મળે. જેવું વાવે તેવું લણે.

**ચીન**માં એક અતિશય ગરીબ વિદ્યાર્થી હતો. રાત્રે વાંચવાને તેને દિવો કરવા તેલ પણ મળતું નહિ. તેથી પુષ્કળ પતંગિયાં એકઠાં કરી એક પાતળા મલમલના કટકા સાથે બાંધી ચોપડી ઉપર મૂકી તે તેના પ્રકાશથી વાંચતો. કોઈએ તેને પૂછયું, "આટલી બધી મહેનત શા માટે કરે છે? **ચીન** દેશનો વજીર થવાનો છે કે શું?"

છોકરે જવાબ આપ્યો, "સામર્થ્ય અને જ્ઞાનનો સ્વામી ઇશ્વર છે. તેનો કાયદો ખરો હશે તો ખરેખર એક દિવસ હું **ચીન**નો વજીર પણ બનીશ."

**ચીન**નો ઇતિહાસ વાંચો. એક દિવસ એવો આવ્યો કે એ જ છોકરો **ચીન**નો મુખ્ય પ્રધાન બન્યો.

"**તજકીરા આબ હયાત**" નામના ગ્રંથમાં પ્રોફેસર **આઝાદે** એક વિચિત્ર વાત લખી છે. એક દિવસ એક ભાટે **લખનૌ**ના નવાબ અને તેના સરદારોને પોતાનાં કવિતોથી ખુશ કર્યા. તેથી નવાબ પોતાના મહેલમાં મોડો જઈ શકયો. બેગમે મોડું થવાનું કારણ પૂછતાં નવાબે કહ્યું કે "ઘણાં જ સરસ અને અદ્‌ભુત કવિતો અને રણગીતો સાંભળતા અમે બેઠા હતા." એ સાંભળી એ કવિતો પોતે પણ સાંભળવાની બેગમે ઇચ્છા બતાવી.

બીજે દિવસે બેગમ ચક નખાવી બેઠી અને ભાટને બોલાવ્યો. ભાટના ગાયનથી બેગમ ઘણી જ ખુશ થઇ અને

તેણે નવાબને અરજ કરી કે "એ ભાટને એક ઓરડી આપી મારા મહેલમાં જ રહેવા દો." ભાટે વિચાર કર્યો કે મહેલમાં રહેવાથી દરરોજ બેગમનું મુખદર્શન થઇ શકશે, પરન્તુ નવાબને કદાચ આ વાત જચશે નહિ, તેથી કંઇક યુક્તિ કરવી કે જેથી નવાબ આ બાબતમાં નાપસંદગી ન બતાવે. એમ ધારી અને નવાબને વિચારમાં પડેલો જોઇ તે બોલ્યો, "હું બધી બાબતમાં હોશિયાર છું; પરન્તુ માત્ર એક જ મોટી ખોડ છે અને તે એ જ કે મને બિલકુલ દેખાતું નથી. હું આંખે છેક આંધળો છું."

ભાટની યુક્તિ બરાબર પાર ઉતરી. નવાબનો અંદેશો દૂર થયો અને મહેલમાં એક ઓરડી આપવાનો હુકમ કર્યો. એ લુચ્ચા ભાટે એવી દુષ્ટ બુદ્ધિથી એ ગપ મારી હતી કે એથી મહેલમાં રહીને દરરોજ બેગમનું મોઢું જોઇ શકાશે; પરન્તુ લુચ્ચાઇ આખરે લુચ્ચા સિવાય બીજા કોઇને ફસાવતી નથી. ખાડો ખોદે તે જ પડે. નીચ કામમાં વિજય મળવો એ ઝેરી મદિરાનું પાન કરવા તુલ્ય છે.

એક દહાડો તે ભાટને શૌચ જવું હતું. એક દાસી પાસે તેણે પાણીનો લોટો માગ્યો. દાસી બોલી, "ઓરડીમાં લોટો નથી. તે ક્યાંથી લાવું?"

ભાટને બહુ જ ઉતાવળ હતી. તેનાથી રહેવાયું નહિ; તેથી તે અસાવધપણે એકદમ બોલ્યો, "ઓ પેલો લોટો પડ્યો. દેખતી નથી?"

ઢોંગ ક્યાં સુધી ચાલે? ભાટનું કહેવું સાંભળતાં જ દાસી બેગમ પાસે દોડી ગઇ અને બોલી, "આ ભાટ મૂઓ

આંધળો નથી એ તો દેખતો છે. એ તો રડયો જાણી જોઈને આંધળો હોવાનો ઢોંગ કરે છે."

તે જ દહાડે મહેલમાંથી તેને હાંકી કહાડવામાં આવ્યો અને બીજે દિવસે તે ખરેખરો જ આંધળો થયો! કેવું રોકડું ઇનામ મળ્યું! જેવું બોલશો અથવા મનમાં લાવશો તેવું જ તમારે થવું પડશે.

ઘણાઓએ જોયું હશે કે કેટલાંક છોકરાં આંખો મીંચી આંધળાનો ઢોંગ કરી ચાલે છે. એ જોઈને તેમની માતાઓ તેમને મારે છે અને ગુસ્સે થઇ કહે છે કે મનમાં શુભેચ્છા રાખો. આંધળાનો વેશ લેશો તો આંધળા બનશો.

"કૃષ્ણ કૃષ્ણ મેં કરતી થી તો મેંહી કૃષ્ણ હો ગઇ?" એમ જે કહ્યું છે તે તદ્દન ખરૂં છે.

આપણે જોયું કે આંધળાના ઢોંગથી આંધળો, પ્રધાન-પદની ઇચ્છાથી પ્રધાન અને લૉર્ડ મેયર થવાની અભિલાષા રાખવાથી મનુષ્ય લૉર્ડ મેયર બની જાય છે; પરન્તુ આપણું કર્તવ્ય બજાવવાને અને ઉન્નત થવાને આપણામાં વિચારની પવિત્રતા, અદ્‌ભુત હિમ્મત, શુભ સંસ્કાર, પવિત્ર ભાવ, 'હું બધું કરી શકું એવો છું.' એવો આત્મવિશ્વાસ, અમર્યાદ મહત્ત્વાકાંક્ષા અને ધૈર્ય, એ ગુણો હોવા જોઇએ.

અદ્‌ભુત હિમ્મત અને ઉદાત્ત વિચારોનો અર્થ એવો નથી કે આપણે જ મોટા તિસ્મારખાં છીએ અને બીજા

કંઇ ગણત્રીમાં નથી ? સદ્‌ગુણી અને શ્રેષ્ઠ થવું હોય તો બીજાના સદ્‌ગુણ અને શ્રેષ્ઠતાને માન આપવું જોઇએ. ભગવાન્ બુદ્ધ કહેતા હતા કે "જે જેવી ભાવના રાખશે તે તેવો થશે."

આ સિદ્ધાન્ત ઉપર બરાબર વિચાર કરો. જે દોષ આપણે બીજાનામાં શોધીએ છીએ તે આપણા પોતાનામાં લાવીએ છીએ. રામ કહે છે કે જો તમારે તમારૂં હિત સાધવું હોય તો બીજાના દોષ શોધવા છોડી દઇને તમારી મનોભૂમિમાં પ્રામાણિકપણું અને સદ્‌ગુણ સિવાય બીજા કોઇ જ વિચાર પેસવા દેવા નહિ.

એકાદ દેવળના ઘુમ્મટમાં જેમ આપણો જ અવાજ ઘુમીને પાછો આવે છે તેવી રીતે આ આકાશ રૂપી ઘુમ્મટ નીચે આપણા જ વિચારો પાછા આવીને આપણા ઉપર અસર કરે છે, અને તેને જ આપણે નસીબ કહીએ છીએ.

તમારા કાબુમાં ન હોય એવા પ્રારબ્ધથી જ બધું થતું હોય તો શાસ્ત્રોએ વિધિનિષેધક વાકયોને જગા જ આપી ન હોત. જો એમ જ હોત કે બધું પ્રારબ્ધના જ હાથમાં છે, તમારા હાથમાં કંઇ નથી, તો 'આ કર અને પેલું કરતો નહિ' એમ શાસ્ત્રો શા માટે કહેત અને એ જવાબદારી કયા ન્યાયે તમારા ઉપર નાખત ?

તમારામાં એટલી શક્તિ છે કે જે ચાહો તે કરી શકો.

જે પોતાને મદદ કરવાને તૈયાર છે તેને મદદ કરવા ઈશ્વર સદા તૈયાર છે એ એક ઈશ્વરી નિયમ છે. જ્યારે મનુષ્ય પૂર્ણ અધિકારી બને છે ત્યારે તેના હક પોતાની મેળે જ તેને શોધતા આવે છે એ એક અચૂક ઈશ્વરી નિયમ છે. જો અહીંઆં અગ્નિ સળગતો હોય તો ઓકિસજન વાયુ અહીં ખેંચાઈ આવવો જ જોઈએ. અંગ્રેજીમાં એક કહેવત છે કે "પ્રથમ લાયક થાઓ; પછી ઇચ્છા કરો." પરન્તુ રામ કહે છે કે "તમે ફક્ત લાયક જ બનો, એટલે ઇચ્છા નહિ કરો તોપણ તમારે યોગ્ય બધું જ તમને પ્રાપ્ત થશે."

(સ્વામી રામતીર્થ: ગ્રંથ ૧) સ્વામી રામતીર્થ

---

# ૧૩–વિદ્યાર્થી જીવનમાં એક પ્રસંગ

"નારણદાસ, તમારો નિબન્ધ ચોથા ધોરણના વિદ્યાર્થીને શરમાવે એવો છે. તમે કોઇ દિવસ મેટ્રિકમાં પાસ થઇ શકો એમ લાગતું નથી. તમારા માબાપના વિના કારણ એવા પૈસા બગાડવા કરતાં નિશાળ છોડી કંઇ ધંધે લાગો તો વધારે સારૂં. તમારા પિતાને હું આજે ચિઠ્ઠી લખવાનો છું. તમારા જેવા છોકરા અમારી સ્કૂલમાં હોય એ અમારે શરમાવા જેવું છે. તમે ઘેર એક કલાક પણ વાંચવાની તસ્દી લેતા હશો એવું મને લાગતું નથી. કોઇ પણ કામને માટે તમે લાયક હો એવું મને જણાતું નથી."

હેડમાસ્તરનો આ પ્રમાણે ઠપકો સાંભળી નારણદાસની આંખમાં આંસુ ભરાયાં. એ પાછલી બેન્ચ ઉપર બેઠેલો હતો તેથી એ જ બેન્ચ પર બેઠેલા બે ત્રણ મિત્રો સિવાય કોઇએ જાણ્યું નહિ. હેડમાસ્તરે ચિઠ્ઠી લખી નારણદાસના પિતાનું સરનામું પૂછ્યું. નારણદાસ નીચું જોઇ ધીમેથી સરનામું બોલી ગયો. સરનામું કરી પત્ર એક છોકરા સાથે નિશાળના ક્લાર્કને મોકલાવ્યો અને સિપાઇ સાથે પહોંચાડવા સૂચના કરી. નારણદાસના પિતાનો સ્વભાવ બહુ કડક હતો. પરીક્ષા પાસે આવેલી તેથી એ પોતાના મિત્રની સાથે વાંચતો હતો. મિત્રને ઘેર આ પ્રમાણે રહેવાનું થતું હતું તેથી એના અભ્યાસ સમ્બન્ધી પિતાને કંઇ માહિતી ન હોતી. પોતે સખત મહેનત કરતો, પણ મૂળથી અભ્યાસ કાચો રહેલો એટલે એ મહેનતનો બદલો જૂજ મળતો. વર્ષોવર્ષ પ્રમોશન મેળવી ઉપલા ધોરણમાં ચઢતો ગયો તેમ તેમ પરીક્ષામાં સારૂં ઓછા આવતા ગયા. છેક નીચલા ધોરણમાંથી પૂરેપૂરૂં સમજ્યા વગર ગોખી નાખવાની ટેવ પડી હતી. આગળ જતાં આવો અભ્યાસ વધારે ને વધારે નિરૂપયોગી થતો ગયો અને મેટ્રિકમાં ગયા પછી તો અન્તે બધી મહેનત નિષ્ફળ જતી. આવી સ્થિતિમાં હેડમાસ્તરનો પત્ર મળશે એટલે પોતાની સાચી વાત પિતા માનશે નહિ એવી એને ખાત્રી હતી. નિશાળ છોડવાનો વખત એને નજીક આવતો જણાયો.

ક્લાકની રજા પડી એટલે બધા વિદ્યાર્થીઓ જૂદી જૂદી પ્રવૃત્તિમાં રોકાયા. કોઇ રમતા હતા, કોઇ નાસ્તો કરતા હતા.

કેટલાક પોતાના મિત્રો સાથે વાતો કરતા આમ તેમ ફરતા હતા. નારણદાસ એકલો, એક ખૂણે પડતી જગા ઉપર જઈ ઉભો રહ્યો. નિશાળના ભવ્ય મકાનનું છેલ્લું દર્શન કરતો હોય એવી એના મનની સ્થિતિ હતી. સરસ્વતીના મન્દિરના અવલોકનથી આજે એને તૃપ્તિ થતી હોય એમ જણાતું ન હોતું. એની દૃષ્ટિ કોઈ વાર દૂર રમતા બાલમિત્રો તરફ જતી અને કોઈ વાર નિશાળના મકાન ઉપર ઠરતી; વચ્ચે કોઈ કોઈ વાર કામ પ્રસંગે આમ તેમ જતા માસ્તર તરફ શૂન્ય દૃષ્ટિ પડતી હતી.

બાલમિત્રોના ત્યાગથી એને ખેદ થતો હતો. નિશાળનો ત્યાગ એને અસહ્ય લાગતો હતો. એના હૃદયમાં માસ્તરને માટે સ્થાન ન હોતું. માસ્તર પ્રત્યે એને કંઈ દ્વેષ ન હોતો; કાચી બુદ્ધિના છોકરાઓ માફક તેમનો ગુપ્ત અનાદર એ કદી કરતો નહિ. માસ્તર તરફ માનની દૃષ્ટિથી એ જોતાં શીખ્યો હતો, પણ સ્નેહની દૃષ્ટિથી ગુરુ પ્રત્યે જોવાની એને ટેવ ન હોતી. એમ કરવાનું અણશીખવ્યું શિક્ષણ જવલ્લે જ નિશાળમાં મળે છે.

આવી સ્થિતિમાં પોતાના પાછલા ધોરણના એક શિક્ષક ઉપર નજર પડી. એમને જોતાં જ એને એમ લાગ્યું કે નિશાળ છોડતા પહેલાં એમને તો મળવું જોઈએ. આ વિચારમાં એ માસ્તર ઉભા હતા ત્યાં તે ગયો. અને સલામ કરી ઉભો રહ્યો. માસ્તરે સલામ કરતાં પુછ્યું, "કેમ નારણદાસ, તું આટલો ઉદાસ કેમ દેખાય છે? તબિયત તો સારી

રહે છે ને ? પરીક્ષા પાસે આવે છે માટે અતિશય મહેનત કરી શરીર બગાડતો નહિ.”

નારણદાસથી ઉત્તર વાળી શકાયો નહિ, અત્યાર સુધી ખાળી રાખેલાં અશ્રુ એક સતત ચાલતા પ્રવાહની માફક વહેવા લાગ્યાં. સ્નેહથી જે કાર્ય કરી શકાય તે ભયથી નથી કરી શકાતું. બાલહૃદયમાં સ્નેહના અંકુર મૂકવા અને એ સ્નેહની જાદૂઇ અસરથી બાલકોને કર્તવ્યમાં પ્રેરવાં એ જ શિક્ષણનું સાર્થક એવું માસ્તર માનતા હતા અને એમની એ માન્યતાને એમનું વર્તન અનુમોદન આપતું. તેમણે નારણદાસની પીઠ પર હાથ મૂકી એને શાન્ત થવા કહ્યું. મહામુશ્કેલીથી જરા શાન્ત થઇ નારણદાસે પોતાની સર્વ હકીકત કહી. માસ્તરનો તેમજ પોતાના પિતાનો એવો અભિપ્રાય છે કે પોતે કંઇ પણ કામને માટે લાયક નથી, એ પણ જણાવ્યું અને બોલ્યો, “ બધા કહે છે એ ખરૂં લાગે છે. મારી પણ એવી ખાત્રી થાય છે કે હું કંઇ કરી શકું એમ નથી.”

માસ્તરે જવાબ આપ્યો, “ નારાયણદાસ, તું તારો અભ્યાસ મૂકી દઇ કંઇ પણ કામે લાગે તેમાં મને વાંધા જેવું લાગતું નથી. બીજે કોઇ ઠેકાણે તું કદાચ વધારે સુખી થશે. ભણીને બાર પન્દર રૂપીઆની નોકરીને માટે ફાંફાં મારવા કરતાં આપણા વિદ્યાર્થીઓમાંથી થોડા બીજે રસ્તે દોરાય એ પણ ઇચ્છવા જેવું છે. મને ફક્ત ખેદ એટલો જ થાય છે કે તું આત્મશ્રદ્ધા ખોઇને નિશાળ છોડે

છે. ખરા જ્ઞાનથી કામ કરવાની શક્તિ અને યોગ્યતામાં ઉમેરો થવો જોઇએ તેને બદલે તું તારી શક્તિમાં વિશ્વાસ ખોઇ બેઠો. જે સંજોગથી આ પરિણામ આવ્યું તે બેશક અનિષ્ટ કહેવાય અને જે માણસોએ તું નાલાયક છે એવી તારી માન્યતાનું બીજ મૂકી પોષ્યું તે સર્વ દોષને પાત્ર છે. તારા પિતાએ તારી એવી ખાત્રી કરી આપી હોય તો તેમની મોટી ભૂલ થઇ છે અને તારા માસ્તરોએ તારી આ નિર્માલ્ય કલ્પનાનો નાશ ન કરી એ તેમની પણ ભૂલ કહેવાય. દુનિયામાં સામાન્ય કાર્ય સૌ કોઇ કરી શકે છે. થોડીઘણી બુદ્ધિ તો સૌમાં છે. યોગ્ય રીતે ખીલવીએ તો બુદ્ધિ ખીલી શકે. ખંત અને અભ્યાસથી કરવા ધારીએ તે કરી શકાય. મારો વિચાર એવો છે કે હજુ થોડા મહિના તારો અભ્યાસ ચાલુ રાખવો. તારી શ્રદ્ધા ડગી ગઇ છે તેને ઠેકાણે લાવવા મહેનત કર, પછી સ્કૂલ છોડવાને કંઇ વાંધો નથી. બીજું કંઈ કામ તું કરશે તો હું તો ખુશી થઇશ, પણ આવી રીતે નિશાળ છોડવી એ ઇષ્ટ નથી. જા, હું હેડમાસ્તરને વિનતિ કરીને તારા પિતાને લખેલો પત્ર મોકલવાનું બન્ધ રખાવું છું.

**નારણદાસ**ને એ માસ્તર માટે પૂજ્યભાવ અને પ્રેમની લાગણી હતી. એ પોતે તેમજ તેના સહાધ્યાયી મિત્રો સૌ કોઇ તેમને પોતાના વડીલ બન્ધુ તરીકે, સાચા મિત્ર તરીકે ગણતા. માસ્તરની સલાહ પ્રમાણે કરવાનું **નારણદાસે** સ્વીકાર્યું; અભ્યાસમાં કંઇ અડચણ નડે તો પ્રસંગોપાત મળી ખુલાસા લેવાની પણ સૂચના માસ્તરે કરી હતી.

જે માસ્તરનો કલાસ છોડ્યા પછી શિક્ષક અને શિષ્ય તરીકે એને મળવાનો પ્રસંગ ન હોતો તે માસ્તરના સ્નેહી હૃદયે નારણદાસમાં નવું બળ મૂક્યું. તેને પોતાનું કાર્ય કરવાની નવી શક્તિ આપી. નારણદાસને અભ્યાસ પહેલાંના જેવો સખત લાગ્યો નહિ. પોતે સમજી શકશે એ દૃષ્ટિથી વાંચતાં, ઘણું જે પહેલાં સમજી શકાતું ન હોતું તે સહેલાઇથી સમજવા લાગ્યું. બે મહિના પછી નારણદાસ માસ્તરને ઘેર મળવા ગયો અને બોલ્યો, "સાહેબ, હવે મને અભ્યાસમાં આનન્દ લાગે છે. પહેલાં હું મહેનત કરતો હતો પણ તેમાં મને કંટાળો લાગતો હતો; હવે એવું થતું નથી; એ કલાક ઓછું વાંચું છું તો પહેલાં કરતાં સારો અભ્યાસ થાય છે. જો તે દિવસે હું આપને મળ્યો ન હોત તો કોણ જાણે શું પરિણામ આવ્યું હોત; હેડમાસ્તર સાહેબે મારા પિતા પર જરૂર ચિઠ્ઠી મોકલી હોત. હવે આ વર્ષે નહિ તો આવતે વર્ષે મેટ્રિક પાસ થઇ શકીશ."

માસ્તરે પૂછ્યું, "પછીથી શો વિચાર?"

નારણદાસે જવાબ આપ્યો, "પછીથી તો નોકરી લેવી જ પડશે. આગળ અભ્યાસ થઇ શકે એવી સારી સ્થિતિ નથી." માસ્તર કહે, "નારણદાસ, એમાં બહુ દિલગીર થવા જેવું નથી. આગળ અભ્યાસ પણ નોકરીને માટે જ કરવાનો છે. હિન્દુસ્થાનમાં વકિલાત અને સરકારી નોકરી એ બે જ સામાન્ય રીતે આપણી દૃષ્ટિ સમીપ દેખાય છે. આગળ અભ્યાસ ન કરતાં આટલેથી જ તારો અભ્યાસ બન્ધ કરવો

પડે એમ છે તે એક રીતે સારી વાત છે. તું બી. એ. સુધી અભ્યાસ કરી પચાસ રૂપીઆ કમાઈ શકે એવી સ્થિતિમાં આવે તો સરકારી નોકરીને માટે જેમ બીજાને થાય છે તેમ તને પણ કંઈક મોહ થશે. મેટ્રિકથી બન્ધ રાખ્યા પછી સરકારી નોકરીમાં ફક્ત બાર પન્દર રૂપિયા મળી શકે એટલે એનો મોહ તને રહેશે નહિ. તું બીજે ધંધે સહેલાઈથી વળગી શકશે. બીજા કોઈનું નહિ તો તારા કુટુમ્બનું કલ્યાણ કરી શકે એવી સ્થિતિ ભવિષ્યમાં તને કેમ પ્રાપ્ત ન થાય? જો તારી ઈચ્છા હોય તો મારા એક વ્યાપારી મિત્ર ઉપર તને પત્ર લખી આપું. એમને ત્યાં તને નોકરીમાં રાખી કામ શીખવશે. જો ત્યાં જવાનો વિચાર હોય તો હવે તારો અભ્યાસ બન્ધ કરવામાં કંઈ વાંધા જેવું મને લાગતું નથી. તું જે આત્મશ્રદ્ધા ખોઈ બેઠો હતો તે પાછી આવી એટલે બસ. એ જ બહુ અગત્યનું હતું.”

નારણદાસ કહે, “સાહેબ, પાસ થઈને જાઉં તો વધારે સારૂં નહિ?” માસ્તર કહે, “મને એ બહુ મહત્ત્વનું નથી લાગતું. પછી સરકારી નોકરીનો મોહ ન છૂટતો હોય તો જૂદી વાત. મારા વિચાર પ્રમાણે તો મને એ ઘેલછા લાગે છે. પાનબીડી વેચનાર અને ન્હાની દુકાન માંડનાર વીસ પચીસ રૂપીઆ સહેલાઈથી કમાય છે. આપણે એ હલકું કામ ગણીએ છીએ અને બાર રૂપીઆની નોકરીમાં મોટાઈ માનીએ છીએ. મદ્રાસના મેટ્રિક તો ટપાલના કાગળ વહેંચવાની નોકરીને પણ સ્વીકારે છે. આપણે પણ એવું જ કરીશું.

વ્યાપારીને ત્યાંની નોકરીમાં ફેર એટલો જ કે પ્રસંગ આવે ત્યાંથી શ્રેય થઇ શકે છે."

નારણદાસે ચીટ્ઠ મુમ્બાઇ જવાનું કબુલ કર્યું. બે ત્રણ મહિના તો કંઇ ગોઠયું નહિ. પછી ધીમે ધીમે કેળવાઇ ગયો. વર્ષ આખરે માસ્તર ઉપર એનો કાગળ આવ્યો તેમાં નીચે પ્રમાણે લખેલું હતું:—

શિરછત્ર ગુરુજી,

આ પત્ર વાંચી આપને જરૂર આનન્દ થશે. આપની સલાહ પ્રમાણે હું જ્યારે પ્રથમ અત્રે આવ્યો ત્યારે મને એમ આશા ન હોતી કે આટલા ટુંક સમયમાં આવો પત્ર લખવાનો પ્રસંગ આવશે. શરૂઆતમાં મને એમ પણ લાગ્યું, કે સરકારી નોકરીનો મોહ લોકોને હોય છે તે મોહ કદાચ ખોટો નહિ હોય. કોઇ વ્યાપારીને ત્યાંથી રજા મળે તો ભવિષ્યમાં શું થાય એ ચિન્તા પણ મને થતી હતી. હવે મને એમ થાય છે કે એ ચિન્તા કેવી અસ્થાને છે તે અનુભવ સિવાય અગર વ્યાપારના અનુભવીઓના સહવાસ સિવાય કદી સમજી શકાય એમ નથી.

પાનબીડી વેચનારની સાથે સરખામણી કરી આપે કહ્યું હતું કે દસ બાર રૂપીઆની અધમ નોકરીમાં આપણે આનન્દ માનીએ છીએ. આપનું આ વચન બહુ અયોગ્ય લાગ્યું હતું; હવે મને સમ્પૂર્ણ રીતે એ યોગ્ય લાગે છે. પ્રસંગ આવ્યે લક્ષાધિપતિ શેઠને માલની ગાંસડી હાથે ઉંચી

કરતા જ્યારે જોઇએ છીએ ત્યારે મનમાં એમ થાય છે કે આપણો કેળવાએલો વર્ગ જ્યાં સુધી આ ધંધો હલકો અને આ નકામો એવી ભ્રાન્તિથી કંઇ કાર્યનો આરંભ કરશે નહિ ત્યાં સુધી એમનો ઉદ્ધાર થવાનો નથી.

ટપાલના સિપાઇની વાત આપે કહી હતી તે યાદ આવે છે: આવી નોકરી પણ ન મળી શકે એવો સમય જ્યારે આવશે ત્યારે જ આપણો કેળવાએલો વર્ગ બીજી દિશાએ કામ કરશે. ઈશ્વર એ સમય સત્વર આણો એવી પ્રાર્થના કરવામાં કંઇ ભૂલ નહિ થતી હોય એમ ધારૂં છું.

શેઠની મારા પર કૃપા છે. મારો પગાર ચાળીસ રૂપીઆ કર્યો છે. આપનો આશીર્વાદ, આપની સલાહ અને આપના ભલામણ પત્રને લઇને જ આ સૌ બન્યું છે. એટલું જ કહું છું કે જે રસ્તે આપે મને દોર્યો છે તે રસ્તે ભવિષ્યમાં બીજાને દોરવા હું સતત પ્રયાસ કરીશ.

લિ. સેવક

નારણદાસના સવિનય પ્રણામ

( કેટલીક વાર્તાઓ ) હરિલાલ માણેકલાલ દેસાઇ

વ્યાપારીને ત્યાંની નોકરીમાં ફેર એટલો જ કે પ્રસંગ આવે ત્યાંથી શ્રેય થઇ શકે છે.”

નારણદાસે ચીઠ્ઠું મુમ્બાઇ જવાનું કબુલ કર્યું. એ ત્રણ મહિના તો કંઇ ગોઠયું નહિ. પછી ધીમે ધીમે કેળવાઇ ગયો. વર્ષ આખરે માસ્તર ઉપર એનો કાગળ આવ્યો તેમાં નીચે પ્રમાણે લખેલું હતું:—

શિરછત્ર ગુરુજી,

આ પત્ર વાંચી આપને જરૂર આનન્દ થશે. આપની સલાહ પ્રમાણે હું જ્યારે પ્રથમ અત્રે આવ્યો ત્યારે મને એમ આશા ન હોતી કે આટલા ટુંક સમયમાં આવો પત્ર લખવાનો પ્રસંગ આવશે. શરૂઆતમાં મને એમ પણ લાગ્યું કે સરકારી નોકરીનો મોહ લોકોને હોય છે તે મોહ કદાચ ખોટો નહિ હોય. કોઇ વ્યાપારીને ત્યાંથી રજા મળે તો ભવિષ્યમાં શું થાય એ ચિન્તા પણ મને થતી હતી. હવે મને એમ થાય છે કે એ ચિન્તા કેવી અસ્થાને છે તે અનુભવ સિવાય અગર વ્યાપારના અનુભવીઓના સહવાસ સિવાય કદી સમજી શકાય એમ નથી.

પાનબીડી વેચનારની સાથે સરખામણી કરી આપે કહ્યું હતું કે દસ બાર રૂપીઆની અધમ નોકરીમાં આપણે આનન્દ માનીએ છીએ. આપનું આ વચન બહુ અયોગ્ય લાગ્યું હતું; હવે મને સમ્પૂર્ણ રીતે એ યોગ્ય લાગે છે. પ્રસંગ આવ્યે લક્ષાધિપતિ શેઠને માલની ગાંસડી હાથે ઉંચી

કરતા જ્યારે જોઇએ છીએ ત્યારે મનમાં એમ થાય છે કે આપણો કેળવાએલો વર્ગ જ્યાં સુધી આ ધંધો હલકો અને આ નકામો એવી ભ્રાન્તિથી કંઇ કાર્યનો આરંભ કરશે નહિ ત્યાં સુધી એમનો ઉદ્ધાર થવાનો નથી.

ટપાલના સિપાઇની વાત આપે કહી હતી તે યાદ આવે છે: આવી નોકરી પણ ન મળી શકે એવો સમય જ્યારે આવશે ત્યારે જ આપણો કેળવાએલો વર્ગ બીજી દિશાએ કામ કરશે. ઈશ્વર એ સમય સત્વર આણો એવી પ્રાર્થના કરવામાં કંઇ ભૂલ નહિ થતી હોય એમ ધારૂં છું.

શેઠની મારા પર કૃપા છે. મારો પગાર ચાળીસ રૂપીઆ કર્યો છે. આપનો આશીર્વાદ, આપની સલાહ અને આપના ભલામણ પત્રને લઇને જ આ સૌ બન્યું છે. એટલું જ કહું છું કે જે રસ્તે આપે મને દોર્યો છે તે રસ્તે ભવિષ્યમાં બીજાને દોરવા હું સતત પ્રયાસ કરીશ.

લિ. સેવક

નારણદાસના સવિનય પ્રણામ

(કેટલીક વાર્તાઓ) હરિલાલ માણેકલાલ દેસાઇ

# ૧૪—બાજીપ્રભુ દેશપાણ્ડે

સિદ્દી જોહર એક કસાએલો વીર હતો, તેણે કોઇ પણ વખત પૂઠ બતાવી ન હોતી. તેથી બાદશાહે તેને શિવાજી મહારાજ ઉપર ચઢાઇ કરવા મોકલ્યો હતો, ને અબુલફઝલને તેની મદદે જવા કહ્યું હતું. ઘણી મોટી સેના લઇને સિદ્દી જોહર તથા અબુલફઝલ પન્હાલગઢની તળેટીમાં શિવાજી મહારાજની તપાસ કરતા આવી પ્હોંચ્યા. આ વખતે મહારાજ ગઢમાં હતા. આ ખબર સિદ્દી જોહરને મળી કે તરત જ તેણે ગઢને ચારે બાજુથી ઘેરી લીધો, અને બહારની ખબર અન્દર ન જાય તેનો સમ્પૂર્ણ જાપ્તો રાખ્યો.

આ વખતે કિલ્લામાં ખબર પડી કે શત્રુઓએ કિલ્લો ઘેરી લીધો છે. મહારાજને કેવી રીતે બચાવવા તેનો વિચાર સર્વ કરવા લાગ્યા. સિદ્દી જોહરની વીરતા મરાઠાઓને બરાબર વિદિત હતી, તેથી તેઓ સમજવા લાગ્યા કે આ વખતે શિવાજી મહારાજ શત્રુના હાથમાં સપડાઇ ગયા. મહારાજને પોતાના જીવની દરકાર ન હોતી. શત્રુઓનો નાશ કેવી રીતે કરવો તેનો જ તે વિચાર કરતા હતા. તે સારી પેઠે જાણતા હતા કે જ્યાં સુધી હું બહાર નહિ નિકળું ત્યાં સુધી શત્રુનો પરાભવ થનાર નથી. તેથી તેમણે પોતાના વિશ્વાસુ સરદારને બોલાવીને પૂછ્યું કે “આપણે આપણો બચાવ કેવી રીતે કરવો ? શત્રુઓ કિલ્લામાં આવી

શકવાના નથી એ વાત નક્કી છે, પણ આપણે કિલ્લામાં રહીશું ત્યાં સુધી તેઓનો પરાજય કરી શકીશું નહિ." આખરે ઘણો વિચાર કરી નક્કી કર્યું કે મહારાજે રાંગણાના કિલ્લામાં જતા રહેવું. બાજીપ્રભુ દેશપાણ્ડે સૌથી પહેલા વર્ગનો વિશ્વાસુ સરદાર હતો; તેથી તેણે આવા કઠિન વખતમાં પણ શિવાજી મહારાજ સાથે જવાની હઠ કરી; શિવાજીએ તેની હઠ જોઈ તેને સાથે લીધો.

થોડી સેના લઈ મહારાજે રાત્રે પન્હાલનો કિલ્લો છોડયો. આની ખબર સિદ્દીને પડી. તે અબુલફઝલને જગાડી, મોટું સૈન્ય લઈ મરાઠાઓને પકડવા તેમની પાછળ પડયો. જ્યારે શિવાજી અને બાજીપ્રભુને ખબર પડી કે શત્રુઓ તેમની પાછળ પડયા છે, ત્યારે તેઓ એક ખીણમાં ઉભા રહ્યા. તેઓ જાણતા હતા કે શત્રુની મોટી સેના સામે તેમનાથી થઈ શકવાનું નથી; પણ બાજીપ્રભુને વિશ્વાસ હતો કે આ ઘાટીમાં શત્રુઓને રોકી શકાશે; અને તેટલી મુદતમાં મહારાજા રાંગણાના કિલ્લામાં સહીસલામત પહોંચી જશે; તેથી તેણે મહારાજના ચરણને સ્પર્શ કરી કહ્યું, "મહારાજ, આપ અહીંથી જતા રહો, કારણકે એક એક ક્ષણ એક એક યુગ બરાબર જાય છે. હું થોડા સૈન્ય સાથે અહીં રહું છું, અને શત્રુઓને મારા પ્રાણ જતા સુધી આ ઘાટીમાં દાખલ થવા નહિ દઉં."

શિવાજી મહારાજ બાજીપ્રભુની વાતને મળતા થયા નહિ. તેના ગળામાં હાથ નાખી તે બોલ્યા, "બાજી, હું તમને

બધાંને છોડીને જવા ઇચ્છતો નથી. મારે માટે તમે અહીં મરો, અને પ્રાણ બચાવવા હું એકલો નાશી જાઉં એ કેમ બને ? હું કદી જઇશ નહિ."

શિવાજી મહારાજનું આવું બોલવું સાંભળી તેમના ચરણ પકડી બાજીપ્રભુએ કહ્યું, "મહારાજ, 'સો મરો પણ સોનો પાળનાર ના મરો.' એ કહેવત ખોટી નથી. માટે આપ સત્વર ચાલ્યા જાઓ. અત્રે વધુ રોકાવામાં માલ નથી. આપ જુઓ છો કે શત્રુ આવી પહોંચ્યા છે." લાચાર થઇ બાજીના ગળામાં હાથ નાખી મહારાજે કહ્યું, "રાંગણાના કિલ્લામાં પહોંચી તમારી મદદે લશ્કર મોકલીશ. ને સહી-સલામત પહોંચ્યો છું એ જણાવવા તોપના પાંચ અવાજ કરીશ." એટલું કહી થોડાક અંગરક્ષક લઇ મહારાજ નિકળ્યા.

હવે બાજીના જીવમાં જીવ આવ્યો. તેણે પોતાનાં માણસને બે ભાગમાં વહેંચી, ઘાટીની બન્ને બાજુ ઉભા રાખ્યા. તેમને ઉત્તેજીત કરવા તે આવેશથી બોલ્યો, "મારા વ્હાલા સૈનિકો, આપણા પર કેવી મોટી જવાબદારી છે તે તમે જાણો છો. તમારી સ્વામીભક્તિ જોવાનો પ્રસંગ આવ્યો છે. શત્રુઓ તમારા કરતાં વધુ પ્રમાણમાં છે તો ભલે; તમારી તલવાર આગળ તે ટકી શકવાના નથી એવી મને ખાત્રી છે. માટે શત્રુઓને આજે બરાબર બતાવી આપો કે મરાઠાઓ સત્યનિષ્ઠ ને નિમકહલાલ છે. શત્રુઓને સમજણ પાડો કે સિંહને પકડવો સહેલ છે પણ શિવાજીને પકડવો સહેલ નથી. ચાલો તૈયાર થાઓ, અને શત્રુનો પરાજય

કરો. જુવો, શત્રુ આવી પહોંચ્યા છે. તમારી દરેક જણની આગળ આ **બાજી** છાતી કહાડી ઉભો રહે છે.” આમ કહી બકરાંના ટોળામાં વાઘ તૂટે તેમ એ વીરરત્ન શત્રુ પર કૂદી પડયો. **મરાઠાઓએ** પણ મરતાં સુધી શત્રુને આગળ નહિ વધવા દેવાનો નિશ્ચય કર્યો હતો. તેઓ પર્વતની અડગતાથી ઘાટીમાં ઉભા. **અબ્દુલફઝલે** પહેલો હલ્લો કર્યો. પણ તે **મરાઠાઓની** સમશેર આગળ તે પાછો પડયો. બીજો હલ્લો **સિદ્દી જોહરે** કર્યો તેમાં **બાજીને** બે ઘા થયા, પણ તેના વીરત્વ આગળ **સિદ્દીને** પાછા હઠવું પડયું. ત્રણ કલાક સુધી ભયંકર યુદ્ધ થયું છતાં **મહારાજાને** પહોંચ્યાનો બિલકુલ જવાબ આવ્યો નહિ; તેથી **બાજીને** મનમાં ઘણી ચિન્તા થવા લાગી. એટલામાં શત્રુઓએ ત્રીજો હલ્લો કર્યો. આમાં **બાજીના** ઘણા માણસો કપાઇ ગયા. ઉપરાન્ત તેને પણ દસવિસ ઘા પડયા. છતાં શત્રુઓથી એક ડગલું પણ આગળ વધી શકાયું નહિ. એટલામાં એક એવો ઘા **બાજી** ઉપર થયો, કે તેનો હાથ તેને મૂકીને ચાલ્યો ગયો. છતાં હિમ્મત ન હારતાં પ્રયત્ન કરવા લાગ્યો. દરમ્યાન ધડાધડ પાંચ અવાજ સંભળાયા. સાંભળતાં જ **બાજીના** જીવને કળ વળી. તેણે **સિદ્દીને** કહ્યું, “મેં મારૂં કર્તવ્ય કર્યું છે. સ્વામીનો જીવ બચ્યો છે. હવે શરીરનું જે થવું હોય તે થાય. **જોહર**, જા, ખુશીથી જા, મેં મારા **પ્રભુને** સુખ રૂપે ધારેલા સ્થળે પહોંચાડી દીધા છે.” આટલું બોલી **બાજી** બેહોશ બની જમીન પર પડયો; તેના પ્રાણે શરીરનો ત્યાગ કર્યો.

જો શેઠ ત્રાજવાંશાહી હિસાબ કરે ને બદલો મળવાના ઇરાદાથી જ માયા બતાવે, તો તેને નિરાશ થવાનો સમ્ભવ છે. માયા તે માયાને ખાતર જ બતાવાય તો બદલો વગર માગે પોતાની મેળે જ આવે છે. કહેવાય છે કે આપ મેળવતાં આપે જ મરવું જોઇએ, અને આપને રાખતાં આપ જાય છે. પલટણ અને તેના સરદારનો દાખલો લઇએ. જો કોઇ સરદાર અર્થશાસ્ત્રના નિયમો લાગુ પાડીને પોતાની પલટણના સિપાઇઓ પાસેથી કામ લેવા માગશે તો ધારેલું કામ તે નહિ કરી શકે. ઘણા દાખલાઓમાં જોઇએ છીએ કે જે પલટણનો સરદાર પોતાના સિપાઇના સમ્બન્ધમાં આવે છે, તેઓની સાથે માયાથી વર્તે છે, તેમના ભલાથી રીઝે છે, તેઓના દુઃખમાં ભાગ લે છે, તેઓના જાનની રખવાળી કરે છે, ટુંકામાં તેઓની તરફ લાગણી ધરાવે છે તે સરદાર સિપાઇઓની પાસેથી ગમે તેવું અઘરૂં કામ હશે તે લઇ શકશે. ઐતિહાસિક દાખલા લેતાં આપણે જોઇએ છીએ કે જેમાં સિપાઇઓ સરદારને ચ્હાતા નથી ત્યાં ભાગ્યે જ લઢાઇ જીતાએલી જોવામાં આવે છે. આમ સરદાર અને સિપાઇની વચ્ચે લાગણીનો સમ્બન્ધ એ ખરો સમ્બન્ધ છે. આમ છતાં, સરદાર અને સિપાઇઓની વચ્ચે લાગણીનો સમ્બન્ધ કલ્પવો જેવો સ્હેલો છે તેટલો કારખાનામાં મજુરો અને શેઠ વચ્ચે કલ્પવો સ્હેલો નથી. લૂટારૂઓની ટોળીમાં સરદારની તરફ લૂટારૂઓની પૂરી લાગણી હોઇ શકે છે. ટોળીનો દરેક માણસ સરદારને માટે પોતાના પ્રાણ અર્પણ કરવાને તૈયાર હોઇ શકે છે; પણ કારખાનાના શેઠ નોકર વચ્ચે આવો

# મહત્ત્વના મુદ્રણદોષો

(વગર કહે સમજી શકાય એવી નજીવી ભૂલો અહીં સુધારી નથી.)

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫૦ | ૧૭ | મુહૂર્ત્ત | મુહૂર્ત |
| ૫૭ | ૧૩ | બેઉકુફ | બેવકુફ |
| ૬૦ | ૧૩ | હેય છે | હોય છે |
| ૬૭ | ૧૦ | ભયથી | એ ભયથી |
| ૯૦ | ૩ | ચીઠ્ઠ | ચીઠ્ઠી લેઇ |
| ૧૪૯ | ૧ | રાશીઓનાં | રાશિઓનાં |
| ૧૫૩ | ૨૧ | વર્ષે છે | વરસે છે |
| ૧૬૧ | ૧૯ | પ્રતિબમ્બ | પ્રતિબિમ્બ |
| ૧૭૭ | ૧૮ | પાસે | સાથે |
| ૨૨૧ | ૭ | ભરોંશે | ભરોંસે |
| ૨૬૨ | ૨૩ | બ્લાણ્ડ | બ્લાણ્ડ |
| ૨૮૧ | ૬૦ | ખાત્રી | ખાતરી |
| ” | ” | પાધરે | પાદરે |
| ૩૦૮ | ૬ | અસ્માની | આસમાની |
| ૩૩૨ | ૨૨ | વજર | નજર |
| ૩૩૫ | ૧૧ | તે | (કાઢી નાખો) |
| ૩૩૯ | ૧ | આશ્રમ | આશ્રય |
| ૩૭૧ | ૨, ૪ | ટિકેટ | ટિકેટ |
| ” | ૧૪ | ભરૅાસો | ભરોંસો |
| ૩૭૮ | ૧૮ | હવા | હતા |
| ૩૮૦ | ૧૫ | તેમણે મળવા બોલાવ્યા | તે મળવા ગયા. |
| ૪૧૧ | ૧૦ | ૂજરાતમાં | ગૂજરાતમાં |

---

પણ માલ પૂરો પાડવાનો છે. શીખવનાર પાદરીને રોટી મળી રહે છે, તેમ વેપારીને નફો પણ મળી રહે છે. પણ બેમાંથી એકેનો ધંધો પગાર અથવા તો નફા ઉપર નજર રાખવાનો નથી; બન્નેએ પગાર કે નફો મળે યા ન મળે તોપણ પોતાનો ધંધો–પોતાની ફરજ–બજાવવી ઘટે. આ વિચાર ખરો હોય તો વેપારી એ ઉત્તમ માનને લાયક છે. કેમકે તેનું કામ માલ સરસ પેદા કરવાનું અને પ્રજાને પોષાઈ શકે તેવી રીતે પૂરો પાડવાનું છે. તેમ કરતાં તેના હાથ નીચે સેંકડો કે હજારો માણસો હોય તેઓનું રક્ષણ કરવું. તેઓની સારવાર કરવી એ પણ તેનું કામ રહ્યું. આ કરવામાં બહુ ધીરજ, બહુ માયા અને ચતુરાઈ જોઈએ. અને જૂદાં જૂદાં કામ કરતાં તેને પણ બીજાઓની જેમ મરવું ઘટે તો તે પણ પોતાનો જાન પણ આપે. આવો વેપારી પોતાની ઉપર ગમે તે સંકટ પડે, પોતે ભિખારી થઈ જાય તે છતાં માલ ખરાબ નહિ વેચે અને બીજાને નહિ છેતરે. વળી પોતાના હાથ તળેના માણસો તરફ અત્યન્ત માયાથી વર્તશે. ઘણી વેળા મોટાં કારખાનાંમાં કે વેપારમાં ઘણા જુવાનિયાઓ નોકરી લે છે, તેઓ કેટલીક વેળા પોતાના ઘરબારથી દૂર હોય છે, એટલે યા તો શેઠને માબાપ બનવું પડે છે, અથવા તો શેઠ બેદરકાર રહે તો જુવાનિયો બગર માબાપનો થઈ પડે છે. એટલે પગલે પગલે વેપારીએ કે શેઠે પોતાના મનમાં એક જ સવાલ કરવો ઘટે છે અને તે એ છે કે: "જેમ હું મારા દિકરાઓને રાખું છું તેમજ મારા નોકરોની તરફ વર્તન રાખું છું કે નહિ?"

સૉ૦—ભાઈ, તું જાણે છે કે કેટલાક લોકો કૃતઘ્ન હોય છે?

લૅમ્પ્રોક્લિસ—હા જી.

સૉ૦—એવું એના વર્તનમાં શું હોય છે કે એ લોકોને કૃતઘ્નપણાનું વિશેષણ લગાડવામાં આવે છે, તે તું કહી શકીશ?

લૅ૦—જી હા; આપણા ઉપર કોઈએ ઉપકાર કર્યો હોય, અને આપણી શક્તિ છતાં આપણે એનો બદલો ન વાળીએ તો કૃતઘ્ન કહેવાઈએ.

સૉ૦—ત્યારે જે અન્યાયભર્યું વર્તન ચલાવે તેની પંક્તિમાં જ કૃતઘ્ન લોકો આવે એમ થયું!

લૅ૦—મને તો એમ લાગે છે.

સૉ૦—વારુ; તને એમ લાગે છે કે નહિ કે જેમ આપણા દેશી ભાઈઓને ગુલામ કરવા એ અન્યાયી કૃત્ય છે, તેમ આપણા મિત્રો પ્રતિ કૃતઘ્ન થવું એ પણ અન્યાય છે?

લૅ૦—હું તો કહું છું કે દેશી કે પરદેશી, મિત્ર કે શત્રુ કોઈએ પણ આપણા ઉપર મહેરબાની કરી હોય, અને તેનો બદલો વાળવા આપણે પ્રયત્ન ન કરીએ તો આપણે અન્યાયી ઠરીએ.

સૉ૦—જો એમ હોય તો કૃતઘ્નતા એ હડહડતો અન્યાય જ કહેવાય!

લૅ૦—બેશક.

સૉ૦—અને જેમ આપણા ઉપર થયેલી કૃપા વિશેષ, તેમ આપણી કૃતઘ્નતા પણ વધારે ગણાય.

લૅ૦—મને એ વિષે શંકા જ નથી.

સૉ૦—વારૂ. હવે બાળકના ઉપર માબાપના જેટલા ઉપકાર છે તેટલા બીજા કોઇના હશે ખરા? સુખ અને મોક્ષ જે વડે મેળવી શકાય એવો મનુષ્યદેહ પ્રાપ્ત કરાવવામાં માબાપ જ મદદ કરે છે ને? દસ મહિના સુધી અનેક કષ્ટો વેઠી પોતાના ઉદરમાં એ જ સંભાળી રાખે છે ને? ગર્ભની યોગ્ય વૃદ્ધિ થવા અનેક કરીઓ પાળી, પોતાની ખાવાપીવાની, હરવાફરવાની ઇચ્છા દાબી રાખી એ જ પોષણ કરે છે ને? એ વખતમાં એને ઉલટીઓ થાય છે, જીવ ગભરાતો હોય છે, એ સર્વ એ કોને માટે સહન કરે છે? જન્મ આપતી વખતે એનો જીવ જોખમમાં આવી પડે છે તે કોને માટે? જે ખોરાક પોતાનું શરીર પુષ્ટ કરવા વપરાય તેને એ પ્રેમથી દૂધ રૂપ કરી નાખે છે તે કોને માટે? જે બોલી શકતું નથી, નિશાની પણ કરી શકતું નથી, જેણે કાંઇ પણ પૂર્વઉપકાર કર્યો નથી એને ક્યારે ખાવાનું જોઇશે, ક્યારે સુવાડવો જોઇશે, ક્યારે કપડાં જોઇશે એની પોતાની મેળે કાળજી એ જ લે છે ને? એના મન્દવાડમાં રાતદહાડો પડખામાં રાખી એ જ બેસી રહે છે ને? કેવળ ખવાડી પીવાડીને એમને સન્તોષ નથી થતો, પણ યોગ્ય વય થાય ત્યારે એનું શિક્ષણ બરાબર થાય, એ

વિષે એમને જ ચિન્તા થાય છે ને? મોટો થાય ત્યારે ધંધે લાગવામાં એને મૂડીની મદદ કરવી પડશે એ વિચારથી કોણ કરકસર કરી દ્રવ્ય ભેગું કરવા મહેનત કરે છે? પોતાને મળેલી કેળવણી કરતાં બાળકને વધારે ઉચ્ચ કેળવણી મળે તેટલા માટે સારાં સારાં વિદ્યાલયોમાં બાળકને મોકલવાની કોણ કાળજી રાખે છે? પોતે અનેક અડચણો વેઠી, લૂખુંસૂકું ખાઇ છોકરાનો શિક્ષણનો ખર્ચ માબાપ જ ઉપાડે છે ને?

**લૅ૦**—આ બધો માતાનો ઉપકાર છે એ ખરૂં છે અને એથી અનેકગણા બીજા પણ ઉપકારો હોય, તોપણ એનો ખરાબ સ્વભાવ કેમ સહન કરી શકાય?

**સૉ૦**—તારૂં કહેવું બરાબર છે. પણ વારૂ; એક જંગલી પશુનો કુસ્વભાવ સહન કરવો સહેલો કે માનો?

**લૅ૦**—મને લાગે છે કે માનો ખરાબ સ્વભાવ–ખાસ કરીને મારી મા છે તેવી માનો સ્વભાવ સહન કરવો વધારે અઘરો.

**સૉ૦**—કેટલાકને જંગલી પ્રાણીઓ કરડે છે કે લાત અથવા શીંગડાં મારે છે, તેમ હું ધારૂં છું કે તારી માએ કદી નહિ કર્યું હોય.

**લૅ૦**—તેમ નહિ, પણ રામ રામ, મારી મા જેવાં કઠણ વચનો કહે છે તેવાં કોઇ પણ માણસ પોતાનું સર્વસ્વ જાય તોપણ સહન કરવા તૈયાર નહિ થાય.

સૉ૦—વારૂ; તારા મન્દવાડમાં તારા કજીયાથી, ચીડીયા સ્વભાવથી, હઠથી, અનાજ્ઞાંકિતપણાથી, તારા રમતિયાળ સ્વભાવથી, નુકસાન કરનારી મસ્તીઓથી, ઘોંઘાટથી, તારા વિષેની ચિન્તાઓથી તેં એને કેટલું દુઃખ આપ્યું હશે તેની તું કાંઇ કલ્પના કરી શકે ખરો ?

લૅ૦—પણ મેં કોઇ દિવસ એવું કહ્યું કે કર્યું નથી, કે જેની એને શરમ લાગે.

સૉ૦—ત્યારે તને એમ લાગે છે કે નાટકનાં પાત્રો એકબીજાની ગાળો, તિરસ્કાર, ક્રોધ સહન કરે છે તે કરતાં માના શબ્દો સાંભળવા વધારે કઠણ છે ?

લૅ૦—પણ નાટકનાં પાત્રો જાણે છે કે એ તો સર્વ ઢોંગ છે, એમને કાંઇ ખરેખર દુશ્મનાવટ નથી હોતી.

સૉ૦—ત્યારે તને એમ લાગે છે કે તારી માની તારી સાથે દુશ્મનાવટ છે ?

લૅ૦—ના, ના, એમ તો નહિ.

સૉ૦—ત્યારે જો કે તારી ખાત્રી છે કે તારી મા જે કાંઇ કહે છે તેમાં તારૂં બગાડવાની તો એની ઇચ્છા નથી જ, પણ કોઇ પણ બીજા માણસ કરતાં સૌથી વધારે તારૂં હિત કરવાની ઇચ્છાથી જ કહે છે, તોપણ એના શબ્દો તારાથી સહન ન થાય, એમજ ને ? મને લાગે છે કે તું જો માનો સ્વભાવ સહન ન કરી શકે તો જગતમાં જે કોઇ

સારૂં હોય તેને તું ન સહન કરી શકે. વારૂ, તેં કંઇ એવો નિશ્ચય કર્યો છે કે જગતમાં કોઇ પણ માણસને પૂજ્ય ગણવો નહિ, કોઇનો આશીર્વાદ કે મિત્રતા મેળવવાં જ નહિ કે કોઇ પણ મુરબ્બી, વડીલ કે નેતાની આજ્ઞા માનવી જ નહિ?

લૅ૦—એવો ખરાબ નિશ્ચય કેમ કરી શકાય?

સૉ૦—ત્યારે તારી અડચણ વખતે તને કોઇ મદદ કરે, તારા દુઃખમાં તને કોઇ દિલાસો આપે તે માટે તું બીજા લોકોની મિત્રતા સંપાદન કરવા પ્રયત્ન કરે ખરો?

લૅ૦—જરૂર.

સૉ૦—તું મુસાફરીએ નિકળે ત્યારે તારી સાથેના બીજા મુસાફરો મિત્ર બની જાય તે ઠીક કે શત્રુ બની જાય તે ઠીક, કે ઉભય વિષે તું બેદરકાર રહે?

લૅ૦—મિત્રતા બાંધવા હું ઇચ્છું.

સૉ૦—એમની તારી ઉપર સારી મરજી રહે તે માટે તું એમની જોડે અદબથી વર્તે કે તોછડાઇથી?

લૅ૦—અદબથી.

સૉ૦—પણ એ બધા કરતાં જેનો તારા ઉપર અત્યન્ત વિશેષ પ્રેમ છે તેની સાથે તું અદબથી ન વર્તી શકે એમ જ ને? તને ખબર છે ભાઇ, આપણા રાજ્યમાં (ગ્રીસમાં) બીજી બધી કૃતઘ્નતા વિષે એટલું બધું લક્ષ નથી અપાતું,

પણ જો કોઈ માણસ પોતાનાં માબાપ સાથે અદબથી ન વર્તતો હોય તો તેને રાજ્યમાં નોકરી નથી મળી શકતી અને રાજ્યનું આગેવાનપણું પણ આપવામાં નથી આવતું; કારણકે જે માણસ પોતાનાં માબાપ પ્રતિ ન્યાયદૃષ્ટિથી નથી વર્તતો તે ધર્મનીતિથી રાજ્યનું કામ કરવાને લાયક નથી, એમ આપણા રાજ્યમાં મનાય છે. તે માટે દિકરા, જો તું ડાહ્યો હોય તો તારી માતૃભક્તિમાં તારી ઊણપ હોય તે ટાળવા અને તે માટે ક્ષમા મેળવવા પ્રયત્ન કર, નહિ તો તને કૃતઘ્ન જાણીને કદાચ તારૂં હિત કરવા એમની ઇચ્છા ન રહે. વળી બીજા લોકો પણ તારે માટે શું ધારશે તેનો વિચાર કર. તારા વડીલો ઉપર તું ભક્તિભાવ વિનાનો છે એમ ધારી એ સર્વે તારો તિરસ્કાર કરશે અને તું મિત્ર વિનાનો થઈ રહીશ, કારણકે સર્વને એમ જ લાગશે કે પોતાના વડીલો પ્રતિ કૃતજ્ઞ નથી તે બીજા પ્રતિ ક્યાંથી જ રહેશે ?

( પાઠસંચય ) કિશોરલાલ ઘનશ્યામ મશરૂવાળા

---

# ૧૭—સર્વશક્તિમાન્ ઈશ્વર

તૈત્તિરીય ઉપનિષદમાં ઈશ્વરની વ્યાખ્યા આ પ્રમાણે આપી છે: “જેનામાંથી આ સર્વ પદાર્થો ઉત્પન્ન થાય છે, જેના થકી ઉત્પન્ન થઈ એ જીવે છે, જેના પ્રત્યે એ જાય છે, જેનામાં પ્રવેશ પામે છે—એ ઈશ્વર.”

આ ચન્દ્ર સૂર્ય તારા એના તેજથી જ પ્રકાશે છે. દરેક પદાર્થ પોતપોતાને સ્થાને રહી પોતપોતાનું કાર્ય કરે છે એ રચના, એ પ્રતાપ, **પ્રભુ**નો છે. **પ્રભુ** એક છે, પણ આ વિશ્વના વિવિધ પદાર્થોમાં એ વિવિધ રૂપે દેખાય છે. આ પૃથ્વીમાં આપણે બી વાવીએ છીએ, વરસાદનું પાણી એને પલાળે છે, સૂર્ય ગરમી આપે છે, એ ઉપર ઋતુઓના વા વાય છે, અને બીમાંથી અંકુર થઇ, અંકુરમાંથી છોડ થઇ, છોડ ઉપર ફૂલું આવી, એમાં અનાજના દાણા બન્ધાય છે. એ બધું કોણ કરે છે ?

એ ઈશ્વર કરે છે, એ પૃથ્વી વરસાદ સૂર્ય પવન વગેરે કરે છે એમ પણ કહેવાય; પણ એ સર્વ પદાર્થોમાં જે શક્તિ છે એ **પ્રભુ**ની છે. **પ્રભુ** વિના એ પદાર્થો કાંઇ જ કરી શકતા નથી. એ પદાર્થોમાં **પ્રભુ** દીપે છે, પ્રકાશે છે, તેથી ઋષિઓ એ પદાર્થોને અને એમાં વસતી **પ્રભુ**ની શક્તિઓને ‘દેવ’ (**दिव्**=દીપવું ઉપરથી) કહે છે. અને **પ્રભુ** તે સર્વ દેવનો દેવ, સર્વ શક્તિઓની શક્તિ છે. એ ઉપર હું તમને એક નાની વાર્તા કહું તે સાંભળો:

પૂર્વે દૈત્યોને અને દેવોને યુદ્ધ થયું. તેમાં સર્વ દેવના દેવ–**પ્રભુ**–ના બળથી દેવો જીત્યા. ખરૂં જોતાં **પ્રભુ**નો જ જય હતો કારણકે એ જીત્યા એ શક્તિ **પ્રભુ**ની જ હતી, છતાં દેવો ખોટા અભિમાનથી ફૂલાઇ ગયા અને માનવા લાગ્યા કે ‘આ આપણો જ જય છે, આપણો જ મહિમા છે.’ **પ્રભુ**એ આ જાણ્યું અને એક **યક્ષ**નું રૂપ લઇ

સામા ઉભા. દેવોએ એમને ઓળખ્યા નહિ, અને તેઓ માંહોમાંહે વિચાર કરવા લાગ્યા: 'અરે! આ કોણ હશે?' કોઇને કાંઇ સૂઝ પડી નહિ.

પછી તેઓએ પોતામાંના એક **અગ્નિદેવને** કહ્યું, "**અગ્નિજી**, તમે જાઓ, તમે ત્રણ લોકના જાણીતા છો, તમે નક્કી કરો કે આ **યક્ષ** દેખાય છે તે કોણ છે?" **અગ્નિદેવે** કહ્યું, "વારૂ." પછી **અગ્નિ** એ **યક્ષરૂપે** ઉભેલા પ્રભુ પાસે ગયો. **યક્ષે** એને પૂછ્યું, "તું કોણ છે?" અગ્નિએ જવાબ દીધો, "હું **અગ્નિ** છું." યક્ષે પૂછ્યું, "તારામાં શી શક્તિ છે?" **અગ્નિએ** ઉત્તર આપ્યો, "મારામાં તો એવી શક્તિ છે કે હું આ સઘળું—પૃથ્વી ઉપર જે કાંઇ દેખાય છે તે સઘળું—બાળીને ભસ્મ કરી નાખું." **યક્ષે** એની આગળ એક તણખલું મૂક્યું અને કહ્યું, "આને બાળ." **અગ્નિ** એ તણખલા ઉપર—એનામાં જેટલું જોર હતું તેટલા જોરથી દોડયો, પણ એટલા તણખલાને પણ એ બાળી શકયો નહિ! **અગ્નિ** શરમાઇને ત્યાંથી પાછો ફર્યો અને દેવો પાસે જઇને કહ્યું, "આ **યક્ષ** કોણ છે એ હું જાણી શકયો નહિ."

પછી દેવોએ **વાયુદેવને** કહ્યું, "**વાયુજી**, તમે જઇને નક્કી કરી આવો કે આ **યક્ષ** કોણ છે?" **વાયુએ** કહ્યું, "વારૂ." **વાયુ** એ **યક્ષ** પાસે ગયો. ત્યાં **યક્ષે** પૂછ્યું, "તું કોણ છે?" **વાયુએ** જવાબ દીધો, "હું **વાયુ** છું." **યક્ષે** પૂછ્યું, "તારામાં શી શક્તિ છે? કહે." **વાયુએ** ઉત્તર

આપ્યો, હું આ સઘળું—પૃથ્વી ઉપર જે કાંઇ છે તે સઘળું—ખેંચી જાઉં." યક્ષે એની આગળ તણખલું મૂક્યું અને કહ્યું, "લે, આ ખેંચી જા." વાયુ એ ઉપર પૂર્ણ જોસથી ધસ્યો, બહુ મથ્યો, પણ એટલા તણખલાને પણ ઉપાડી શક્યો નહિ! વાયુ પાછો ફર્યો અને દેવો પાસે જઇને કહ્યું, "એ યક્ષ કોણ છે તે હું જાણી શક્યો નહિ."

પછી દેવોએ ઇન્દ્રને કહ્યું, "ઇન્દ્ર મહારાજ, તમે જાઓ અને જાણી આવો તો સારૂ કે આ યક્ષ કોણ છે?" ઇન્દ્રે કહ્યું, "વારૂ." ઇન્દ્ર એ યક્ષ તરફ દોડ્યો, ત્યાં એ યક્ષ અન્તર્ધાન થઇ ગયો અને યક્ષ ઉભો હતો તે સ્થળે એક સ્ત્રી ઉભેલી દેખાઇ: એનું નામ 'ઉમા' હતું અને તે બહુ રૂપવતી હતી. ઇન્દ્રે એને પૂછ્યું, "અહીં યક્ષ ઉભો હતો એ કોણ હતો?" એણે કહ્યું, "એ બ્રહ્મ હતા. એ બ્રહ્મના જયથી જ તમારો જય છે, એના મહિમાથી જ તમારો મહિમા છે." ઇન્દ્રે બ્રહ્મને જાણ્યા, અને દેવોને વાત કહી.

(હિન્દુધર્મની બાળપોથી) આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ

---

# ૧૮—લક્ષ્મણ

ભારતવર્ષના સાહિત્યમાં ભ્રાતૃભક્તિનું મૂર્તરૂપ જોવું હોય તો આપણને ભગવાન્ વાલ્મીકિની દિવ્ય કૃતિ તરફ દૃષ્ટિ કરવી પડશે. મા, બાપ, પત્ની, રાજપાટ, એશઆરામ, સમ્પત્તિ ને દુન્યવી સમસ્ત સમૃદ્ધિનો ત્યાગ કરી ભાઇની

પાછળ ફકીરી લેનાર અને બાર બાર વર્ષનાં અનાહારી તપ તપી, નૈષ્ઠિક બ્રહ્મચર્યનું પાલન કરનાર લક્ષ્મણ વિના બીજું કોણ હોઇ શકે? દુનિયાના સાહિત્યમાં ભરત ને લક્ષ્મણ અદ્વિતીય છે. બન્નેની ભ્રાતૃભક્તિ અચલ, અવિકારી, અને ગૂઢતમ છે. એ મહાત્માઓમાંથી લક્ષ્મણજીના જીવનનું પૂનિત સ્મરણ કરી હૃદયની મલિનતા ધોઇએ.

તુલસીદાસજીએ કહ્યું છે કે સુમિત્રાના પુત્રનું નામ લક્ષ્મણ એટલા માટે રાખવામાં આવ્યું હતું કે તે સર્વ લક્ષણયુક્ત હતા. દશરથ રાજાને ચાર પુત્ર: રામ, ભરત, શત્રુઘ્ન અને લક્ષ્મણ. તેમાં રામલક્ષ્મણ, ને ભરતશત્રુઘ્ન એમ બે જોડ બંધાઇ હતી. ભગવાન્ વિશ્વામિત્રના યજ્ઞનું રક્ષણ કરવા રામચન્દ્રજીની સાથે લક્ષ્મણ ગયા હતા. એ મહર્ષિ પાસેથી બન્ને ભાઇ શસ્ત્રાસ્ત્ર શીખ્યા હતા. અને જનકપુરમાં ધનુષભંગ પછી ચારે ભાઇનાં લગ્ન થયાં, તેમાં લક્ષ્મણને ઊર્મિલા સાથે પરણાવવામાં આવ્યા.

લક્ષ્મણનું જીવન ભક્તજીવન છે, એને સ્વતન્ત્ર જીવન જ નથી. જેમ વૃક્ષાધારે વેલ, સૂર્યાધારે કમલ તેમ રામચન્દ્રાધારે લક્ષ્મણ. જ્યાં શરીર ત્યાં તેની છાયા, તેમ જ્યાં રામચન્દ્રજી ત્યાં લક્ષ્મણ. એક પણ પ્રસંગ એવો નથી કે જ્યાં લક્ષ્મણજી વડીલ ભાઇ રામચન્દ્રજીની છાયામાંથી સહેજ પણ અળગા કરાયા હોય. તેથી તેમનું જીવન રામચન્દ્રજીના જીવન સાથે ગુંથાએલું છે; એનું નિરાળું અસ્તિત્વ જ નથી.

૬

પરણી આવી અયોધ્યામાં ઊર્મિલા સાથે લક્ષ્મણ રહેતા હતા. દિવસો આનન્દમાં જતા હતા. તેવામાં મોટાભાઇનો રાજ્યાભિષેકનો દિવસ આવી પહોંચ્યો. હૃદયેશ્વર વડીલ બન્ધુના ભાવિ રાજ્યાભિષેકના આનન્દથી લક્ષ્મણની છાતી વેંત વેંત ઉછળતી હતી. એ દિવસની આડે માત્ર રાત જ રહી. સ્હવારમાં વહેલા ઉઠી, સ્નાન સન્ધ્યાથી પરવારી, એ મંગલ મુહૂર્તની પ્રતીક્ષા કરતા તે માતા પાસે ગયા. એટલામાં કૈકેયીના ઘરમાંથી બ્હાર આવી, બાલસૂર્યનાં કિરણમાં અક્ષુબ્ધ મને, હસતે વદને રામચન્દ્રજી લક્ષ્મણ પાસે આવ્યા. ભાઇને યુવરાજ બનાવવા ઉત્સુક ભાઇએ સૂચક દૃષ્ટિથી મોટા ભાઇ તરફ જોયું. રામે જવાબ દીધો, "લક્ષ્મણ, ખુશ ખબર છે. પ્રભુની કૃપાનો અનુભવ કરવા અને બાહુબળ પર જીવવા હું વનમાં જાઉં છું. પિતાજીની અને માતા કૈકેયીની આજ્ઞા છે કે મારે ચૌદ વર્ષ વનમાં ગાળવાં, અને તે દરમ્યાન ભરત રાજકાજ કરે."

ભાઇને અન્યાય થતો અને રઘુકુલની રીતને લાંચ્છન લાગતું જોઇ તે બોલ્યા, "વડીલ બન્ધુ, એમ નહિ થાય. જ્યાં સુધી આપના આ સેવકમાં પ્રાણ છે ત્યાં સુધી હું આપને અન્યાય નહિ થવા દઉં, મારા જીવતા છતાં રામચન્દ્રજીનો રાજ્યહક્ક કોણ ઉથાપી શકે તેમ છે? વળી આપણા કુળની રીત પણ આવી નથી; હમ્મેશાં વડીલ પુત્ર જ યુવરાજ થાય છે. પિતાજી કામાન્ધ થયા છે, અને તેથી માતા કૈકેયીના ભરમાવ્યા ભરમાયા છે. પણ તેથી શું

આપણે આ અન્યાય થવા દેવો ?"

રામ—"ભાઇ, શાન્ત થા. હું જ વનવાસ પસન્દ કરૂં છું. આપણને તો વન કે રાજ્ય બેમાંથી કોઇ વિશેષ નથી; વિશેષ છે માતપિતાની આજ્ઞા, ને પ્રતિજ્ઞાનું પાલન. ચૌદ વર્ષ તો ચાલ્યાં જશે, ને હું સાજો સમો પાછો આવીશ. હું તો તને મળવા, અને જતાં જતાં કંઇક કહેવા આવ્યો છું. તું માતપિતાની સેવા કરજે, જાનકીને આશ્વાસન આપજે, ને ભરતને રાજ્ય ચલાવવામાં મદદ કરજે."

લક્ષ્મણ—"જો આપ વનમાં જ જાઓ તો મારાથી શી રીતે અહીં રહેવાય ? જ્યાં તમે ત્યાં તો હું. માબાપની સેવા ભરતશત્રુઘ્ન કરશે. તે સુશીલ ને ડાહ્યા છે. રાજ્ય પણ તે મારા વિના ચલાવી શકશે. જાનકીજી આપથી વિખૂટાં પડશે એવી કલ્પના જ કેમ કરી શકો છો ? એટલે આપની સાથે આવવામાં મને કંઇ અન્તરાય નથી."

રામ—"ભાઇ, એમ શા માટે ? મારી સાથે તું આવે એમાં મને વાંધો શો હોય ? મને તો તેથી સુખ જ છે. પણ ઊર્મિલાને શું શું થશે ? એને દુઃખી કરવાનો તને કે મને શો અધિકાર છે ?"

લક્ષ્મણ (શરમાઇને)—"એની પણ વિશેષ ભાંજગડ નથી. મારી ખાત્રી છે કે એ મને જરૂર રજા આપશે, હું તેને ઓળખું છું. આપ વનમાં જશો ને હું તેની પાસે રહીશ તેથી શું તે સુખી થશે ? ના, તે દુઃખી થશે. પણ આપની સેવામાં હું હાજર રહીશ તો તે જરૂર સુખી થશે."

રામ—“ઠીક. ઊર્મિલાની ને સુમિત્રાબાની રજા લઇ આવ. મારી ના નથી.”

લક્ષ્મણજીને નિસ્તેજ અને ગમગીન ચ્હેરે આવતા જોઇ ઊર્મિલા સફાળી તેમની પાસે જઇ પૂછવા લાગી, “નાથ, આ શું? આજ તો મહોત્સવ. જેઠજીના રાજ્યાભિષેકના દિવસે આપનું મુખકમલ મ્લાન કેમ?”

લક્ષ્મણ—“વ્હાલી, વડીલ ભાઇને વિધિએ વનનું રાજ્ય આપ્યું છે. પિતાની ને કૈકેયી માતાની આજ્ઞા છે કે તેમણે ચૌદ વર્ષ વનવાસ ભોગવવો; ને તે દરમ્યાન રાજ્ય કરે ભરતજી. તે વનમાં જવા તૈયાર થયા છે.”

ઊર્મિલા—“ને આપ? શું એમણે આપને સાથે લેવાની ના પાડી તેથી આપ નિસ્તેજ છો? કે શું આપને એમ વિચાર આવ્યો કે હું આપને વનમાં નહિ જવા દઉં? એમ હોય, તો આપ મને સમજ્યા નથી. હું જાણું છું કે જેઠજીની સેવા એ આપનું જીવન સર્વસ્વ છે; ને તેથી તેમના વિના આપ કદી સુખી ન જ હો. અને આપ સુખી ન હો તો હું પણ સુખી ન જ હોઉં. અને આપ વનમાં નહિ જાઓ તો આપણે બન્ને દુઃખી થઇશું, ને જશો તો બન્ને સુખી થઇશું.”

લક્ષ્મણ—“ધન્ય છે, મારી ઊર્મિલા, ધન્ય છે તારી ઉદારતાને. ઊર્મિલા આથી અન્ય રીતે વિચારી જ ન શકે એ મને વિદિત છે. છતાં, તને પતિથી વિયુક્ત કરવાનો મને શો અધિકાર છે? તું મારે સુખે સુખી છે, તો હું તારે સુખે સુખી થઇશ.”

ઊર્મિલા—“ માટે જ હું આપને જેઠજી સાથે વનમાં જવા વિનવું છું.”

લક્ષ્મણ—“ ઊર્મિલા, વિચાર કર. પતિવિરહ, ને તે ય દિવસનો નહિ, માસનો નહિ, વરસનો નહિ પણ ચૌદ વરસનો ! ને તેને અન્તે પતિને પુનઃ મળવાની શી ખાત્રી ? પુનઃ વિચાર કર. તારી કમલિની જેવી કોમળ જાત આ બધું શી રીતે સહેશે ? ”

ઊર્મિલા—“ નાથ, એ તો આપ વનમાં જઈને આવશો ત્યારે જોઈ શકશો. હા, આપનો વિયોગ દુઃસહ તો નિવડશે જ. પણ તેથી, જેના આપણે દાસાનુદાસ છીએ, જે આપણો હૃદયેશ છે, જેની સેવા એ આપણું પરમ જીવનકર્તવ્ય છે, તેને કેમ મૂકીએ ? આપણો વિરહ મોટો કે આપણી ભક્તિ મોટી ? જેને જીવનનું પરમ કર્તવ્ય ગણ્યું છે તેનું પાલન કરવામાં વિયોગ સહેવો પડે તો તે ય ખુશીથી કેમ ન સહેવો ? એથી તો આપની ભક્તિ, ને મારો આપ પરનો અનુરાગ મહત્તર થશે. જાઓ સ્વામી, જેઠજીની સાથે વનમાં જાઓ ને તેમની સેવા ઉઠાવો. મારૂં મન પણ સાથે થવા લલચાય છે; પણ મારે તેને રોકવું પડે છે તે માત્ર એક જ પ્રયોજને—આપણે સાથે હોઈએ તો જેઠજી આપણી સેવા મુક્તભાવે સ્વીકારે નહિ—કરાવે પણ નહિ ! નહિ તો હું આપની ને **સીતા**જીની સેવા કરવા ભાગ્યશાળી થાઉં ! એય પણ કર્મની ગતિ ! હશે, આપ જેઠજીની સેવા કરવામાં તપ તપજો, હું મારે અહીં રહી રહી આપના જાપ જપતી આપનાં ચરણમાં લીન થવાનું તપ તપીશ. મારી અચલ

શ્રદ્ધા છે કે આપણા વિશુદ્ધ તપ તરફ જોઈ પ્રભુ આપણને જરૂર પુનઃ મેળવશે. ”

પત્નીની ઉત્સાહક રજા મેળવી લક્ષ્મણ માતા પાસે ગયા. ધન્ય છે એ સાધ્વીને કે પોતાના હૃદયમાંથી હૃદય-નાથને સ્વહસ્તે બહાર કાઢી રામચન્દ્રની સેવાની વેદી પર ચઢાવ્યા. ઊર્મિલા, દેવી, તારૂં નામ પ્રાતઃસ્મરણીય સતીઓમાં નથી તેથી શું ? તારૂં સ્થાન તેમનાથી ય ઉચ્ચતર છે. તે તારા પગની રજ બરાબર પણ નથી. તારૂં સ્થાન એકલ છે; તારી સાથે વિરાજી શકે એવી એક પણ નારી આ પૃથ્વીએ હજી સુધી ધારણ કરી નથી.

સુમિત્રા ( લક્ષ્મણને આવતા જોઈ )—“ બેટા, રાજ્યા-ભિષેકને બહુ વાર નહિ હોય, તું કેમ રામ પાસે ગયો નથી ? ”

લક્ષ્મણ—“ માતાજી, બહુ વાર તો નથી. વડીલ ભાઈ અને હું વનમાં જઈએ એટલી જ વાર છે. એટલે ત્યાં મારા હાથે હું તેમને વનના રાજા બનાવીશ. ”

સુમિત્રા—“ લક્ષ્મણ, હું શું સાંભળું છું ! આજે રામને યુવરાજપદ મળનાર છે, ત્યાં વનની વાત શી ? શો ઉત્પાત મચ્યો છે ? ”

લક્ષ્મણ—“ માતાજી, વડીલ બન્ધુને પિતાજી અને કૈકેયીએ ચૌદ વર્ષ સુધી વનવાસ કરવાની આજ્ઞા કરી છે. મારે પણ સાથે જવું છે. પણ તે કહે છે કે સુમિત્રાબાની અનુજ્ઞા સિવાય હું તને લઈ જઈશ નહિ. ”

સુમિત્રા—“ લક્ષ્મણ, બેટા, મન ક્ષુબ્ધ થાય છે, છતાં. રામલક્ષ્મણની જોડીને ખંડિત કરવાનું કામ હું કરીશ નહિ. મોટા ભાઇ પિતા સમાન છે. એ તારા શિરછત્ર છે. તો ભલે, તું તેમની સાથે જા. મારા આશીર્વાદ છેઃ તમારૂં અટન તમને સુખરૂપ નિવડો. બેટા, માની આટલી વાત યાદ રાખજે. વનને અયોધ્યા ગણજે, રામને પિતા જેવા જાણજે, જાનકીને માતા માનજે, ને વનને રાજ્ય ગણજે. જા, તાત, સુખે જા, જો વધૂ ઊર્મિલાની સમ્મતિ હોય તો.”

૨

રામ લક્ષ્મણ જાનકી ગંગા ઉતરી ચિત્રકૂટમાં પર્ણકુટીમાં રહેવા લાગ્યાં. ત્યાં તો ભરત અયોધ્યાવાસીઓને, માતાઓને, ને કુલગુરુ વસિષ્ઠને લઇ ભાઇને પાછા લાવવા ચાલ્યા પણ સાથે ઊર્મિલા નથી. તેને આવવાનું પ્રયોજન પણ શું હતું? તેને તો એક જ પરમ કર્તવ્ય હતું—પતિનાં ચરણકમલનું અહોનિશ ધ્યાન. લક્ષ્મણે પણ પ્રિય પત્નીને હૃદયના ગુહાગારમાં આસન પર પધરાવી દ્વાર દઇ દીધાં હતાં. તેમણે તે દ્વાર વનવાસ દરમ્યાન પુનઃ કદી ઉઘાડયાં જ નહિ. તેમને ખાત્રી હતી કે ઊર્મિલા એ આસન પર જ છે.

ભરતને આવતા જોઇ લક્ષ્મણને શક ગયો કે કદાચ કૈકેયીના પ્રપંચને વશ થઇ ભરતજી અમને પજવવા આવતા હશે. તેમણે રામને કહ્યું, “ વડીલ બન્ધુ, જુઓ, ભરતજી આવતા જણાય છે. શું એય પણ કુટિલ થઇ ગયા? સાથે લશ્કર દેખાય છે. મોટાભાઇ શું કરીએ? ધનુષ લઇ તૈયાર થાઓ. ”

રામ—"ભાઈ લક્ષ્મણ, ભરતનું હૃદય તો તીર્થરાજના જેટલું વિશાળ ને પવિત્ર છે; આકાશ જેટલું ગમ્ભીર અને નિર્મળ તેનું મન છે. એ પ્રપંચ કરે જ નહિ. જરૂર એ આપણને મળવા આવતો હશે. તેને આપણો વિયોગ સાલતો હશે. અને તેમ નહિ હોય ને કદાચ કષ્ટ દેવા આવતો હોય, તો તેથી પણ શું ? ભાઈને માટે ભાઈ સહન નહિ કરે ? ભાઈ લક્ષ્મણ, તું મારો ગુરુ છે. દુનિયાનો ત્યાગ કરી, સ્વર્ગની રાણી જેવી ઊર્મિલા દેવીને એકલી મૂકી તું મારી પાછળ આવ્યો તે શું સૂચવે છે ? ભાઈને માટે તેં શું નથી આપ્યું ? માટે જ ભરત ભલે આવે."

બધાં મળ્યાં. પિતાના મરણનો શોક હલકો પડચો. પણ રામચન્દ્રજી પાછા ન જ ફર્યા. ને ભરતજીએ નંદિગ્રામમાં વાનપ્રસ્થમાં રહી રામની વતી રાજ્ય ચલાવવા માંડયું. હવે ત્રણે જણ ચિત્રકૂટ છોડી, વિન્ધ્ય ઓળંગી દંડકારણ્યમાં પેઠાં. ત્યાં તેમણે ગોદાવરીને તીરે પંચવટીમાં વાસ કર્યો.

૩

લક્ષ્મણની સર્વ શક્તિઓ ભાઈની અને ભાભીની સેવા કરવા એક પગે થઈ રહી હતી. ન ખાવું, ન પીવું, ન ઉંઘવું, કે ન આરામ લેવો. પોતાને માટે તો જાણે કે આ દુનિયામાં કંઈ કરવાનું જ ન હોતું. આ તેમનું ઉગ્ર તપ હતું. દસે ઇન્દ્રિયોને ભાઈની સેવામાં એકાગ્ર કરી રાતદિવસ તેમાં જ રચ્યાપચ્યા રહેવું એ સમાધિની દશા નહિ તો બીજું શું ? એમની ખાવાપીવાની, બેસવાઉઠવાની, હરવાફરવાની, વગેરેની સગવડ લક્ષ્મણ જ કરતા. તેમને

ખાવા માટે ફળ લાવે, પણ પોતે ખાય નહિ. રામસીતા ઉંઘે ત્યારે પોતે પર્ણકુટીની બહાર આખી રાત જાગતા તેમનું રક્ષણ કરે. આમ નિરન્તર બાર વર્ષ પર્યન્ત લક્ષ્મણે પોતાની જાતને–તનને, મનને, આત્માને–વડીલ ભાઇની સેવામાં સમ્પૂર્ણ અર્પી દીધી. આ બધા વખત દરમ્યાન ભૂલ્યે ચૂકયે તેમણે હૃદયના પેલા ગુહ્યાગારનાં દ્વાર–જેમાં ઊર્મિલાનું આસન હતું તેનાં દ્વાર–ખોલ્યાં નહિ, અને એ દેવીનું દર્શન કરવા પણ લોભાયા નહિ. ધન્ય છે તને લક્ષ્મણ! તું અદ્વિતીય છે. સ્નેહરાણી, હૃદયદેવી, અમૃતસરિતા, સમસ્ત વિશ્વના સૌન્દર્ય ને માધુર્યની સાક્ષાત્ મૂર્તિ તારી પોતાની હોવા છતાં જે નૈષ્ઠિક બ્રહ્મચર્ય–બાર બાર વર્ષનું જે બ્રહ્મચર્ય તેં પાળ્યું તેની ઝાંખી નથી થતી સમસ્ત પૃથ્વીમાં! કવિકોવિદોએ ને સાહિત્યકારોએ તને હનુમાન્ કે ભીષ્મપિતામહની સાથે નથી મૂકયો એ ઉચિત જ છે.

આમ પંચવટીમાં કેટલાય દિવસ વહી ગયા. એક દિવસ એક મુગ્ધા લક્ષ્મણ પાસે આવી બોલી, “અરે પુણ્યાત્મા, આપ કોણ છો? દેવ છો? નાગલોકમાંથી આવ્યા છો? આ ભૂમિ તો રાક્ષસોની છે. તેમાં આપ કેમ?”

લક્ષ્મણ—“હું નથી દેવ કે નથી નાગલોકનો, અયોધ્યાના મહારાજ દશરથના વડીલ રાજકુમાર શ્રી રામચન્દ્રજી પત્ની સાથે ગોદાવરી તટ પર પંચવટીમાં રહે છે. હું તેમનો અનુજ છું, તેમનો સેવક છું. બ્હેન, તમે કોણ છો? અને આમ એકલાં શા માટે ફરો છો? રક્ષણ જોઇતું હશે તો આ જમણો હાથ તૈયાર છે.”

સુન્દરી—"આપને રાક્ષસોથી રક્ષણ કરવાની તસ્દી નહિ પડે. પણ, જો રક્ષણ કરવાનું સામર્થ્ય ધરાવતા હો તો આપના સૌન્દર્યે મને મન્મથથી પીડાતી કરી છે. દુષ્ટ કામદેવથી મારૂં રક્ષણ કરો તો આપ વીર ખરા !"

લક્ષ્મણ—"બાલે, આ તારી શી વિચિત્ર દશા ! માનવીનું આટલું અધઃપતન હોઇ શકે નહિ. જરૂર તું માનવી નથી, રાક્ષસકુલોત્પન્ના છે."

સુન્દરી—"હા, હું માનવી નથી, રાક્ષસી છું. અને તેથી જ મને મનસ્વી–સ્વચ્છન્દ–વ્યવહાર કરવાની છૂટ છે. અને માટે જ વિના લજ્જાએ હું આપને વિનવું છું, લળી લળી માગું છું–મને આપની દાસી બનાવો."

લક્ષ્મણ—નિર્લજ્જ, તું જાણે છે કે લક્ષ્મણ પોતાની જાતનો માલિક નથી ? મેં મારૂં સર્વસ્વ મોટા ભાઇની સેવાને અર્પ્યું છે. તેમની આજ્ઞા મને શિરોધાર્ય છે. એમનો આ દાસ એમની આજ્ઞા ઉઠાવવાનું જ માત્ર સમજે છે. હું તારાં વચન સમજી શકતો નથી. તારાં વચન મને સ્પર્શ કરી શકતાં નથી. માટે જા, યથેચ્છ જા."

શૂર્પણખા રામ પાસે જઇ તેમને ને સીતાને વિનવવા લાગી કે મને લક્ષ્મણની સ્ત્રી બનાવો. રામે તેને અનેક રીતે સમજાવી કે લક્ષ્મણ તો વિવાહિત છે, પણ તેણે માન્યું જ નહિ. છેવટે તેમણે લખી આપ્યું, 'આ બાઇનાં નાક કાન છેદી લેજો.' આવી રીતે લક્ષ્મણ પર મોહિત થયેલી રાવણની બ્હેન શૂર્પણખાએ પોતાને જ હાથે પોતાનાં નાક કાન ગુમાવ્યાં. આ પ્રસંગે પણ પોતાના વ્રતને

ખંડિત કરે તેવી એક પણ ઉર્મિ લક્ષ્મણના હૃદયમાંથી ઉઠી નહિ. ભાઇની આજ્ઞા જ માત્ર તેમને શિરોધાર્ય હતી.

પંચવટીમાં મારીચ સોનાનો મૃગ થઇને સીતાજીની વાડીમાં આવ્યો. રામ, સીતાનું રક્ષણ કરવાનું કામ લક્ષ્મણને સોંપી માયાવી મૃગને પકડવા યા તો મારવા તેની પાછળ પડ્યા. મૃગ મરાયો, ને તેણે રામના સ્વરમાં નિઃશ્વાસ મૂકયો, "હા લક્ષ્મણ, હા સીતા." જાનકીને ફાળ પડી. જરૂર પતિનું મરણ થયું હશે, યા તો પતિ દુઃખમાં હશે. તેમણે દિયેરને કહ્યું, "તાત લક્ષ્મણ, તમારા ભાઇનો આર્તસ્વર છે એમ મને સ્પષ્ટ થાય છે. તમે જાઓ તેમની મદદે."

લક્ષ્મણ—"જાનકીજી, ફિકર કરતાં મા. મારા ભાઇ કેવા વીર છે તે હું જાણું છું. એમને સંકટમાં મૂકનાર દુનિયામાં કોઇ જન્મ્યું નથી. મને તો ભાઇની આજ્ઞા છે કે મારે પર્ણકુટીથી ખસવું નહિ ને આપનું રક્ષણ કરવું."

સીતા—"અરે રે, આજ્ઞાનું તે વળી યંત્રવત્ પાલન? તમારા ભાઇ સંકટમાં છે એ સ્પષ્ટ છે છતાં તમે જવાની ના પાડો છો! શું તમે આવી સેવા કરવા વનમાં આવ્યા છો?"

લક્ષ્મણ—"કેવી સેવા કરવા આવ્યો છું તે કહેવાનો મને અધિકાર નથી. અને આપની નિર્મળ બુદ્ધિ કોણ જાણે આજે આટલી કલુષિત કેમ થઇ છે તે મને સમજાતું નથી. હું આપને પગે પડી વિનવું છું કે તર્કવિતર્ક ન કરો, ને મારા ભાઇના બાહુબળમાં વિશ્વાસ રાખો."

સુન્દરી—"આપને રાક્ષસોથી રક્ષણ કરવાની તસ્દી નહિ પડે. પણ, જો રક્ષણ કરવાનું સામર્થ્ય ધરાવતા હો તો આપના સૌન્દર્યે મને મન્મથથી પીડાતી કરી છે. દુષ્ટ કામદેવથી મારૂં રક્ષણ કરો તો આપ વીર ખરા!"

લક્ષ્મણ—"બાલે, આ તારી શી વિચિત્ર દશા! માનવીનું આટલું અધઃપતન હોઇ શકે નહિ. જરૂર તું માનવી નથી, રાક્ષસકુલોત્પન્ના છે."

સુન્દરી—"હા, હું માનવી નથી, રાક્ષસી છું. અને તેથી જ મને મનસ્વી–સ્વચ્છન્દ–વ્યવહાર કરવાની છૂટ છે. અને માટે જ વિના લજ્જાએ હું આપને વિનવું છું, લળી લળી માગું છું–મને આપની દાસી બનાવો."

લક્ષ્મણ—નિર્લજ્જે, તું જાણે છે કે લક્ષ્મણ પોતાની જાતનો માલિક નથી? મેં મારૂં સર્વસ્વ મોટા ભાઇની સેવાને અર્પ્યું છે. તેમની આજ્ઞા મને શિરોધાર્ય છે. એમનો આ દાસ એમની આજ્ઞા ઉઠાવવાનું જ માત્ર સમજે છે. હું તારાં વચન સમજી શકતો નથી. તારાં વચન મને સ્પર્શ કરી શકતાં નથી. માટે જા, યથેચ્છ જા."

શૂર્પણખા રામ પાસે જઇ તેમને ને સીતાને વિનવવા લાગી કે મને લક્ષ્મણની સ્ત્રી બનાવો. રામે તેને અનેક રીતે સમજાવી કે લક્ષ્મણ તો વિવાહિત છે, પણ તેણે માન્યું જ નહિ. છેવટે તેમણે લખી આપ્યું, 'આ બાઇનાં નાક કાન છેદી લેજો.' આવી રીતે લક્ષ્મણ પર મોહિત થયેલી રાવણની બ્હેન શૂર્પણખાએ પોતાને જ હાથે પોતાનાં નાક કાન ગુમાવ્યાં. આ પ્રસંગે પણ પોતાના વ્રતને

ધડકતે હૃદયે, ધ્રૂજતે અવાજે લક્ષ્મણે ઉચ્ચાર કર્યો, "શી વિચિત્રતા! પણ, મારો અધિકાર કર્મ કરવાનો છે, ફલનો નહિ. મનુષ્યની દૃષ્ટિ અલ્પ ખંડો જ જોઇ શકે છે; એમાં સીતાજીનો વાંક શો? મારાં તપની ન્યૂનતા કે તેમને મારી વિશુદ્ધિની હજી પણ ખાત્રી થઇ નથી. (પ્રકટ) માતાજી, આ વચન છે તો વજ્રથી યે કઠણ. વિધિ બલવાન્ છે. જાઉં છું. સંભાળજો. પર્ણકુટી બહાર પગ ધરતાં ના. આ હું રક્ષાનું કુંડાળું દોરૂં છું. મેં સ્વને સમ્પૂર્ણ ત્યજી દઇ અનન્ય ભાવે ભાઇની સેવા કરી હોય તો તે પુણ્યે આ કુંડાળામાં દુરિચ્છાથી પ્રવેશ કરનાર ભસ્મ થજો."

૪

લક્ષ્મણ ગયા, સીતાને રાવણ હરી ગયો. ને બન્ને ભાઇ શૂન્ય પર્ણકુટીએ પાછા આવ્યા. તેઓ જાનકીની શોધમાં પંચવટી, ગોદાવરી, ને દંડકાવન ખુંદી વળ્યા, ત્યાંથી પમ્પા સરોવરે ગયા, ઋષ્યમૂક પર્વત પર રહેતા સુગ્રીવના મિત્ર બન્યા. સુગ્રીવે રામને કહ્યું, "અમે–હું ને મારા પાંચ મંત્રી અહીં બેઠા હતા ત્યારે એક સુન્દરી આકાશ માર્ગે વિલાપ કરતી વિમાનમાં જતી હતી. તેણે કેટલાક અલંકાર અમારી ઉપર ફેંકેલા તે આ રહ્યા. જુઓ, ને પારખી કહાડો કે યુવતી સીતાજી જ હતાં યા નહિ."

રામચન્દ્રજીએ ઘરેણાં હાથમાં લેઇ લક્ષ્મણને કહ્યું, "ભાઇ, જો આ કુંડળ, ને જો આ કેયૂર. તને નથી લાગતું કે આ આભૂષણ જનકકુમારીનાં જ છે?"

સીતા—“ અરે દિયેરીઆ, ધીરજ કેવી રીતે રાખું ? મારી બુદ્ધિ જેવી ને તેવી જ છે. પણ આજે તારી બુદ્ધિ મલિન થઇ લાગે છે. નહિ તો અહોનિશ અમારી સેવામાં તત્પર રહેનાર તું આજે તારા ભાઇની વ્હારે કેમ ન ધાય ? કયો પાપનો કીડો સળક્યો છે ? ”

લક્ષ્મણ—“ માતાજી, વધારે ન તાવો. આ વનદેવતા, આ દેવી ગોદાવરી, આ ભગવાન્ સૂર્યદેવ, ને આ સચરાચર વાયુદેવની સમક્ષ કહું છું કે હું આપનો સેવક છું. આપની ચરણરજ મસ્તક પર ચઢાવવાની લાયકાત મેળવવા મથી રહ્યો છું. માટે ધીરજ રાખો. ભાઇ હમણાં મૃગને મારી પાછા આવશે. એવા માયાવી મૃગો મરતી વખતે આવી માયાવી બૂમો પાડે એ સમ્ભવિત છે. માટે ભય મૂકો અને સ્વસ્થ થાઓ. જાઉં તો પછી તમારૂં શું થાય ? ”

સીતા—“ શું બોલે છે, લક્ષ્મણ ? તું મારી ચરણરજ ઇચ્છે છે ? ઊર્મિલાની ચરણરજ છોડીને આવ્યો તે આટલા જ માટે ? સેવા–ભાઇની સેવા–તે આનું નામ ? સમજી, સમજી; એકથી આનન્દ ન થયો ? ખેર, તારા મનોરથ સિદ્ધ નહિ થાય. હું જાતે જઇશ, પતિને શોધીશ. તેમનો સ્વર્ગવાસ થયો હશે તો ગોદાવરી મૈયાનું શરણ લેઇ તેમની પાછળ સિધાવીશ. ”

આ વજ્રાઘાતથી લક્ષ્મણનું હૃદય ચીરાઇ ગયું. સર્વસ્વ અર્પણ કરી, ઊર્મિલાની મૂર્તિને હૃદયના એક ખૂણામાં બાર બાર વર્ષ સુધી બન્ધીવાન્ કરી, નિરન્તર સેવાને અન્તે આ ઉપાલમ્ભ ! નારી, તારી શી ચંચળતા ! અશ્રુપૂર્ણ નેત્રે,

આજે હર્ષપુલકિત થાઓ, બાર બાર વર્ષનાં લક્ષ્મણનાં એ અશ્રૂતપૂર્વ તપ આજે સાર્થક થવાનાં છે. ઈન્દ્રજીત ને લક્ષ્મણનું પ્રચંડ યુદ્ધ જામ્યું. બાપડો મેઘનાદ આખરે પડયો. લક્ષ્મણનો જય થયો; પાપ પર પુણ્યનો, અધર્મ પર ધર્મનો, અસત્ય પર સત્યનો વિજય થયો.

રાવણકુલનું નિકન્દન થયું, વિભીષણને લંકા મળી ને સીતાજીને અગ્નિ વડે શુદ્ધ કરી રામચન્દ્રજી તેમને અને લક્ષ્મણને લેઇ પુષ્પક વિમાને ચઢયા. આજે લક્ષ્મણની છાતી ઉછાળા મારી રહી છે. માતા સીતાએ નિષ્કારણ આરોપેલા દોષનું આજે નિવારણ થયું છે. આજે લક્ષ્મણનું જીવન સફલ થયું. ધન્ય છે લક્ષ્મણના મૌનને; પોતાનું નિર્દોષપણું સાબિત કરવા તેમણે એક પણ ઉચ્ચાર કર્યો ન હોતો. માત્ર કાર્યથી, તપથી–દંડકા, ઋષ્યમૂક, કિષ્કિન્ધા, રામેશ્વર ને લંકા સુધી રખડી રખડી, કઠોર રાક્ષસો સાથે યુદ્ધ કરી, ઇન્દ્રજીતનો સંહાર કરી–તેમણે સીતાજીને બતાવ્યું કે પોતે નિર્મળ હતા.

પુષ્પક વિમાન અયોધ્યા પહોંચ્યું. ભાઇઓ, માતાઓ, વધૂઓ, ગુરુજનો સઘળાં એક બીજાને ભેટયાં. પણ, એમાં ય ઊર્મિલા તો જણાતી જ નથી. તે પોતાના ઓરડામાં પતિનાં ચરણકમલમાં ધ્યાનસ્થ જ હતી. આખરે બે તપસ્વી હૃદય ભેટયાં, અને અવાક્ બની પ્રભુને ધન્યવાદ દેવા લાગ્યાં.

(ગદ્યસંગ્રહ) દેસાઇભાઇ નાથાભાઇ પટેલ

---

લક્ષ્મણ—"મોટાભાઇ, ક્ષમા કરશો. હું નથી પિછાનતો જાનકીજીનાં કુંડળ, કે કેયૂર. નિત્ય તેમનાં ચરણને અભિવન્દન કરવાથી માત્ર તેમનાં નુપૂરને પિછાનું છું."

હદ થઇ ગઇ ! આટઆટલાં વર્ષમાં એક વાર પણ લક્ષ્મણે સીતાજી કેવાં છે, તેમણે શું પહેર્યું છે વગેરે જોવાની દરકાર કરી નહિ ! આનું નામ નૈષ્ઠિક બ્રહ્મચર્ય ! ભગવાન્ વાલ્મીકિ, આપે અમને શાં શાં રત્ન વારસામાં નથી આપ્યાં ?

રામે વાલીને મારી સુગ્રીવને કિષ્કિન્ધાનો રાજા બનાવ્યો, તેના વાનરસૈન્યની સહાયથી સીતાજી લંકામાં છે એવી ભાળ મેળવી, અને તેમને સત્વર પાછાં લાવવા વાનરસૈન્ય સાથે લંકા પ્રયાણ શરૂ કર્યું. દરિયો ઓળંગી બધા લંકા ગયા. રામરાવણનું વિશ્વવિદિત યુદ્ધ શરૂ થયું. રાવણના પુત્રો, પ્રધાનો ને ભાઇ કુમ્ભકર્ણ રણમાં રગદોળાયા. બાકી રહ્યા માત્ર યુવરાજ ઇન્દ્રજીત ને રાવણ.

ઇન્દ્રને જીતનાર, દેવોને ત્રાહિ ત્રાહિ પોકરાવનાર, ને લંકેશનો જમણો હાથ મેઘનાદ રણે ચઢ્યો. વાનરસૈન્યમાં મંત્રણા થવા લાગી,—કોણ ઝુઝશે એ દેવોના શત્રુની સામે? બાર બાર વર્ષનાં ઉપવાસ, જાગરણ કર્યાં હોય, ને નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળ્યાં હોય તે જ ટકી શકે મદમત્ત ઇન્દ્રજીત સામે. સમસ્ત વીરોની દૃષ્ટિ ઠરવા લાગી માત્ર એક જ માનવી પર—ભગવાન્ શ્રી રામચન્દ્રજીના એ નમ્ર દાસાનુદાસ લક્ષ્માણ પર. લક્ષ્મણે બીડું ઝડપ્યું. ગાન્ધર્વો, આજે સંગીત લલકારો; દેવો, આજે દુંદુભીનાદથી પુષ્પવૃષ્ટિ કરો; ઋષિઓ,

આજે હર્ષપુલકિત થાઓ, બાર બાર વર્ષનાં લક્ષ્મણનાં એ અશ્રૂતપૂર્વ તપ આજે સાર્થક થવાનાં છે. ઈન્દ્રજીત ને લક્ષ્મણનું પ્રચંડ યુદ્ધ જામ્યું. બાપડો મેઘનાદ આખરે પડ્યો. લક્ષ્મણનો જય થયો; પાપ પર પુણ્યનો, અધર્મ પર ધર્મનો, અસત્ય પર સત્યનો વિજય થયો.

રાવણકુલનું નિકન્દન થયું, વિભીષણને લંકા મળી ને સીતાજીને અગ્નિ વડે શુદ્ધ કરી રામચન્દ્રજી તેમને અને લક્ષ્મણને લેઇ પુષ્પક વિમાને ચઢ્યા. આજે લક્ષ્મણની છાતી ઉછાળા મારી રહી છે. માતા સીતાએ નિષ્કારણ આરોપેલા દોષનું આજે નિવારણ થયું છે. આજે લક્ષ્મણનું જીવન સફલ થયું. ધન્ય છે લક્ષ્મણના મૌનને; પોતાનું નિર્દોષપણું સાબિત કરવા તેમણે એક પણ ઉચ્ચાર કર્યો ન હોતો. માત્ર કાર્યથી, તપથી—દંડકા, ઋષ્યમૂક, કિષ્કિન્ધા, રામેશ્વર ને લંકા સુધી રખડી રખડી, કઠોર રાક્ષસો સાથે યુદ્ધ કરી, ઇન્દ્રજીતનો સંહાર કરી—તેમણે સીતાજીને બતાવ્યું કે પોતે નિર્મળ હતા.

પુષ્પક વિમાન અયોધ્યા પહોંચ્યું. ભાઇઓ, માતાઓ, વધૂઓ, ગુરુજનો સઘળાં એક બીજાને ભેટ્યાં. પણ, એમાં સ ઊર્મિલા તો જણાતી જ નથી. તે પોતાના ઓરડામાં પતિનાં ચરણકમલમાં ધ્યાનસ્થ જ હતી. આખરે બે તપસ્વી હૃદય ભેટ્યાં, અને અવાક્ બની પ્રભુને ધન્યવાદ દેવા લાગ્યાં.

(ગદ્યસંગ્રહ) દેસાઇભાઇ નાથાભાઇ પટેલ

---

# ૧૯—ચરોતરનો ગુણભંડાર

ચરોતર એટલે ગુજરાતની ફુલદ્રુપ રસકુન્જો, ચરોતર એટલે ગૂજરાતનું વ્રજ. ચરોતરને મધ્ય ભાગે જમના સમી કો મહાનદી હોત તો ચરોતર કદાચ વ્રજને યે હરાવત. ચરોતરના વૃક્ષરાજો ને ચરોતરની વનકુન્જો વ્રજની વનકુન્જોથી વડેરી છે. શ્રી કૃષ્ણચન્દ્રે પણ મથુરા સમેટી દ્વારકા વસાવી, ને દ્વારકાં સમેટી ચરોતરના ગોમતીઘાટની વનકુન્જો વસાવી. સાગર તીરે જાણે વ્રજ સાંભર્યું ને વ્રજથી યે અદકેરી રસકુન્જોમાં આવી વસ્યા. પણ ચરોતરમાં એકકે જમના જ નથી.

કાઠિયાવાડમાં અમે મશ્કરી કરતાં: ગૂજરાતીઓની દૃષ્ટિમર્યાદા બહુ ટુંકી. ક્યાં યે જઇને ગૂજરાતમાં ઉભો તો ઝાડવાં દૃષ્ટિને ઘેરી રૂંધી અવરોધી ઉભાં છે. કાઠિયાવાડમાં તો માઇલોના માઇલો સૂધી, પંખેરૂની પેઠે, દૃષ્ટિ ઉડીને પાછી આવે.

ગયે અઠવાડિયે જ ચરોતરની વનલક્ષ્મીમાં ભમી આવ્યો છું ને ભાખું છું; ચરોતરની વનલક્ષ્મીમાં ભ્રમવું મને તો ગમે છે. ગામેગામ સરોવરો, ને સરોવર ફરતી તરુમાળ. નાની નાની ઝરણાં જેવી નદીઓ, પણ એ નદીઓના આરા ને પટ વનશ્રીનાં ઓઢણાથી આચ્છાદાયેલા.

વાત્રકને આરે ઉત્કંઠેશ્વર મહાદેવની ઉંચી ભેખડ ઉપરથી નિહાળો. ડાભા ને આમલિયારાનાં દીપડાગાજન્તાં સનાતન વન જોશો કે મહીનાં ઉંડા કોતરોની ગહનતાને

કાંઠે ઉભીને પાણીમાં જોશો તો મદઝરતા મઘરમચ્છ રમતા દેખાશે. ચોમેર મેવાસના સીમાડાની ગહનતાઓમાં જોશો તો જોબન વડતાલો ને બાબર દેવા જેવા મનુષ્યના મઘરમચ્છ રમતા દેખાશે.

ઇ. સ. ૧૮૯૭ની શરદ્ ઋતુ. નડિયાદથી મહુધે ત્યારે રેલ્વે ન હતી. ૧૨॥ મિનિટે માઇલ એટલી ઝડપે ઘડિયાળ હાથમાં ઝાલી એ માર્ગે હું જતો હતો. માર્ગે શેઢીનો પુલ આવ્યો. ઉંડી નદીમાં શરદની વનશ્રી ભરછક છલકાતી હતી. એક એક વૃક્ષરાજને આઠ આઠ દસ દસ વેલીઓની જટાઓ ચઢેલી: ઉંડાણુની ગહનતામાં ઉતરતી સાંઝના પડછાયા ઘેરા પથરાએલા, જાણે નીલ આકાશપાટે જલભર્યાં શ્યામ વાદળાં. પગ થંભી ગયા, પુલ ઉપર અનિમિષ ઉભો જ રહ્યો, ઉંડા પટમાં નિરખી રહ્યો, એ પડછાયામાં જાણે કાંઇ સંતાએલું શોધવા લાગ્યો, એ ગહનતામાં ગૂઢ કાંઇક ઢૂંઢતો ઉભો. તે પછી લંકાનાં અશોકવન જોયાં, કાશ્મિરની હિમાલયકુંજો જોઇ: એ તો અદ્‌ભુત જ હોયને! છતાં આજે ૩૦ વર્ષે યે એ ઉંડી ઘેરી ઝરણાં જેવી શેઢીનાં સ્વપ્નાં વિસરાતાં નથી.

એક વેળા વર્ષામાં પેટલાદ ગયો હતો. શાળામાંથી સ્હવારે ફરવા નિકળ્યા. ઉપર મેઘે છત્ર કીધું હતું: વસુધાએ પોતાની વસુઓની વિભૂતિ ઉભરાતી ઢોળી હતી. વગડામાં થોડેક ગયા ત્યાં મ્હેં પૂછ્યું, “આ કોનો બાગ છે?” મને ઉત્તર મળ્યો કે “આ તો ખેતર છે.”

**વાત્ર**કથી **મહી** સુધી ને કાળજૂના **વૌઠા**ના **સપ્ત**સંગમથી તે **ગળતીશ્વર**ના **સિદ્ધરાજ**પ્રાચીન **સંગમતીર્થ** સુધી **ચરોતર**ની કુઞ્જોએ એક અનુપમ કુદરતી મહાઉદ્યાન રચેલું છે, **ચરોતરવાસીઓને** માણવાને કાજ. એવી અદ્‌ભુત ઉભી છે એ વનકુઞ્જોની વનલક્ષ્મી. અને એ કુઞ્જે કુઞ્જે છે દેવનાં ધામ કે ભક્તના વિશ્રામ. **સંદેશ્વર**માં છે **પ્રી**તમ ભક્ત, **સાવલી**માં છે **ધીરો** ભક્ત. **વડતાલ**ના વડલા અને અમરાઈઓ તો આજે ય **સ્વામીનારાયણ**ના સન્તમંડળનાં ભજનકીર્તનથી ગાજે છે. **ડાકોરજી**ની **ગોમતી**ની કુઞ્જઘટાઓ તો પૂર્ણિમાએ પૂર્ણિમાએ ચન્દનીનાં પૂર સાથે હોડ કરતી કવિતમધુરપથી છલકાય છે. **વડતાલ**ની અમરાઈઓ પાછળ **આશાપૂરી**ના માઢ ઉભા છે, ને **મહીસાગર**ને તીરે, અન્તરિક્ષના તંબુના કુવાસ્થંભ સરિખડું, **ગળતીશ્વર**નું ઉત્તુંગ મન્દિરશિખર **ચરોતર**ને આમન્ત્રતું ઉભું છે. સાત સાત નદીઓને સંગમતીર્થે આજે યે **શરદ**ની છેલ્લી તિથિઓએ **દેવદિવાળી**માં વીસ વીસ હજારની મનુષ્યમેદની યાત્રાએ આવે છે. આ નવયુગમાં યે **ગાંધીજી**ના ગુરુ શ્રીમદ્ **રાયચંદ્રજી** **અગાસ**માં આવી વસ્યા છે, ને **વડતાલ**થી રિસામણે નિકળેલા **યજ્ઞપુરુષદાસજી** **બોચાસણ**માં મન્દિરમહેલાતો બાંધે છે. **ડભાણ** મહાન્ તીર્થ થતાં થતાં રહી ગયું. **સન્તરામજી**ના સન્તોએ પણ સરોવરતીરે **સન્તરામ** સ્થાપેલ છે,

અને **ચરોતર**ની એ વનલક્ષ્મીની વચ્ચે કલાલક્ષ્મી યે ઠીક ઠીક મહોરેલી છે. **ડાકોરજી**નું **દ્વારિકાધીશ**નું ઉન્નતશૃંગમન્દિર કે **વડતાલ**નો **સ્વામીનારાયણ**નો પથરાએલો મન્દિર-

વિસ્તાર યુરોપના કોઇ પણ કેથીડ્રલની શોભા કે રોનકથી ઉતરે એવો છે? ઉત્તરસંડા, પેટલાદ ને સોજીત્રાની બેઠા ઘાટની હવેલીઓમાંની સુઘડતા ને રસિકતા એ ગ્રામવાસીઓના હૃદયમાંની રસિકતાને રંગે રંગાએલી છે. ખંભાતમાંની નવી વ્હોરવાડ ને કપડવણજમાંની જૂની વ્હોરવાડની સ્વચ્છતા આજે યે ઉચ્ચારે છે કે જૂના સમયના બ્રાહ્મણોની એ સ્વચ્છતા છે. ભાદરણની આધુનિક પ્રજાકીય સુખસગવડને કારણે તો ભાદરણવાસીઓ પોતાના વતનને આદર્શ ગામ ભાખે છે. વસોમાંની દરબાર શ્રી ગોપાલદાસની હવેલીના ચોક વચ્ચે ઉભા રહો, તમને ઘટાટોપ પેઠે ઘેરી વળેલી લક્કડકામમાંની કોતરણીકળા નિહાળો, તો લાગશે કે અમદાવાદની ટંકશાળની હવેલી ને શામળ બહેચરની હવેલીમાંથી જાણે કલાસામગ્રી આણી વસોમાં ઉભી કીધી ન હોય?

જે દેશમાં કુદરતના ફૂવારા ઉડી રહ્યા હોય છે ત્યાં માનવકલાના યે ફૂવારા ઉડી રહે છે. ચરોતરમાં યે એવું બન્યું છે. ચરોતરનું પ્રાચીન સાહિત્ય ને નડિયાદનું અર્વાચીન સાહિત્ય એ સૌન્દર્ય–સંસાર–સૂત્રના સાક્ષીઓ છે.

ચરોતરની રસકુંજોનાં રસરસિલાંઓ! અમદાવાદ એટલે ગૂજરાતની પાટનગરી અને ઉદ્યોગનગરી; ડાકોર એટલે ગૂજરાતની કૃષ્ણનગરી; વડોદરા એટલે ગૂજરાતનું પ્રાચીન કાવ્યતીર્થ; એમ નડિયાદ એટલે ગૂજરાતનું અર્વાચીન સાહિત્યતીર્થ. કોઇ એવડી એક નગરીમાં એટએટલા સાહિત્યકારો આ યુગમાં જન્મ્યા જાણ્યા નથી.

**નડિયાદ**માં નવ સરોવરો છે, **અમદાવાદ** કે **ભરૂચ**ને યે એટએટલાં સરોવરો નથી. રસસાગરનાં અવિરામ હેલિયાં ઉછાળતા રસજળભર્યાં સાહિત્યસર્જકોનાં **નડિયાદ**માં યે નવ-નવ સરોવરો છે.

**મણિલાલ**, **બાલાશંકર**, **ઝવેરીલાલ**, **દોલતરામ**, **છગન-લાલ**, **મનઃસુખરામ**, **ગોવર્ધનરામ**, **ફુલચંદભાઇ** ને **પૃથુ શુક્લ**; એ નામાવલિ ઉચ્ચરતાં જ, **ગાન્ધર્વનગરી**ઓ સમી, નાનીમોટી કંઇ કંઇ સાહિત્યનગરીઓ મનોદૃષ્ટિ સમ્મુખ ખડી થાય છે.

સનાતન આર્યત્વના ઉંડા પાયા માંડી ઉપર નવસંસારના મ્હેલ રચવા એ આપણા ભારતીય સંસારશાસ્ત્રના કલ્યાણ-માર્ગનું ને ઉદ્ધારતીર્થનું પરમ સૂત્ર. **ગુર્જર** દેશે એ આપણું કલ્યાણસૂત્ર નવયુગના ઋષિ સમા કો પુરુષવરે કવનમાં અને જીવનમાં પાળ્યું હોય તો તે **દલપતરામે**; ને ગુર્જર કુઞ્જો-માંના ઋષિઆશ્રમ સમા કો કુઞ્જગ્રામે પાળ્યું હોય તો તે **નડિયાદ**ના મહારથીઓએ. **મણિલાલ**ના ગુલાબસિંહ ને **ગોવર્ધનરામ**ના **સરસ્વતીચંદ્ર** જેવી આર્યત્વનિર્ઝરતી નવલ-કથાઓ આપણે ત્યાં લખાશે ત્યારે વાંચીશું. કલ્યાણગ્રામની કલ્યાણસંસ્થાની ભાવનાનાં સ્વપ્નાં પણ અન્ય નગરોમાં હજી પડયાં નથી. '**સુદર્શન**' માસિક **નડિયાદ**માંથી નિકળતું; ને **સુદર્શન** એટલે આર્યત્વનો કિલ્લો. **અદ્વૈતવાદ**ના એવા ગાંડીવટંકાર ત્યારે **નડિયાદ**માંથી ગાજતા. **કલાપી**એ નિજના રસગુરુ **નડિયાદ**માંથી શોધી લીધા હતા. રા. **આનન્દશંકર**થી માંડીને ત્યારનો **ગૂજરાત**નો નવયુવકવર્ગ અહીંના રસદેવોનાં

દર્શને આવતો, અહીંની મન્ત્રઘોષણા ઝીલતો, અહીંની આરતીમાં પોતાની દીવેટ પૂરી જતો. બીજાં માસિકો સુદર્શનનાં પ્રતિસ્પર્ધી હતાં; પણ ગૂજરાતભરમાં તો કૃષ્ણતીર્થના આ પાડોશમાંથી પ્રકટતા શ્રી કૃષ્ણદેવના પરમ આયુધ 'સુદર્શન'ની આણ પ્રવર્તતી.

મણિલાલ, મનઃસુખરામ ને ગોવર્ધનરામ એટલે નિજ યુગના આર્યત્વના ચોધરાજો. આર્યત્વના યોદ્ધા થવે એમને ગુણજ્ઞ ગૂજરાતે ગુણપૂજાથી વધાવ્યા છે, તેમ વિરોધીઓએ નિન્દાથી ઓછા વધાવ્યા નથી. વર્ષોનાં વર્ષો સુધી એક સરિખડો ભદ્રંભદ્ર લખાતો અને છપાતો. ને ત્યારનાં અને આજનાં જગતથી અજાણ્યું નથી કે પ્રસન્નમનશંકર, કુશલવપુશંકર ને વલ્લભરામ એટલે કોણ ?

કાળજૂના આર્યત્વમાં હસવા જેવું હોય એમાં આશ્ચર્ય શાં ? પણ હજી તો એક સૈકો યે નથી વીત્યો એવી નવીનતામાં હસવા જેવું ગુર્જર સંસારે શું ઓછું દીઠું છે ? એમની કલબોનાં, પ્રદર્શનોનાં, અને વંદાવધથી યે હલકી કૂથલીઓનાં નવભદ્રંભદ્ર કોઇ ભરવા બેસે તો પાંચ નવા ભદ્રંભદ્ર ન ભરાય ?

નડિયાદવાસીઓ એ ખરૂં છે કે એ મહારથીઓ આજે તમારી કુઞ્જે નથી. છતાં બાણભટ્ટને ગૂજરાતીમાં ઉતારનાર છગનલાલભાઇ છે. કાદમ્બરીનો વસ્તુઘુંચવણી સમો વાર્તાદોરો સીધો ઉકેલી, કાદમ્બરી, સાવિત્રી, અનસૂયા, શુકદેવજીની આર્યરસવન્તી નાટકાવલી રચનાર કુલચંદભાઇ હજી નડિયાદના ચોકમાં પોતાનાં કથાગીત ગજાવે છે. શ્રી મગન-

ભાઈ **ચ**તુરભાઈ ઉપનિષદોના અનુવાદમાં ગુંથાએલા છે. સાહિત્યદેશમાં મને સહુ નવીન કહે છે; એ નવીનથી યે નવીનતર મ્હેલમ્હોરન્તા આંબલિયા સરિખડો, આશાભર્યો, કોડભર્યો, રસભર્યો **પૃથુ શુક્લ** સમો સાહિત્યકુમાર તમારે ટીંબે છે. પહેલી હારમાં મનાતા કંઇ કંઇને હરાવે એવા સાહિત્યયોધરાજો હજી **ન**ડિયાદમાં વિરાજે છે.

**ન**ડિયાદ એટલે આપણું નવયુગનું સાહિત્યતીર્થ. પણ પ્રાચીન યુગમાં યે આ ભૂમિકાનો ગુણમહિમા ઓછો ન હતો.

ખેડામાં **ર**ત્નો **ભા**વસાર **મ**હિના ગાતો. એક પ્રેમાનન્દ બાદ કરતાં એ **ભા**વસારના જેવી કવિતા પ્રાચીન કે અર્વાચીન કાવ્યદેશે કેટલીક છે? **સ**ન્દેશરમાં **પ્રી**તમ વેદાન્ત ગાતો ને **મ**ણિલાલને માટે કેડી કોરતો. **સિં**હુજના ચોરામાં **ર**ખીદાસનો મહેમાન **શા**મળ **ભ**ટ્ટ સ્ત્રીચાતુરીની ને પરદુઃખભંજક શકવર્તી વીર **વિ**ક્રમદેવની કથાઓ રચતો; **ચાં**દોદકરનાળીથી **દ**યારામભાઈ **ડા**કોરજીમાં ગુરુ શોધતા આવ્યા હતા. **ડા**કોરજી ને **વ**ડતાલના **ગો**મતીઘાટે હરિભક્તિની દીલડોલાવન્તી ગરબીઓ ટહુકારાતી. **વ**ડતાલમાં તો ૧૯ મી સદીના છેલ્લાં પન્દર વર્ષોના ઝાઝેરાક માસ **દ**લપતરામે પણ **હ**રિલીલામૃતનો ધર્મગ્રંથ રચવામાં ગાળ્યા હતા; ને **વ**ડતાલના તળાવતીરને વડલે હું યે આમલીપીપલી મૂખીસન્તાનો સંગાથે ખુબ ખેલ્યો છું. ગળતીશ્વરના **સિ**દ્ધરાજપ્રાચીન મેળામાં **મ**હીને આરે સારૂં **ચ**રોતર ટોળે મળતું. ભક્તોના મોરલીનાદથી ને કવિજનની કોકિલવાણીથી **ચ**રોતરનાં આંબાવાડિયાં ટહુકતાં જ આવ્યાં છે. **ચ**રોતરની ભાગ્યે જ કો અમરાઈ

હશે. જે કવિકોકિલસૂની કે ભક્તમયૂરવિહોણી હશે.

અને એકલા સાહિત્યક્ષેત્રમાં કે ભક્તિમાર્ગમાં જ **ચ**રોતર અગ્રણી નથી. ગૂજરાત, કાઠિયાવાડ, કચ્છની રાજમન્ત્રણાઓ પણ ઘણીઘણી **ચ**રોતરને પૂછાઇને ઘડાઇ છે. **મ**ણિભાઇ જશભાઇએ કચ્છ**વ**ડોદરાના મન્ત્રીપદેથી કચ્છનરેશમાં ને **વ**ડોદરાનરેશમાં રાજમન્ત્રણાના કંઇ કંઇ સદુપદેશ મૂક્યા છે. હરિદાસભાઇને ને હરિદાસભાઇના પરિવારને **વ**ઢવાણ, **ભા**વનગર, **જુ**નાગઢ આટઆટલે વર્ષે યે સંભારે છે. ઝવેરીલાલ **યા**જ્ઞિકે **સ**ર **ફી**રોઝશાહની સંગાથે આપણી **મુ**મ્બાઇ ઇલાકાની કાઉન્સિલના પાયા પૂર્યા. **દૌ**લતરામે **ચ**રોતરનો સીમાદેશ—દીપડાવાસી સીમાદેશ સાચવ્યો. **ર**ણછોડભાઇ ઉદયરામ સાહિત્ય ખેડતાં ખેડતાં કચ્છના રાજધુરંધર થયા. **મ**નઃસુખરામભાઇનો **ચા**યના **બા**ગનો બંગલો બોલવા માંડે તો **ભા**વનગરની, **જુ**નાગઢની, કચ્છની કંઇ કંઇ રાજમન્ત્રણાઓ, અટપટા રાજપ્રસંગો, અને કપરી રાજઘુંચવણોની ઇતિહાસકથનીઓની વહી વાંચે. **ક**લાપીને રાજ્ય છોડી સંન્યાસ લેવાના અભિલાષ જાગતા ત્યારે ત્યારે મન્ત્રણાર્થે **નં**ડિયાદ ભણી નિહાળતા. આજના આપણા પ્રમુખ શ્રી **છ**ગનલાલભાઇ ઇતિહાસ રેખા આંકે તો **ગિ**રનારની તળેટીમાંની કંઇક રાજમન્ત્રીઓની ઉથલપાથલોની વાર્તા એમની અનુભવલેખિની આલેખે. દરબાર શ્રી **ગો**પાળદાસ ને રાણી શ્રી **ભ**ક્તિલક્ષ્મીના રાજસંન્યાસ તો આજના યે **ચ**રોતરને અજવાળી રહ્યા છે.

એવો છે **ચ**રોતરનો ગુણભંડાર.

**ચ**રોતરની વનશ્રી તો આજે યે આંખ ઠારે છે. **ચ**રોતરની સાહિત્યલક્ષ્મી આજે યે મ્હોરેલી છે. **ચ**રોતરની ઘટાઓમાં ભક્તમયૂરોએ કેકાવલી ટહુકારેલી છે. **ચ**રોતરની કુઞ્જોમાંથી રાજમન્ત્રીઓએ મન્ત્રીપદને સોહાવ્યાં છે. **ચ**રોતરની વનવિભૂતિ સમો **ચ**રોતરનો ગુણભંડાર પણ સંસારસોહાણો છે.

( અર્ધશતાબ્દિના અનુભવબોલ ) **ન્હાનાલાલ દલપતરામ કવિ**

---

# ૨૦—મઘની સેવાવૃત્તિ

હજારો વર્ષ પૂર્વે **મગધ** દેશમાં **મચલ** નામના એક ગામડામાં એક ખેડૂતના કુટુમ્બમાં **મઘ** જનમ્યો હતો. તે જ્યારે ઉમ્મર લાયક થયો ત્યારે પોતાના ગામના લોકોની સ્વાર્થપરાયણતા જોઇ મનમાં ખૂબ ખિન્ન થયો. તે પોતાના ગામના રસ્તા સાફ કરવાનું, ગંદવાડ વહી વહીને બહાર ફેંકવાનું, પીવાના પાણીમાં ગંદુ પાણી જાય નહિ માટે કૂવાને પાળ બાંધવાનું, વગેરે બીજાં એવાં જ લોકોપયોગી કામો કરતો; પરન્તુ તેના આ કામથી રાજી થવાને બદલે ગામના લોકો તેને દોષ દેતા. તેઓ ચોરાઓ પર કે દારૂનાં પીઠાં પર ભેગા થઇ કહેતા કે “અરે, આ પેલો ગાંડીઓ **મઘ**! પોતાના ઘરનું કામ છોડીને ચાલ્યો નકામી માથાફોડ કરવાને! એકલાથી તે કદી આખા ગામનું હિત થયું છે કે? આપણે ભલા ને આપણું કામ ભલું, તેને બદલે આ

ભલું કરવા નિકળ્યો છે! શું કરવું છે આપણે આખા ગામને? **મ**ઘને પોતાની મૂર્ખાઇ સારૂ કોઇક દિવસ પશ્ચાતાપ કરવો પડશે!"

**મ**ઘની છચોક નિન્દા થતી, એટલું જ નહિ પણ તેનાં સગાં પણ તેની વિરૂદ્ધ હતાં. તોપણ તેણે પોતાનું કર્તવ્ય છોડી દીધું નહિ. **મ**ઘ એક દિવસ એકાદ રસ્તો સાફ કરે અને બીજે જ દિવસે આસપાસનાં ઘરમાંથી સ્ત્રીઓ કચરો નાખી જાય. કોઇ વૃદ્ધ કહે કે આ ગંદવાડ શું કામ કરો છો? તો તેઓ કહેતી, "તમારે શું? પેલો **મ**ઘ મૂઓ છે ને! તે આવશે અને કરશે સાફ!"

**મ**ઘના આત્મસંયમનું પરિણામ જૂના જમાનાના લોક ઉપર તો કંઇ પણ થયું નહિ, પરન્તુ **મ**ઘનો આ માર્ગ સારો કેમ ન હોય એવી એક બે તરૂણોને શંકા આવવા લાગી.

ગામના બે તરૂણ મિત્રો **મ**ઘથી આકર્ષાઇને તેને ગુરુ કરવાના ઇરાદાથી તેની પાસે ગયા અને બોલ્યા, "આજ સુધી અમે તારી ઉપેક્ષા કરી એ માટે અમને અત્યન્ત દુઃખ થાય છે. અભાગીને પોતાને ઘેર પડેલી થાપણની જેમ ખબર ન પડે તેમ જ તારા સદ્ગુણની, તું અમારી પાસે હોવા છતાં, અમને ખબર પડી નહિ. આજથી અમે તારા શિષ્ય થઇ તારૂં અનુકરણ કરી સત્કૃત્યમાં કાળ ગાળવાનો નિશ્ચય કર્યો છે."

**મ**ઘ બોલ્યો, "મિત્રો, સદાચરણમાં કાળનો સદ્વ્યય કરવાની તમારી ઇચ્છા માટે તમને ધન્ય છે. પરન્તુ આ

માટે મારૂં શિષ્યત્વ સ્વીકારવાની આવશ્યકતા નથી. મારા જેવા તો મર્ત્ય નાશવન્ત છે એ તમે જાણો જ છો. માટે આવા ક્ષણભંગુર પ્રાણીનું શિષ્યત્વ ન સ્વીકારતાં આપણે બધા ધર્મનું શિષ્યત્વ સ્વીકારીએ એ સારૂં. કારણ ધર્મ શાશ્વત છે, તે અનાદિ છે. તેને આપણી પાસેથી કોઇ પણ દૂર કરી શકે એમ નથી.

કુમાર્ગથી નિવૃત્તિ અને સત્કર્મમાં પ્રવૃત્તિ એને સાધુ લોક 'શીલ' કહે છે. પ્રાણીનો ઘાત ન કરવો, ચોરી ન કરવી, વ્યભિચાર ન કરવો, અસત્ય ભાષણ ન કરવું અને માદક પદાર્થનું સેવન ન કરવું—એ પાંચ નિયમ એક નિષ્ઠાથી પાળીએ તો આપણે કુકર્મથી બચી જઇએ. અને પરોપકારાદિ સત્કૃત્યમાં આપણા કાળનો ઉપયોગ કરી શકીએ."

તરૂણ બોલ્યા, "આજથી આ પાંચ નિયમ અમે બરાબર શ્રદ્ધાપૂર્વક પાળીશું અને ઘરકામથી બચેલો કાળ સત્કર્મમાં ગાળીશું."

આમ ધીરે ધીરે મઘને ત્રીસ અનુયાયી મળ્યા. તે સૌએ મળી રોગી લોકો માટે અને અનાથ અપંગ લોકો માટે એક ધર્મશાળા સ્થાપન કરી, આસપાસના ગામના રસ્તા સાફ કર્યા, નાના નાના પૂલો બાંધ્યા, તળાવ ખોદ્યાં અને એવાં બીજાં લોકોપયોગી કામો કર્યાં. આ ઉપરાન્ત તેઓ પોતાના પરગણાના લોકોને પંચશીલનો ઉપદેશ કરતા. આ તેમના કૃત્યનું આખા પરગણા ઉપર એવું પરિણામ થયું કે થોડા અપવાદ બાદ કરતાં ત્યાંના બધા લોક સદાચારી બન્યા,

દ્વારનાં પીઠાંવાળાને પોતાની દુકાનો બન્ધ કરવી પડી, અને ત્યાંના સુખી (ન્યાય અને વસુલી કામદાર) ને દંડના રૂપમાં ઘણી જ મોટી પ્રાપ્તિ થતી, તે નહિ જેવી થઇ ગઇ.

આ પરગણાના લોકોમાં પહેલાં એટલા ટંટા થતા કે તેનો નિકાલ કરતાં સુખીને જમવાની સુદ્ધાં ફુરસદ મળતી નહિ; પણ હવે સુખીને આખો દિવસ તકીયાને અઢેલી વાતો કરતાં બેસવું, અને કચેરીનો વખત પૂરો થતાં ઘેર જવું, એટલો જ ઉદ્યોગ રહ્યો. પોતાના પરગણામાં સ્થિતિ આવી કેમ પલટાઇ ગઇ તેની તપાસ કરતાં મઘ અને તેના ત્રીસ અનુયાયીઓએ આ બધી ક્રાન્તિ કર્યાનું સુખીને જણાયું. આ ત્રીસેને આ પ્રદેશમાંથી ઉંચકી લીધા સિવાય લોકો પહેલાંના જેવી સ્થિતિમાં આવશે નહિ એમ વિચારી કાંઇ જરૂરી કામ માટે પોતે મગધ દેશના રાજાને મળવા જાય છે એમ પોતાના હાથ નીચેના લોકોને જણાવી તેણે રાજધાનીનો રસ્તો પકડયો.

રાજાને મળી સુખી બોલ્યો, “મહારાજ, શું કહેવું ? અમારા દેશમાં ત્રીસ તોફાનીઓ અને તેમના નાયકે ઘણો જ ઉત્પાત મચાવી મૂકયો છે. બધા લોક ગામ છોડી ભાગે છે અને હરામખોરોના ડરથી અમારા પ્રદેશમાં બીજા લોક આવતા નથી. આ પ્રમાણે ખેતી, વેપારરોજગાર બધું બન્ધ પડી ગયું છે. હવે આપને અમારા પરગણામાં જ નહિ, પણ આસપાસના સૌ પ્રાન્તમાં પણ કર વસુલ કરવો અશક્ય થઇ પડશે.”

રાજા અતિશય સન્તાપ પામી બોલ્યો, “આ વાત તમેં મને જણાવી એ બહુ સારૂં થયું. તમારી સાથે હું નાની ફોજ આપું છું, તેની સહાયથી તમે તે તોફાનીઓને પકડી લાવો.”

સુખીએ પોતાના પરગણામાં જઇ મઘ અને તેના સાથીઓને પકડ્યા. તેઓએ સુખીનો કાંઇ પણ વિરોધ કર્યો નહિ. “તેમને પકડવા માટે રાજાનો હુકમ છે,” એમ કહેતાની સાથે જ તેઓ પોતાની મેળે સ્વાધીન થયા. તેમના હાથપગમાં બેડીઓ ઘાલી દીધી, અને તેમને પકડી આણ્યાની વરદી રાજાને આપી. રાજા તે વખતે અંતઃપુરમાં હતો. આ દરોડાખોરોને જોવાને તેને ફુરસદ ન હતી. તેણે ત્યાંથી જ હુકમ છોડ્યો કે તોફાનીઓને મહેલના આંગણામાં ઉંધા સુવાડી તેમના શરીર પર હાથી ચલાવો.

રાજાના હુકમ પ્રમાણે મઘ અને તેના સાથીઓને મુસ્કેટાટ બાંધી ઉંધા સુવાડવામાં આવ્યા. પછી હસ્તિશાળામાંથી એક મદોન્મત્ત હાથી તેમના પર છોડવાને સજ્જ કરવામાં આવ્યો.

મઘે પોતાના અનુયાયીઓને કહ્યું, “ભાઇઓ, આજ સુધી આપણે સદાચારમાં કાળ ગાળ્યો છે. હવે આપણામાંના કોકને એમ લાગવાનો સમ્ભવ છે કે સદાચરણથી મનુષ્ય સુખી જ થાય છે એમ નથી. અમે અમારૂં જીવન સત્કર્મમાં જ ગાળ્યું છે, છતાં અમારા પર આ સંકટ કેમ આવ્યું? પણ મિત્રો, આ સમયે એવા વિચારનો સ્પર્શ પણ તમારા દિલને થવા દેશો નહિ. આ લોકમાં ન્યાયયુક્ત વ્યવહાર નહિ હોય, છતાં પરલોકમાં આપણા કર્મોનું યોગ્ય ફળ

આપણને મળવાનું છે. આ લોકમાં કોઈ લુચ્ચો માણસ પુષ્કળ સમ્પત્તિ મેળવે છે, તો કોઈ સત્પુરુષ દારિદ્રયમાં દળાય છે; એટલે આ લોકમાં તો માણસને ન્યાય મળતો નથી, એ ઉઘાડું છે; પરન્તુ આપણાં કર્મોથી આપણે એટલા બધા બન્ધનમાં આવી જઈએ છીએ કે તેને લીધે પરલોકમાં આપણો છૂટકારો થવો અત્યન્ત અશક્ય થઈ પડે છે. માટે આપણાં કર્મો જ આપણા રક્ષક અને આપણાં કર્મો જ આપણા ન્યાયાધીશ થશે, એ પક્કું ધ્યાનમાં રાખો. વળી તમારા મનને ખોટું લાગતું હોય તે વખતે જો તમારૂં મરણ થશે તો તેનું પરિણામ અત્યન્ત અનિષ્ટ આવવાનું, કેમકે મનુષ્યનું મન અસ્થિર હોય તેવે વખતે જો તેનું મરણ થાય તો પુનર્જન્મમાં તે હીનયોનિમાં જન્મે છે, એવાં ઋષિ-મુનિઓનાં વચન છે, તેથી આ પ્રસંગે તમારી મૈત્રી ભાવના દૃઢ કરો. જેવો તમારો લોક પર પ્રેમ હતો તેવો જ તમારી ઉપર ફરિયાદ કરનાર મુખી પર, તમને મારવાનો હુકમ કરનાર રાજા પર, અને તમને મારવાને પ્રવૃત્ત થયેલા આ હાથી પર તમારો પ્રેમ થવા દો. શત્રુ, મિત્ર, તટસ્થ અને હું એવા ભેદો મનમાંથી કાઢી નાખી સર્વની ઉપર મૈત્રી થવા દો. એક દેહનાં જેમ ભિન્ન ભિન્ન અંગો હોય છે તેમજ આપણે એક વિશ્વનાં અંગ છીએ, એ સમજ ઢીલી પડવા દેશો નહિ. આજ પર્યન્ત કરેલાં સત્કૃત્યોનું તમે આ સમયે ચિન્તન કરો."

હવે જ્યારે મઘ અને તેના સાથીઓને મારવા માટે માવતે હાથીને આગળ આણ્યો ત્યારે તે મોટેથી કીકીયારી

પાડી એકદમ પાછા હઠયો ! કેમે કર્યો તે તેમના શરીર પર પગ દે જ નહિ ! ફરી બીજો, ત્રીજો એમ બે ચાર હાથી આણ્યા, પરન્તુ તે સર્વ માવતના અંકુશના મારની દરકાર ન કરતાં કીકીયારી કરી પાછળ હઠયા. એકે હાથીએ મઘને અને તેના સાથીઓને ઉપદ્રવ કર્યો નહિ !

આ સમાચાર રાજાને મળતાં જ તે બોલ્યો, "આ લોકો હાથીનો મન્ત્ર જાણતા હોવા જોઇએ કે તેમની પાસે કંઇ જડીબુટ્ટી હોવી જોઇએ."

મઘ બોલ્યો, "મહારાજ, અમારો મન્ત્ર કહીએ તો આજ સુધી અમે એકનિષ્ઠાથી શીલનું પાલન કરતા આવ્યા છીએ, જાણીબુઝીને અમે કોઇ પ્રાણીનો ઘાત કર્યો નથી, પરસ્ત્રીને અમે માત સમાન માનીએ છીએ, અસત્ય ભાષણ અમે કદીયે કર્યું નથી, અને મદ્યાદિ માદક પદાર્થોથી અમે અલિપ્ત રહ્યા છીએ. આ સિવાય આપની પ્રજાની સેવા અમે યથામતિ કરતા આવ્યા છીએ, અમારા પર ઓચિંતો જ્યારે આ પ્રસંગ આવ્યો ત્યારે મેં મારા મિત્રોને હિમ્મતથી કહ્યું કે આપણને પકડનાર મુખી પર, મારવાનો હુકમ આપનાર મહારાજ પર અને મારનારા હાથી પર આપણે બધાએ મૈત્રીની ભાવના રાખવી. કોઇ પણ પ્રકારે ક્રોધનો સ્પર્શ આપણા મનને થવા ન દેવો. અમારા આ શીલનો અને મૈત્રીનો પ્રભાવ એ જ અમારો મન્ત્ર છે."

રાજાએ પોતાના દૂત મોકલીને મઘના ગામની અને આસપાસના ગામની ખરી સ્થિતિ શું છે તેની ખાતરી કરી ત્યારે તેને જણાયું કે મઘ અને તેના સાથીઓએ તે

પ્રાન્તની ઉત્તમ સુધારણા કરી છે. ત્યાંના લોક સુખી હોઇ પરસ્પર અત્યન્ત પ્રેમથી વર્તે છે. ચોરી, મારામારી, ટંટા-ફિસાદ, વગેરે વસ્તુઓ તે પ્રાન્તમાં નામશેષ થઇ છે. આ જાણીને રાજાએ ખોટી ફરિયાદ કરનારા પેલા મુખીને પકડીને એકદમ ફાંસી દેવાનો હુકમ આપ્યો, અને તેની જગાએ **મઘ**ને નીમવામાં આવ્યો. ત્યારે **મઘ** રાજા પાસે ગયો અને મુખીને માફી આપવાની વિનતિ કરી તે બોલ્યો, "મહા-રાજ, આ મુખી ન હોત તો અમને આપના દર્શનનો યોગ ન મળ્યો હોત. અમારા શીલને અને મૈત્રીને કસોટીએ ચઢાવી જોવાની સન્ધિ એણે મેળવી આપી તેથી તે અમને પ્રિય છે. મહારાજ, એને જીવતદાન આપવું એવી અમારી નમ્ર વિનતિ છે."

**મઘ**ની વિનતિને માન આપી રાજાએ મુખીને છોડી મુકયો.

(બુદ્ધલીલાસાર સંગ્રહ) **ધર્માનન્દ કોસમ્બી**

---

# ૨૧—જોષીખુઆ

(**દ્વાર**કાંના યાદવ **સત્રા**જીતને **સત્ય**ભામા નામની સુન્દર પુત્રી હતી. શ્રી કૃષ્ણ તેને ચાહતા હતા પણ તેમને અણબનાવ હોવાથી **સત્રા**જીત શ્રી કૃષ્ણ સાથે **સત્ય**ભામાને પરણાવવાની વિરૂદ્ધ હતા. એક વખત શ્રી કૃષ્ણ-ના ગોપબન્ધુ **શ્રી**દામાની શિખવણીથી **સત્ય**ભામાની સખી **ના**ગરિકાએ સુવર્ણસરોજીકામાં શ્રી કૃષ્ણ સાથે તેનો ભેટો કરાવ્યો. આ મેળાપની **સત્રા**-જીતને ખબર પડતાં તેણે **સત્ય**ભામાને એક ઓરડીમાં કેદ પૂરી અને **ના**ગરિકાને કાઢી મૂકી. ત્યાર પછી શ્રી કૃષ્ણે **સત્ય**ભામાની ભાળ કાઢવા **શ્રી**દામાને મોકલ્યા. એ વખતે **શ્રી**દામો **ના**ગરિકાને મળે છે.)

**નાગરિકા**—વારૂ કહે, તું કંઇ જતો’તો ? ખરૂં કહેજે હો.

**શ્રીદામો**—( નાગરિકાને ગળે હાથ મૂકીને ) તારા સમ કે મારી જાતના સમ, હું જો જૂઠું બોલું તો. મને કૃષ્ણદેવે તારી સખીની શોધ માટે મોકલ્યો છે અને કહ્યું છે કે ગમે તહીંથી પણ તું એની ભાળ કાઢી લાવ. મને તારી કનેથી ભાળ મળવાની આશા હતી માટે હું તારી કને આવતો હતો. હવે તું ભાળ કહે કે હું જઇ તે દેવને જણાવું.

**નાગરિકા**—( સખેદ ) શિવ શિવ ! હવે મારાથી કંઇ પણ થઇ શકશે નહિ. એ બિચારી સારિકા કોઇ પાંજરામાં પુરાઇ રહી છે, કે નથી થતાં દર્શન કે નથી સુણાતો શબ્દ. શ્રીદામા, હું શું કરૂં ? જે મારાથી નથી જ બને એવું, તેને માટે મારે કેમ કરવું તે તું જ કહે.

**શ્રીદામો**—પણ તે પીંજરાનું બારણું કેણી ગમ છે તે તું જાણે છે કે નહિ ? જો જાણતી હોય તો તું અને હું એ જણ જઇ બારણું ઉઘાડી નાખીએ.

**નાગરિકા**—સખા, બારણું તો એ જ કે મારી સખીની માની કોટે જે કુંચી છે તે જો હાથ આવે તો હું **સત્ય**-ભામાને મળી સર્વ સમાચાર જેમ કોઇ ન જાણે તેમ લેઇ આવું. પણ એ તો ભોરંગના માથાના મણિ જેવું છે.

**શ્રીદામો**—ત્યારે તું જા અને ગમે તેમ કરી લેઇ આવ. પટરાણીની સખી તે કષ્ટ વેઠ્યા વગર થવાય !

**નાગરિકા**—મારાથી તે આવે ય નહિ અને હું તે લેવા જઉં ય નહિ !

**શ્રી**દામો—વારૂ, હું જો તને આણી આપું તો ?

**ના**ગરિકા—ખેડશી મારવી જવા દે; જો તું તે લાવી આપે તો હું **સ**ત્યભામાના મનની સહુ વાત પલકમાં ગમે તેમ કરીને આણી આપ્યા વગર રહું નહિ.

**શ્રી**દામો—ત્યારે ચાલ્ય તારે ત્યાં. (કાનમાં) જો હું આમ કરૂં તો કેમ ?

**ના**ગરિકા—ભાઇ, તું જાણે અને તારૂં કામ જાણે. તું જો મને કુંચી આણી આપીશ તો હું મારે શિરસાટે પણ કહેલું છે તેટલું કરીશ.

**શ્રી**દામો—(કંઇક વાર વિચાર કરી) વારૂ, ત્યારે ચાલ્ય હવે ઉતાવળી. જે મારાથી થાય છે તે હું કરવાને પાછી પાની કરૂં તેવો નથી. (એમ કહી બન્ને ઉતાવળાં ચાલ્યાં જાય છે.)

(પછી બે ત્રણ પુરકુમાર પ્રવેશ કરે છે.)

**ચ**ન્દ્રક—અલ્યા **ચા**તુરક, મેં તો આમ આમ (હાથ હલાવી) કરતેક જે એક લગાવી દીધીકની કે એ બામણાનું પાઘડું ડફ લઇ હેઠું પડયું એટલે ધડધડ હડી કાઢી મારવા ધાયો.

**ચા**તુરક—ભાઇ, હું તો તેં ઉડાવેલી ગિલ્લી લેવા આઘે સુધી ગયો'તો તેથી મને પહેલાં શું થયું તેની ખબર નથી. અબે, તે તું મને કહી બતાવ જોઇએ.

**ચ**ન્દ્રક—(આમતેમ જોતો) અલ્યા, એમાં તે શું કહેવું'તું. મેં વકેટ મારી અને તું ગિલ્લી લેવા ગયો તે વેળાએ એ બામણ મને પૂછવા લાગ્યો કે તેં વિદર્ભવાળી વૈદર્ભીનું ઘર લહ્યું છે ? બંદાએ ના કહી ત્યારે એણે મને ગાળ ભાંડી એટલે મેં આમ આમ (હાથ હલાવી) કરી લગાવી કે

એનું પાઘડું પડી ગયું તે તો દોસ્ત તેં પણ દીઠું. પછી આપણે અહીં નાશી આવ્યા તે તો તને ખબર જ છે.

( એવામાં કોઇ આવતું હોય એવો પડઘો સંભળાય છે. )

**ચાતુરક**—( પડઘા સાંભળી ) અલ્યા, નાસ રે બાપ! જો પેલો બામણો મારવા આવ્યો. ( એટલે બન્ને જણ નાસવા માંડે છે અને **સત્યવ્રત** પ્રવેશ કરે છે. )

**સત્યવ્રત**—**ચન્દ્રક**, **ચન્દ્રક**, અલ્યા, કેમ નાસો છો?

**ચાતુરક**—( તેને જોઇ ) ભાઇ **ચન્દ્રક**, નાસીશ મા; એ તો આપણો દોસ્ત **સત્યવ્રત** છે.

**સત્યવ્રત**—તમે એવું શું કર્યું છે કે બીધેલા જેવા જણાવ છો?

**ચન્દ્રક**—( સત્યવ્રતના કાનમાં ) ભાઇ, આમનું આમ થયું.

**સત્યવ્રત**—હવેથી એવું કરતા મા હોં; એવા બામણ તો બાળીને ભસમ કરી દે.

**ચન્દ્રક**—અબે, પણ અમે એનું પહેલાં ઓછું નામ દીધું'તું? અમને શું કરવા પૂછવા આવ્યો? અમે એના બાપના ચાકર છીએ કે એને બતાવવા જઇએ? ( એવે માથામાં મોટું ટીપણું ઘાલી હાથમાં લાકડી ઝાલી **જો**ષીબુઆ પ્રવેશ કરે છે. )

**જો**ષીબુઆ—( લાકડી ઠોકી ) ઉભા રહો તમારી માના છોકરા. મારૂં! ( એમ કહી મારવા દોડે છે અને ત્રણે છોકરાં નાશી જાય છે. ) પછી **જો**ષીબુઆ–( નિઃશ્વાસ નાખી ) અરે પ્રભુ! આટલું આટલું અથડાયા તોય વિદર્ભદેશવાળી મળી નહિ. હવે હું તે શું કરૂં અને ક્યાં વાસો વસું? ( બ્રાહ્મણની એ સ્થિતિ જોઇ એક **શત્રુ**જીત નામનો યાદવ તેને પોતાની કને બોલાવે છે. )

શત્રુજીત—( મહારાજ કને આવ્યા જોઇ ) ભગવન્ત, આજે આ પુરને તમે પાવન કર્યું છે તેથી તેનાં ધન્યભાગ્ય છે. વારૂ, આપને ક્યાં જવાની ઇચ્છા છે અને કોને શોધો છો?

જોષીબુઆ—વત્સ, આ તે લોક કહે છે તે કુંડ્ડાપાટણ છે કે શું? હર હર! હું અહીં આવી ક્યાં ચઢ્યો!

શત્રુજીત—ભગવન્ત, તમારે ક્યાં જવું છે?

જોષીબુઆ—વત્સ, અમારા દેશની રૂક્મિણી અહીં પરણી છે તેની કને જવું છે.

શત્રુજીત—અહો ભગવન્ત! એ તો અમારાં સ્વામિની થાય. શું કરૂં ઋષિરાજ, જો મારાથી ચલાતું હોત તો હું તમને અવશ્ય ત્યાં સુધી પહોંચાડી આવત પણ નિરુપાય. સાધુ, તમે આ ગલીમાંથી આમ વળશો કે વિયત સાથે વાતો કરતો મહેલ જણાશે. એ જ પ્રાસાદમાં અમારાં સ્વામિની પ્રભુ સહ બિરાજતાં હશે.

જોષીબુઆ—ભદ્રમ્ ભવતુ. ( એમ કહી ચાલવા માંડે છે અને થોડે જઇ ઘરને ઓટલે ચડી પૂછે છે કે રૂક્મિણીનુ ઘર ક્યાં ? )

ચારૂમતી—( ઘર બહાર આવી પગે લાગી ) ભગવન્ત, હું સમજી નહિ કે તમે મને શું કહ્યું?

જોષીબુઆ—અહો સૌભાગ્યવતી! અમારા વિદર્ભદેશની રૂક્મિણી અહીં પરણી છે તેના પરિણયનું મુહૂર્ત આપનાર અમે જ છીએ. અમારે કાંઇ ગરજ પડી માટે મળવા આવ્યા છીએ. જો તને તેના ઘરની ભાળ હોય તો બતાવી દે; તારૂં કલ્યાણ થશે.

ચારૂમતી—ભગવન્ત, એ તો આ પુરનાં રાણી છે. એ

એમનું ઘર દેખાય. પણ મહારાજ, મારો હાથ જોતા જાઓ તો મારે ઘેર આવી ગંગાસ્નાન કરાવી ગયા જેવું થાય!

**જો**ષીબુઆ—ઠીકસ્તો; જોષી દોશી અને વટેમાર્ગુ એ ત્રણ ફોકટિયાં છે જ! પણ તેં અમારા પર ઘર બતાવવાનો ઉપકાર કર્યો તો અમારાથી જે તારૂં હિત થાય તે અમારે કરવું જોઇએ. (પછી તેને પગથી માથા સુધી જોઇ) બાઇ, તમારે એક પુત્રી છે. (ફરીથી ધ્યાન કરી) પૈસે ટકે તમે પૂરાં છો. (વળી હાથની રેષા જોઇ) તમારે તમારા સ્વામી સાથે બિયાબારૂ છે. (પુનઃ નાસિકા ગ્રહણ કરી) હમણાં તારૂં મન ઘણા જ ઉદ્વેગમાં છે અને કોઇ ઇષ્ટ વસ્તુનું દર્શન થતું નથી, હે સૌભાગ્યવતી! અમે કહી તે બધી વાત ચાચેસાચી છે. અને જો તું જૂઠી છે એમ કહે તો અમે ઉઠી ચાલ્યા જઇએ.

**ચારૂ**મતી—દૈવજ્ઞ, સર્વ સાચેસાચું છે. પણ ભગવન્ત, કહો જોઇએ, મારી સુતાને (નિઃશ્વાસ નાખી) મનગમતો સ્વામી મળશે કે નહિ? મહારાજ, એનું નામ **સ**ત્યભામા છે. જોજો હોં; ખરેખરૂં કે'જો. હું તમને ખુશી કરીશ.

**જો**ષીબુઆ—તમારી તે સુતાને બોલાવો એટલે તેનો સર્વ જોગ નક્કી કરી તમને સમજાવું; જોયા વગર કંઇ જણાય નહિ.

**ચારૂ**મતી—(નિઃશ્વાસ નાખી) ભગવન્ત, તે હમણાં અહીં છે નહિ. ઋષિરાજ, તમારા જેવાને સર્વ જણાય માટે તેને સાસરૂં સારૂં મળશે કે શી રીતે? એ બધું જો કહેવાય એવું હોય તો જોયા વગર જ કહો.

**જો**ષીબુઆ—(વિચાર કરી) વારૂ ત્યારે, ઠીક સાંભળજો

હોં ! ( રાશીઓનાં નામ દઇ અને આંગળીના વેઢા ગણી ) અરે બાઇ, તમારી પુત્રી તો કોઇ મહાધુરન્ધર રાજપુરુષની પટરાણી થાય એમ લાગે છે. જુઓ, શાસ્ત્રમાં પણ કહ્યું છે કે જેના ગ્રહ આવા હોય તેને આવું અવશ્ય મળે.

શાર્દૂલવિક્રીડિત

જો ચોથા ભુવને કદી **શનિ** રહ્યો, તો ભાગ્ય મોટું ભણ્યું,
પ્રાસાદો વસવા મળે મણિ સમા, સોનું ન જાયે ગણ્યું;
ગામો કૈંક મળે ટળે દુઃખ સહુ, રાણી બને રાજની,
એવા યોગવતી સુતા તુજતણી, છે બાઇ એ કાજની !

અપિ ચ—

સ્રગ્વિણી

સાતમે સ્થાનકે **શુક્ર** જો આવિયો,
ભાગ્ય તેનું ભળ્યું દૈવને ભાવિયો—
સ્વામી એવો મળે સંશયે શે રહું ?
કન્યકા તારી તો એ ગ્રહે છે કહું.

**ચારુ**મતી—દૈવજ્ઞ, એ તો તમારૂં કહેવું જૂઠું પડે એવું જણાય છે.

**જો**ષીબુઆ—સૂર્ય ચળે, પૃથ્વી ચળે, મેરુ ચળે, નક્ષ ચળે પણ અમારૂં વચન કદાપિ ચળે નહિ. માત્ર કંઇ દોષ હોય તો તે અમારા કહેવા પ્રમાણે નિવારવો જોઇએ.

**ચારુ**મતી—ત્યારે ભગવન્ત, કયો દોષ હશે કે મારી સુતા હમણાં મહામહાકષ્ટને વેઠે છે અને તેનું ઇચ્છેલું ઉડી જઇ અણઇચ્છેલું મળવાની તૈયારીઓ થઇ ચૂકી છે ?

**જો**ષીબુઆ—અહો સૌભાગ્યવતી, તારા ખોટા ગ્રહ તેને

નડે છે. (કોટ સામી નજર કરી) તેમ તારી ગ્રહો પ્રત્યેની કૃતિ પણ એવી અવળી છે કે ન થતું હોય તે વિઘ્ન થાય.

**ચા**રૂમતી—ગણુક, ત્યારે મારા વશા ગણી જોઇ કહો કે મને કયા ગ્રહ નડે છે અને તે નડતર હું કેમ કરૂં તો અટકે.

**જો**ષીબુઆ—(ધ્યાન કરી) જો સાંભળ; તારે આટલા આટલા ગ્રહ વાંકા છે:

સ્રગ્ધરા

જો ચોથી **સૂર્ય** રાશિ જનમતણી ગણી, વક્ર એ તો રહી છે,
માઠું તેથી બને છે તન મન તુજને, કષ્ટ ચિન્તા કહી છે;
અંગોઅંગે અતિશે અગનિ સળગતી, શાન્તિ સ્વપ્ને ન લાધે,
તારા એવા બધા છે ગ્રહ નવ નરતા, કાન્તિ તારી ન વાધે.

અપિ ચ—

અનુષ્ટુપ્

છે **શનિશ્ચર** બારે જો, દુઃખ દે તુજને અતિ;
મોટી પનોતિ અર્પે એ, જેની ગહન છે ગતિ,

**ચા**રૂમતી—ભગવન્ત, એ દોષ નિવારણ થાય એવો કંઇ ઉપાય હશે ?

**જો**ષીબુઆ—ઉપાય ન હોય એમ તો સમજવું જ નહિ.

**ચા**રૂમતી—ત્યારે ભૂદેવ, બતાવો જોઇએ; જો અઘરામાં અઘરૂં હશે તોય હું મારી લાડસઘેલી કુંવરી માટે કરીશ.

**જો**ષીબુઆ—બાઈ, તારે જે જન્મરાશિથી **સૂર્ય**ની ચોથી દશા બેઠેલી છે તે તો તારા ઘરમાં અહોરાત્ર **સૂર્ય**નું પૂજન થાય છે એટલે બહુ બાધકારક નથી; પરન્તુ જે બારમો

**શ**નિશ્ચર તારે થયો છે અને તેની સાથે સાડાસાતી પનોતી બેઠી છે તેનો તો પરિહાર કર્યા વગર છુટકો નથી.

**ચા**રૂમતી—મહારાજ, જે કરવું પડશે તે હું કરીશ. તમે કહેતાં ખંચાશો નહિ.

**જો**ષીબુઆ—અમે શા શારૂ ખંચાઇએ? અમારે નથી લેવું કે નથી દેવું! જો બાઇ, સાંભળ; એક તો તારે સોઢાએ અડકવું નહિ, બીજું જે તારા ઘરનાં જૂનાં માણસ હોય તેને જોયા વગર ખાવું નહિ, કંઇ ખખડાટ ભસડાટ થાય તે જોવા જવું નહિ, **શ**નિશ્ચરના જાપ કરાવવા, કાળાં વસ્ત્ર દાનમાં આપવાં તથા સારો બ્રાહ્મણ જોઇ તેને નિત્ય સવાશેર અડદ આપ્યા કરવા: એટલું યથાર્થપણે કરીશ એટલે તારી જે લોઢાને પાયે પનોતી બેઠેલી છે તે બદલાઇ રૂપાને પાયે થશે.

**ચા**રૂમતી—(સહર્ષ) અહો દ્વિજદેવ, એમાં તે શું? એટલું તો હું હાલતાં ચાલતાં કરૂં તેવી છું. હમણાંથી જ તમે કહ્યું તેમ વગર ભૂલે કરવા માંડું છું.

**જો**શીબુઆ—અરે બાઇ, ગ્રહ તો મોટા મોટાને ભૂલાવે તેવા છે. જો (કોટ ભણી આંગળી કરી) તારે હૈડે ચઢીને જ લોઢાની પનોતી બેઠી છે અને તું તો ભૂલ ન કરવાનું કહે છે.

**ચા**રૂમતી—હા હા મહારાજ, ખરી વાત. (એમ કહી કોટેથી કુંચી કાઢી ગોખલામાં મૂકે છે. અને પછી દૈવજ્ઞને પાંચ મહોરો આપવા જાય છે.) લ્યો દ્વિજદેવ, આ દક્ષિણા. ફૂલ નહિ ને ફૂલની પાંખડી. (એમ કહી પગે લાગે છે.)

**જો**શીબુઆ—હે સૌભાગ્યવતી, અમારે અજાચકવ્રત છે.

અમે કોઇનું દાન લેતા નથી. વારૂ, અમારા કહેવા પ્રમાણે કરશો અને તે વડે તમારૂં કામ થશે એ જ અમે દક્ષિણા સમજીએ છીએ. બેસો હવે, અમે જઇશું.

**ચારૂમતી**—(પગે લાગી) મહારાજ, ત્યારે તમે તો ખરે ખરો પરમાર્થ કર્યો હોં; ઋષિદેવ, પધારજો. આ પેલું (આંગળી કરી બતાવે છે) ઉંચુ ઘર દેખાય ત્યાં જ રૂકિમણી દેવી તમને મળશે.

**જોશીબુઆ**—શુભમ્ ભવતુ (એમ આશીર્વાદ દેઇ ચાલ્યા જાય છે અને **ચારૂમતી** પણ પોતાના ઘરમાં પેસે છે.)

(શોચનીય સ્વરૂપે **નાગરિકા** પ્રવેશ કરે છે.)

**નાગરિકા**—અરે! **શ્રીદામાને** તે શું થયું? મૂઓ પકડાઇ ગયો કે કેમ? જો એમ કંઇ થયું હશે તો હું તો રઝળી જ મરવાની છું. જેમ 'ધોબીનો કુતરો નહિ ઘરનો કે નહિ ઘાટનો,' તેવી મારી દશા થવાની છે. (એવે કોઇ આવ્યાનો ખખડાટ સાંભળી કાન દે છે.)

**શ્રીદામો**—(સસ્મિત) કેમ **નાગરિકા**, કંઇ તારે દશા બશા જોવડાવવી છે? અમે દાટેલાં ધન પણ કહી શકીએ એવા છીએ.

**નાગરિકા**—હવે કહ્યું કહ્યું! જો જોષી થયા છો તો કહો જોઇએ મારી સખીને જે મેડી પર પૂરી રાખી દાદરે તાળું વાસ્યું છે તેની કુંચી હમણાં ક્યાં છે?

**શ્રીદામો**—(સહર્ષ) દક્ષિણ દિશાના મોટા તાકા કનેના નાના ગોખલામાં છે. જા જઇ જો, અને કદાપિ ન જડે તો આવી ફૂટ કહેજે.

નાગરિકા—શીશી ને ફટાક. ના જડે તો ફટ કહેજે; એમાં કંઇ આપવું કે લેવું છે!

શ્રીદામો—(નાગરિકાને ગળે હાથ મૂકી) જા જા ખચીત. (પછી કાનમાં વીતી વાત કહે છે.) તું જઇ આવીને સમાચાર કહીશ ત્યારે મારાથી દેવ કને જવાશે.

નાગરિકા—જો એમ તું કુંચીનું નક્કી જ કરી આવ્યો છે તો હું પણ એક પલકમાં ખબર લેઇ આવી જાણજે. મને પણ મારી સખીના બાપ મનાવી તેડી જવા આવ્યા'તા પણ હું તારે કાજે ગઇ નહિ અને પછી જવાનો વાયદો કર્યો છે. જો જોશે તો મળીશું અને જો નહિ જુએ તો તારૂં ધાર્યું કામ કરી પાછાં વળીશું. પણ તું આ તારો વેશ કાઢી નાખી બેસજે હોં. (એમ કહી ચાલી જાય છે અને શ્રીદામો પણ પોષાક બદલવા રવાને થાય છે.)

(રોપદર્શિકાસત્યભામાખ્યાન) પ્રેમાનન્દ

---

# ૨૨—ઉન્નતિની સાર્થકતા

પ્રાણી માત્રનું કલ્યાણ કરવાનું સાધન થવાય એ જ ઉદયનું ફલ એ વાત સદાકાળ લક્ષમાં રાખવી જોઇએ. જે ઉદય પામેલાથી કોઇનું કલ્યાણ નથી થયું. તેનો ઉદય નિષ્ફલ છે. સૂર્યનાં કિરણોથી સ્વાભાવિક નીચ ગતિવાળા જલનાં કણ આ પૃથ્વી પરથી ઉંચે જાય છે અને અન્તે નિર્મલ અને મિષ્ટ થઇ પાછાં પૃથ્વી ઉપર વર્ષે છે અને પ્રાણી માત્રના સુખની વૃદ્ધિ કરે છે. તેમ ઈશ્વરકૃપાથી

જે પુરુષ ઉચ્ચ ઉદય પામે તે પણ પોતાના ગુણોથી ઘણાં પ્રાણીના સુખની વૃદ્ધિ કરવા પ્રયત્ન કરે ત્યારે જ તેનો ઉચ્ચ ઉદય સાર્થક થયો એમ સમજવું. જે ઉદયથી કોઇને લાભ નથી તે ઉદય મિથ્યા છે. લોકનું હિત કરવું એ જ ઉદયનું સ્વરૂપ અને તત્ત્વ છે; એ સત્યતા ઉદય પામતા પુરુષોએ મનમાં સજ્જડ કરી રાખવી જોઇએ, અને આરંભ-થી જ લોકોપકાર પાછળ સર્વ યત્ન કરવા જોઇએ. પોતાના નિમિત્તથી લોકોને સુખી થયેલા જે જુવે છે, ને તેને જે આનન્દ થાય છે તેનો અનુભવ તો તેને જ છે.

આ જગતના પદાર્થ માત્ર અસ્થિર છે. ઉદય પામનાર ક્યાં અટકશે અને ક્યારે પડશે એ કોઇથી કહી શકાતું નથી. ચઢે તે સદા પડવાના માર્ગમાં છે. એક ક્ષણમાં અસ્ત થવાનો હોય છે પણ તે ઉદય પામનાર કે અન્યના કળ્યામાં આવતું નથી માટે શાસ્ત્રમાં કહ્યું છે કે, धर्मस्य त्वरिता गतिः ।

જે કાંઇ સારૂં કરવાનું ધાર્યું હોય તે તે જ ક્ષણે કરવું. કલ્યાણ કરવા જતાં જે વિપત્તિમાં આવી પડે છે, તેને તેનું અંતઃકરણ એવી સહાયતા કરે છે કે વિપત્તિના દુઃખની તેના ઉપર બહુ અસર થતી નથી. સર્વ લોક પણ તેના ઉપર સમભાવ રાખી તેની કીર્તિ એટલી વધારે છે કે પેલા સારૂં કરવા જતાં સંકટમાં આવનારના મનોરથ અન્તે પૂરા થાય. માટે સારૂં કરતાં સંકટ આવેથી પાછા હઠવું નહિ. જે ઝાડ ઉપર મીઠાં ફળ થાય છે તે ઝાડના મૂળમાં,

થડમાં, શાખામાં, કે પત્રમાં તે મીઠાશ જણાતી નથી. પરન્તુ તે ઝાડ ઉપર ફ્લ આવે છે ત્યારે તે ફ્લમાં જ મીઠાશ એકત્ર થઇ જણાઇ આવે છે, તેમ સદ્ગુણનો અમૃત જેવો સુસ્વાદ પણ જેવો તેના ફ્લમાં છે તેવો પ્રથમ લાગતો નથી.

### ગીતિ

સિંચી જલ સતકર્મનું, સુકલ્પ વૃક્ષ જ ઉછેરી જીવતરમાં,
ધીર સદાચારી નર, મધુરતા તેની ક્હે, છે ફ્લમાં.

સંપત્તિ વિપત્તિમાં કેવી રીતે વર્તવું, તે વિષે આવા આવા વિચાર કર્યાથી સમજણ પડે, તોપણ સમ્પત્તિ વિપત્તિમાં ઝબકોળાએલા પુરુષો કેવી રીતે પાર ઉતર્યા છે, એ જાણ્યાથી વિશેષ સમજણ પડવાનો અને અનુકરણ કરવાનો સમ્ભવ છે માટે સતપુરુષોનાં જીવનચરિત્ર વાંચવાની બહુ અગત્ય છે. અન્ન એવો ઓડકાર એ યથાર્થ છે. માટે સદા ઉચ્ચ દૃષ્ટાન્ત જોવાં, ઉચ્ચ વિચાર કરવા, અને ઉચ્ચ મન રાખવું. આપણી રંકતા ઉપર જોઇ એમ ન સમજવું કે આપણાથી અમુક કામ ન થઇ શકે. ઈશ્વર કૃપા હોય છે તો તુચ્છ મનુષ્ય મહત્ કર્મ કરનાર થાય છે. માટે સદા શુભ વાસના અને ઉન્નતેચ્છા રાખવી. સાહસિક થઇ ઉચ્ચ અસ્તોદયના માર્ગમાં સદા સ્થિર રહેવાનો પ્રયત્ન કરવો. સદાકાળ ઉંચી ગતિ થાય એવો દૃઢ નિશ્ચય કરી તે ઉપર દૃષ્ટિ રાખી જગતમાં વર્તવું. અસ્તોદયથી દૂર રહેવામાં પરાક્રમ નથી, પણ તેની સાથે યુદ્ધ કરી શુદ્ધ જણાવામાં

પરાક્રમ છે; માટે ઉદયની આશા રાખી ગમે તેવી અવસ્થામાં હોઇએ તોપણ ઉત્તરોત્તર ઉચ્ચ થવાની શુભેચ્છા રાખવી અને તેને સફલ કરવા પ્રયત્નો કર્યા કરવા. મહત્ કૃત્ય કરવાનો આધાર બાહ્ય ઉપાધિ ઉપર નથી. બહુ કરી ઓછી ઉપાધિવાળા મનુષ્યોને પોતાના સ્વલ્પ ભારને લીધે ઉદય પામવા સારૂ ઉંચે ચઢવા અધિક અનુકૂળતા હોય છે. આજ સુધીના ઇતિહાસ જોતાં પણ બાહ્યથી રંક દેખાતા મનુષ્યોથી અધિક ઉચ્ચ અને ઉપયોગી કાર્યો થયાં છે એમ જણાય છે. વિશેષ આધાર અન્તરની મહત્તા ઉપર જ છે. માટે પોતાની સામાન્ય સ્થિતિ સામે જોઇ નિરાશ થવા કોઇને કારણ નથી, સર્વદા ઉન્નતેચ્છા તથા મહાશય રાખી પુરુષાર્થ સિદ્ધ કરવા પ્રયત્નો કર્યા જવા. એ જ સર્વનું કર્તવ્ય છે. હર્બર્ટ કહે છે કે:

"તારો વ્યવહાર નીચે એટલે સામાન્ય રાખ, પણ તારો ઉદ્દેશ ઉચ્ચ રાખ; એમ કરેથી તું ઉભય–નમ્રાત્મા અને મહાત્મા થઇશ. ઉત્સાહમાં નીચે ન જઇશ; જે કોઇ આકાશમાં લક્ષ્ય કરી શસ્ત્ર મારે છે તે બીજો કોઇ એક ઝાડના ઉપર લક્ષ્ય કરી મારે તેના કરતાં, વધારે ઉંચું મારી શકે છે."

(અસ્તોદય) મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી

# ૨૩–મંગો પાર્ક

**નાઇજર** નદીની તથા તેની આસપાસના પ્રદેશની અત્યાર સુધી રહેલી ગુપ્ત હકીકત મેળવવાની શોધ કરવા જ્યારે સ્કૉટલેન્ડવાસી ડૉકટર **મંગો પાર્ક** મુસાફરીએ નિકળ્યો ત્યારે **આફ્રિકા**માં શું છે તે સમ્બન્ધી બહુ જ જૂજ માહિતી ઉપલબ્ધ હતી. **નાઇલ** નદીનું મૂળ **બ્રુસે** શોધી કાઢયું તેને આજે ૨૬ વર્ષ થયાં હતાં છતાં લોકો તો એમ જ માનતા હતા કે **નાઇજર** નદી તેની પાસેથી નિકળી **આફ્રિકા** ખંડની પૂર્વપશ્ચિમ વહી તે ખંડને ચીરે છે, ને પશ્ચિમમાં આવેલી **સેનિગાલ** અને **ગેમ્બિયા** નદીઓ તે **નાઇજર**નાં મુખ છે. તેથી **નાઇજર** નદીના મૂળને શોધી કાઢવા અને સુવર્ણથી જેના રસ્તા જડેલા કહેવાતા તે આશ્ચર્યકારક **તીમ્બકતૂ** શહેર જે **નાઇજર**ને કિનારે આવેલું હતું ત્યાં જવા બધી પ્રજાના મોટા માણસોને લાંબા વખતથી વિચાર આવ્યા કરતો હતો.

ઇ. સ. ૧૭૯૫ માં **ફ્રાન્સ**માં ઉથલપાથલનું જોર સમ્પૂર્ણ રીતે જામ્યું હતું. તે વખતે ૨૪ વર્ષના આ જુવાન **મંગો પાર્કે** **બ્રિટિશ આફ્રિકન સોસાઇટી** પાસે માગણી કરી કે મારી નોકરી એ દેશની શોધ કરવામાં ઉપયોગમાં લેવી. **મંગો પાર્ક** ઉંચો અને શરીરે કદાવર હતો. તેનું મનોબળ ઉચ્ચ પ્રતિનું હતું અને તેનું મ્હોં હમ્મેશાં મોહક સ્મિતવાળું હતું. તે **ઇસ્ટ ઇન્ડિઝ**માં મુસાફરી કરી આવ્યો હતો. મુસાફરી અને સાહસ એ તેના જીવન-

ને બહુ આકર્ષક લાગતાં હતાં. ૧૭૯૫ ના મેમાં તે આફ્રિકા સાથે વેપાર કરનાર એક વહાણમાં બેસી ગેમ્બિયા નદીના મુખ આગળ આવી પહોંચ્યો. ત્યાંથી નદીના મૂળ તરફ આગળ વધતો વધતો પીસાનીઆ (જ્યાં ઇંગ્લેન્ડની ડીપો–ગુલામોની વખાર હતી ત્યાં) જઇ પહોંચ્યો, યુરોપના દેશોના બજારમાં મજુરી કરવા સારૂ આ સ્થળેથી ગુલામોને વહાણમાં બેસાડવામાં આવતા. તેમને દેશની અન્દરથી લાવી ઇંગ્લેન્ડ મોકલવામાં આવતા. તેમની દુર્દશા જોઇ મંગો પાર્કનું હૃદય દ્રવ્યું. પણ તેનું કામ તો બીજી જ જાતનું હતું.

પછી ડીસેમ્બર સુધી તે ત્યાં રહ્યો અને આગળ વધી શકયો નહિ. તેની સાથે બે જ માણસો હતા:–ત્યાંનો એક સીધી નોકર અને બીજો એક ગુલામ છોકરો. તેણે પોતાને માટે એક ઘોડો અને પોતાના બે માણસો માટે બે ગધેડાં લીધાં. સાથે બે દિવસનો ખોરાક, કીડીયાં અને તમાકુ (ત્યાંના લોકોને બદલામાં આપવા સારૂ), થોડાં કપડાં, એક છત્રી, હોકાયંત્ર, ઉષ્ણતામાપક યંત્ર, બે બંદુકો અને બીજો કેટલોક દારૂગોળો તેણે લીધાં.

આ પ્રમાણે સજ્જ થઇ, આટલાં બે જ માણસ લેઇ આટલાં જ હથિયાર સાથે મંગો પાર્ક આફ્રિકાના મધ્ય ભાગની શોધ કરવા નિકળી પડયો. આવી ક્ષુદ્ર તૈયારીઓ-થી કેવળ અજ્ઞાત પ્રદેશની શોધનાં દુઃખ વેઠવા જે માણસ તૈયાર થયો હશે, તેનું ધૈર્ય અજબ હોવું જોઇએ. તેનામાં જુવાન માણસનામાં હોઇ શકે તેવું પુષ્કળ અભિમાન,

આત્મવિશ્વાસ અને ઉત્સાહ હશે. **નાઇજર** નદીની શોધ કરવામાં તો પાણી વગરનાં રેતીનાં રણો, રસ્તા વિનાનાં જંગલો, ભયંકર અને બીહામણાં વનો અને ગુસ્સે થયેલા દેશીઓ—એ બધાની સામે તેને થવાનું હતું.

**મંગો પાર્ક**ની મુસાફરીનો અહેવાલ ઘણો જ રસુજી છે, છતાં તેની ઝીણી ઝીણી બાબતોનો અત્રે ઉલ્લેખ થઇ શકે એમ નથી. ઘડીમાં બિચારા **મંગો પાર્ક**ને **આફ્રિકા**ના કોઇ કાળી ચામડીવાળા રાજા પાસે તેના ભયંકર દેશમાં થઇને જવાની પરવાનગી માગતો અને તેને માટે નજરાણાં કરતો આપણે જોઇએ છીએ. ઘડીમાં આપણે તેને ચન્દ્રમાના પ્રકાશમાં જંગલી અને ક્રુદ્ધ દેશીઓમાંથી બચી જવા સારૂ છાનોમાનો ગુપચુપ મુસાફરી કરતો, અને જંગલી માંસાહારી પ્રાણીઓની કીકીયારીઓથી બીહામણાં લાગતાં જંગલોમાં રાત કાઢી રસ્તો કાપતો આપણે જોઇએ છીએ; અને ઘડીમાં તે અપૂર્વ સૌન્દર્યવાળા દેશમાં થઇ તેને ફરતો આપણે જોઇએ છીએ. ત્યાં **સે**નિગાલ નદી વાંકી ચુંકી વહી જાય છે ને તેના ખડકવાળા પ્રદેશમાંથી ઉતરતી જણાય છે. આ બધા દેખાવોથી આંખને આનન્દ મળે છે. **નાતાલ** પછી બે દિવસે **મંગો પાર્ક** **સે**નિગાલના કિનારા પર પહોંચ્યો. હવે જે મુસાફરી **મંગો પાર્ક**ને કરવાની હતી તે ઘણા જ નઠારા હવાપાણી વાળા પ્રદેશમાં હતી અને તેમાં સૌથી ખરાબ જાતના **સીધી**ઓ રહેતા હતા. તેઓ દેખાવમાં એવા બીહામણા અને વર્તનમાં એવા પશુ જેવા હતા કે **મંગો પાર્ક**ના બન્ને નોકરોએ હવે તેની સાથે આગળ ચાલવાની

ના પાડી. તે એકલો જ આગળ ધસ્યો. પોતાની પાસે જે કાંઇ રહ્યું હતું તે બધું એકઠું કરી અંધારામાં છુપાતો નિકળી પડયો, અને ઇતિહાસમાં કદાપિ નહિ નોંધાએલા એવા અપૂર્વ નિશ્ચયથી તે અજ્ઞાત નાઇજર નદીનું મૂળ શોધવાની ફોકટ આશાથી પ્રેરાઈ આગળ ચાલ્યો. તેની સ્થિતિ ભયંકર તો હતી જ, તેમાં વળી ચારે બાજુએથી માંસાહારી પ્રાણીઓની કીકીયારીઓ સંભળાવા લાગી અને ભીતિમાં વધારો થયો. પણ કશાથી ગભરાયા વિના તે કેવળ એકલો જ આગળ ચાલ્યો.

એમ ચાલતાં એક દિવસે ઓચિન્તો તેને પકડવામાં આવ્યો અને ત્યાંના કોઇ મૂર જાતના રાજા પાસે ઘસડી લેઇ જવામાં આવ્યો. આ વખતે તેની તમામ આશાઓનો ઉચ્છેદ થતો દેખાયો. આ ગોરા માણસને જોવા પુરુષો, સ્ત્રીઓ અને છોકરાં ટોળે વળી ગયાં. તેનું અપમાન કરવામાં આવ્યું, તેના શરીરને ઇજા કરવામાં આવી અને તેને ભૂખે મારવામાં આવ્યો. આમ દિવસ ઉપર દિવસ ચાલ્યા પણ નાસી છુટવાનો માર્ગ જડે નહિ. રેતીના રણ ઉપરથી આવતા પવનના સુસવાટાથી તેનું શરીર બળવા લાગ્યું, રેતીનાં વાવાઝોડાંથી તેનું ગળું રૂંધાવા લાગ્યું. ઉપર ધગધગતા પિત્તળ જેવું આકાશ અને નીચે ભઠ્ઠીના તળિયા જેવી તપેલી પૃથ્વી. તેને તાવ આવ્યો અને એવી ધાસ્તી ઉભી થઇ કે ધારેલું કામ પૂરૂં થયા વિના તેનું મોત આવશે. આ અસહ્ય જીવનમાંથી મેની આખર સુધી તેનો છુટકારો તે કરી શકયો નહિ.

એક દિવસ સ્હવારના પહોરમાં જ્યારે સૂર્યનો તાપ પડવો શરૂ થવાની તૈયારી હતી અને મૂર જાતના લોકો તેની આસપાસ ઉંઘતા હતા ત્યારે તેણે પોતાનું પોટલું લીધું, ઉંઘતા મીંધીઓને ઓળંગી પોતાના ઘોડા પર તે બેસી ગયો અને બને તેટલી ત્વરાથી નાઠો. પણ ચાર ચાર માસના કેદખાનાથી **મંગો પાર્ક**ની માફક તેનો ઘોડો પણ ક્ષીણ થઇ ગયો હતો અને તેના શરીરમાં માત્ર હાડપિઞ્જર વિના કશું રહ્યું ન હતું. પણ આ એવો અણીનો વખત હતો કે પ્રત્યેક ક્ષણ મરણ કે જીવનનો નિર્ણય કરનારી હતી. એક વાર તેણે પાછું ફરી જોયું તો ત્રણ **મૂર** લોકો ઘોડે બેસી સપાટાબન્ધ તેની પૂઠ લેતા આવતા જણાયા. તેઓ તેમનાં હથિયાર આકાશમાં ચગકાવતા હતા અને ધમકીની બૂમો પાડતા હતા. પણ **મંગો પાર્ક** બચી ગયો અને જરા પણ શ્વાસ લીધા વિના સપાટાબન્ધ આગળ વધ્યો. હવે તેના મ્હોં આગળ ભૂખ્મરો આવી ખડો થયો. ભૂખના દુ:ખમાં તરસની પીડાએ ઉમેરો કર્યો. પાણીનું તો ત્યાં નામ જ ન હોતું. સૂર્યનાં પ્રખર કિરણો ઉપરથી વરસતાં હતાં તે ભઠ્ઠીમાંથી જેમ દેવતા ચળકે તેમ તપેલી રેતીમાંથી તેનાં પ્રતિબિમ્બ પડતાં દેખાતાં હતાં. એમ કરતાં રાત પડી. ઘોડો એવો થાક્યો હતો કે તેનાથી **મંગો પાર્ક**ને લેઇ વધારે ચલાય એમ ન હતું. પણ તેના સ્વાભાવિક શારીરિક બળના પ્રભાવે તે અંધારામાં અફળાતો અફળાતો નબળાઇને લીધે ઠોકરો ખાતો આગળ ચાલ્યો. પણ એટલામાં વીજળીનો [illegible]

આગાહી થઇ. પવનના સુસવાટાથી નમી જતાં વૃક્ષોના ખડખડાટ તેને સંભળાયા અને તે તેના કાનને ગમ્યા. જ્વરથી પીડાતા આ મુસાફરના શરીરમાં નવું ચેતન આવ્યું પણ એટલામાં આખા દેશ ઉપર રેતીનું તોફાન ફરી વળ્યું, અને એક છાયાવાળી ઝાડી નીચે તે નિરાશામાં પડયો. પછી આકાશમાં મોટાં તોફાની વાદળાં દેખાયાં અને વરસાદનાં મોટાં ફોરાં તેના શરીરને અથડાયાં. તે ઉપરાન્ત વીજળીના ચમકારા અને ગર્જનાઓના કડકડાટ થવા લાગ્યા. નવીન જીવન આપનારો આ વરસાદ તેના સૂકાઇ ગયેલા મ્હોં પર પડયો, તેના ધ્રૂજતા હાથ ઠંડા થયા અને તેનામાં નવું જીવન આવ્યું.

ત્યાંથી નાઠા પછી ત્રીજા અઠવાડીઆમાં તેને તેની ધારેલી વસ્તુ રૂપી ઇનામ હાથમાં આવ્યું. જે વસ્તુની શોધ માટે અનેક પ્રજાના અનેક માણસોએ ત્રણસેં ત્રણસેં વર્ષથી ફાંફાં માર્યાં હતાં તે વસ્તુની શોધ મંગો પાર્કના હાથે થવાની સરજાઇ હતી. તે સમ્બન્ધી એણે જે વર્ણન કર્યું છે તે જ આપણે ઉતારીશું. તેની વાત આપણે કહેવાને બદલે તેને જ કહેવા દેઇશું. તે લખે છે કે, “જે જોવાને માટે મેં આટલું સાહસ ઉઠાવ્યું હતું તે વસ્તુ મેં અતિશય આનન્દથી જોઇ. તે લાંબા વખતથી અપેક્ષિત નાઇજર નદી હતી. તે સ્હવારનાં કિરણોથી ચળકતી હતી અને વેસ્ટમિન્સ્ટર આગળ ટેમ્સ જેટલી પહોળી છે તેટલી પહોળી હતી તથા પૂર્વ તરફથી વહી જતી હતી. તરત હું ઉતાવળો તેને કિનારે ગયો અને તેનું પાણી મેં પીધું. જે સરજનહારે

મારા અત્યાર સુધીના પ્રયત્નોને આમ સફળ બનાવ્યા હતા તે જગતના નિયન્તા તરફ આભારની લાગણી બતાવનારા શબ્દો મારા હૃદયમાંથી ઉંચે ચઢયા."

નાઇજર નદીનું દર્શન કરનાર પહેલો યુરોપિયન મંગો પાર્ક હતો અને તેણે જ જણાવ્યું કે તેની ગતિ પૂર્વ તરફ છે, અને લોકો ધારે છે તેમ પશ્ચિમ તરફ નથી.

પણ મંગો પાર્કના દુઃખનો અન્ત આટલાથી આવ્યો નહિ. નાઇજર નદી ઉપર આવેલા સેગો શહેરમાં ત્યાંના વતનીઓએ તેને પેસવા દીધો નહિ. તેથી સૂર્યના તડકાથી પોતાનું રક્ષણ કરવા સારૂ તેને ત્યાંથી આમ તેમ ભટકી ઝાડ નીચે વખત કાઢવો પડયો. એમ કરતાં વખત તો જવા લાગ્યો પણ કોઇ આશ્રય કે અન્ન આપે જ નહિ. પછી સાંઝ પડી અને આકાશમાં તોફાન થયું, એવામાં એક સીધીની સ્ત્રી કામ ઉપરથી ઘેર જતી હતી તે એને ઘસાઇને ગઇ. તેની દુઃખમય દશા જોઇ તેણે તેની વાત તેને પૂછી. તે સ્ત્રીએ તેને પાછળ પાછળ જવા કહ્યું. તેણે તેને ઘરમાં બેસાડી નદીમાંથી માછલી આણી શેકી આપી અને સુવાને સાદડી પાથરી આપી. જ્યારે તે ઉંઘ્યો ત્યારે તે આ નવા વિચિત્ર પરોણા માટે તેના સાથીઓ સાથે નીચેનું ગાયન ગાવા લાગી:—

"પવન સુસવાટા કરતો અને વરસાદ પડતો,
આ જુવાન ગોરો ગરીબ મુસાફર ઝાડ નીચે ફરતો.
તેને દુધ આપવાને મા નથી અને
રાંધી આપવાને સ્ત્રી નથી."

પછી રાત્રે ઘણા લાંબા વખત સુધી આફ્રિકાની તે સ્ત્રીઓ એમજ ગાયા કરતી કે આ બિચારા ગોરા મુસાફરને મા નથી તેથી આપણે તેની દયા લાવવી જોઇએ.

મંગો પાર્કથી વધારે આગળ જઇ શકાયું નહિ. તાવથી તેનું શરીર હાડપિંજર જેવું થઇ ગયું હતું. તેની પાસે એક જ શર્ટ રહ્યું હતું જે ફાટીને ચીંથરાં થઇ ગયું હતું. તેથી તે ધીમે ધીમે મુસાફરી કરી કિનારે આવ્યો અને ત્યાંથી ઇંગ્લેન્ડ પાછો ફર્યો. આ પ્રમાણે બે વર્ષ અને નવ માસની ગેરહાજરી ભોગવી તે પાછો આવ્યો.

પછી જેમ વર્ષો વીતતાં ગયાં તેમ તેની ઇચ્છા પાછી આફ્રિકામાં જવાની થઇ. તેને જ એમ લાગતું હતું કે હજી ઘણાં જ કામ બાકી છે. તેથી ૧૮૦૫ ની શરૂઆતમાં તે પાછો ઇંગ્લેન્ડથી છેલ્લી વાર આફ્રિકા જવા નિકળ્યો. તેણે પીઆનીઆ છોડયું ત્યારે મે માસ બેસી ચૂકયો હતો. આ વખતે એની સાથે ૪૪ ગોરા માણસો હતા અને સામાન પણ ઘણો હતો. ઑગસ્ટમાં તેઓ પાછા નાઇજર પાસે આવી લાગ્યા પણ એટલામાં તો એના ઘણા સાથીઓ મરી ગયા અથવા મરવા પડયા. પરન્તુ નાઇજરનું મૂળ શોધી કાઢવા, અથવા 'अर्थं साधयामि वा देहं पातयामि એ ન્યાય પ્રમાણે કામ ન થાય તોપણ પ્રયત્નમાં જીવ ખોવાનો ચોક્કસ નિશ્ચય કરી તેણે આ છેવટનું સાહસ ઉઠાવ્યું ત્યારે એના અન્તઃકરણમાં નિરાશા થઇ ન હોતી.

તેણે એક મોટી ભારે અને અર્ધી સડી ગયેલી કેનો

જાતની હોડી લીધી. તેણે તેનું નામ જૉલી બોટ પાડયું. ભયંકર ખડકોવાળી અને હીપોપોટેમસ નામનાં જંગલી માંસાહારી જળચર પ્રાણીવાળી તથા મનુષ્યને ખાઇ જનારી જાતો જેના કિનારા પર વસી રહે છે એવા કિનારાવાળી તે વિચિત્ર નદીનું મૂળ શોધવા નવા માણસો લેઇ મંગો પાર્ક નિકળી પડયો. મંગો પાર્કનું આપણને આ છેલ્લું દર્શન થાય છે. જંગલી લોકોથી ભરપૂર આફ્રિકાના મધ્ય ભાગમાં તે નાઇજર નદીની મારફત આ વખતે ચાલ્યો જાય છે અને કયાં જાય છે તેનો પત્તો નથી. પછી કાંઇ જ હકીકત મળી નથી.

ઘણાં વર્ષો પછી એમ માલમ પડી આવે છે કે હજારો માઇલ સુધી તે નદીમાં મુસાફરી કર્યા પછી તે ટીમ્બકતૂ થઇ બાવસા જઇ પહોંચેલો ખરો, પણ ત્યાં પાણીમાં વમળો હોવાથી તેની હોડી ઉંધી વળી ગઇ અને તેના ઉપર ત્યાંના દેશીઓ તૂટી પડ્યા. મોટી નાઇજર નદીએ તેના બાહોશ શોધનાર મંગો પાર્કને પોતાનો જ ગણી પોતાનામાં જ ભેળવી દીધો હશે.

( જગતનો વાર્તારૂપ ઇતિહાસ ) ગોકળદાસ મથુરાંદાસ શાહ

## ૨૪—અમ્બરરાજ અને અમરસિંહ

( મોગલ શાહેનશાહ અકબરને મેવાડના રાણા પ્રતાપ સિવાય બીજા સર્વ રાજપૂત રાજાઓ તાબે થયા હતા. માત્ર પ્રતાપસિંહે જ છેવટ સુધી તેનું શરણ લીધું ન હોતું. અકબરને તાબે થનારા રાજાઓમાં અમ્બરનો રાણો માનસિંહ પણ હતો. એક સમયે તે રાણા પ્રતાપસિંહને મળવાં આવ્યો હતો, ત્યારે રાણાના પુત્ર અમરસિંહે તેની મુલાકાત લીધી હતી, તેનું તથા તે પછી રાણા પ્રતાપ અને માનસિંહ વચ્ચે થયેલી વાતચિતનું વર્ણન આ સંવાદમાં આપવામાં આવ્યું છે. )

**અમરસિંહ**—( માનસિંહનો સત્કાર કરતાં ) પધારો અમ્બરરાજ, પધારો. આ ગરીબ મેવાડવાસીનું આતિથ્ય સ્વીકારો —આવો અહીં બિરાજો.

**માનસિંહ**—યુવરાજ, આપના આટલા બધા સત્કારને કદાચ હું લાયક નહિ હોઉં. અનેક દિવસ થયાં આપના પિતાશ્રીને તથા આપને મળવાની ઉત્કંઠા હતી. ઈશ્વરે આજે યોગ સાધ્યો.

**અમરસિંહ**—હા રાણાજી, કહો શા સમાચાર છે ?

**માનસિંહ**—સમાચાર વળી શા હોય ? મોગલ સામ્રાજ્યની શાન્તિમય છાયામાં કલહના સમાચાર તો હોય જ શાના ? સમાચાર સર્વ સારા છે.

**અમરસિંહ**—આપ તો આનન્દમાં છો ને ?

**માનસિંહ**—હા.

**અમરસિંહ**—( એક અનુચરને બોલાવીને ) જા, જલદી જા, સુહાસિકાને બોલાવી લાવ. અમ્બરાધિપતિ તેનું સંગીત

સાંભળી આનન્દ પામશે. કેમ અમ્બરરાજ, થોડો સમય સંગીત સાંભળશોને ? સહેજ આનન્દ મળશે.

**માનસિંહ**—હા, ભલે બોલાવો.

(અનુચર જાય છે તથા થોડીવારે સુહાસિકા સહિત પાછો આવે છે.)

**અમરસિંહ**—સુહાસિકા, અમ્બરાધિપતિ માનસિંહજીને તારા સુમધુર સંગીતથી આનન્દ આપવા તને અહીં બોલાવી છે. આજે તારૂં ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ ગીત ગા, અને અમ્બરરાજનું મન રંજન કર; પણ સુહાસિકા, એ ગીત તું કોની સમ્મુખ ગાય છે તે ભૂલીશ નહિ હોં.

**સુહાસિકા**—જેવી મહારાજની આજ્ઞા. (સારંગીના સૂર મેળવી ગાય છે.)

સુખકારિણી, દુઃખહારિણી, ભવતારિણી જન્મભૂમિ !
અશ્રુ નયનોથી ટપકાવું પાય માત તુજ ચૂમી ચૂમી.
દેખી પરાધીન તુજ દશાને કોણ અભાગી ન રડશે ?
શાન્તિનું તુજ જેવું સ્થાનક માત અરે ! ક્યાં મળશે ?
રાજપુત્રોની જન્મદાત્રી તું, શુરવીરોની માતા,
પીધું પય જેણે તુજ તે નવ ભીરુ કદાપિ થાતા.
મનહર વન, નગ, નદી ઇત્યાદિ દેહ તુજ શોભાવે,
સૌન્દર્યે પ્રકૃતિના એવા છબી તુજ ઉર સ્થપવાવે.
જન્મભૂમિ તું, બાલ્યભૂમિ તું, સ્નેહભૂમિ તું મારી,
આત્મશક્તિ, તનશક્તિ અર્પું સેવામાં શુભ તારી.
માતા મારી! તું બહુ સારી, કીર્તિ તારી બહુ ગાઉં,
રાજપૂતભૂમિ ! તુજને હું સદા હ્રદયમાં ધારૂં.

અમરસિંહ—વાહ, વાહ, સુહાસિકા, કેવું ઊર્મિ સંગીત! આ સંગીતની અસર ક્યા મૂઢ પર ન થાય કેમ અમ્બરરાજ, સંગીત કેવું છે?

માનસિંહ—અત્યન્ત મધુર છે. (પોતાના ગળામાંથી માળા ઉતારી સુહાસિકાને આપતાં) લે સુહાસિકા, આ તારૂં

સુહાસિકા—(હસીને) રહેવા દ્યો અમ્બરરાજ, દ્યો; મારા સંગીતનો અર્થ આપ સમજ્યા હશો તો ઘણું છે. રહેવા દ્યો રાજ!

માનસિંહ—આ ઇનામ તારા સંગીતની મધુરતા અર્થે છે—લે.

સુહાસિકા—રાજ, તેની રચનાનું મૂલ્ય તેનાથી અધિક છે. ક્યા રજપૂતના હૃદયને એ સંગીત દ્રવિત કરે? મારે ઇનામ જોઇતું નથી. તમારી ભૂમિના તથા તેમાં વસતા દીન અને દુઃખી મનુષ્યોના ઉદ્ધાર ર તે વાપરો. આ રંક બાલિકા તેને શું કરશે?

માનસિંહ—ઠી........ક. યુવરાજ, આપના પિતાશ્રી છે? મારે તેમને મળવું છે. તે માટેજ હું અહીં આવ્યો

અમરસિંહ—હમણાં આવશે રાજ, આપ જરા સંગીત સાંભળશો તેટલામાં આવશે.

માનસિંહ—ના, હવે ઇચ્છા નથી; સંગીત તો વાર સાંભળી શકાશે; મારે તો આપના પિતાશ્રીને સિવાય બીજી ઇચ્છા નથી.

અમરસિંહ—કદાચ કાંઇ કામમાં રોકાઇ જવાથી નહિ આવી શકયા હોય, વળી તેમની પ્રકૃતિ પણ

**માન**સિંહ—**પ્ર**તાપ, તમે મારો આટલો બધો તિરસ્કાર કરો છો તો જોઇશ કે હવે કેવી દશા થાય છે, આ બધા ડહાપણની જરૂર નથી. મોગલ શહેનશાહ **અક**બરનો હું જમણો હાથ છું. **અમ્બ**રાધિપતિ **માન**સિંહનું અપમાન કરનારાના શા હાલ થાય છે તે તમે હવે જોશો.

**પ્ર**તાપસિંહ—રાણા, કર્તવ્ય બજાવતાં ફળનો વિચાર કરવાનો નથી. ફળ ગમે તે થાય. ફળનો વિચાર કરતાં કર્તવ્ય બજાવવામાં ખામી આવે છે. ફળની મને દરકાર નથી, મારે મારૂં કર્તવ્ય પૂર્ણપણે બજાવવું છે. પ્રાણ જતાં સુધી મારે મારી માતૃભૂમિ **મે**વાડની રક્ષા કરવી છે. ગમે તેવા મહાન્ શહેનશાહ પણ મારી સ્વદેશભાવનાને ડગાવી નહિ શકે.

**માન**સિંહ—રાણા, તમને વધારે શું કહેવું! તમે હઠીલા છો, સમજાવ્યા સમજશો નહિ, પણ મારી વાત સાંભળો. મોગલ શહેનશાહ **અક**બરની સામે થવાનું છોડી દો. પછી જુઓ કે તમે કેવી ઉચ્ચ પદવી ભોગવો છો. **પ્ર**તાપ, ગાંડાઇ મૂકી દો. આ વાત તમારા ભલા અર્થે જ કહું છું. તે કહેવા જ હું આટલે સુધી આજ આવ્યો છું.

**પ્ર**તાપસિંહ—**માન**સિંહ, તું મારો અતિથિ છે એટલે નિરુપાય છું, નહિ તો આ જ ક્ષણે તારા આ દૂષિત વચનો માટે તને યોગ્ય શિક્ષા આપત. જા, બાયલા, જા. દૃઢ ભાવનાવાળા સ્વદેશપ્રેમીને તારા સરખા ક્ષણિક વૈભવની લાલસા રાખનાર મનુષ્યની સલાહની જરૂર નથી. મારે તારી સલાહ નથી જોઇતી. જા આ જ ક્ષણે અહીંથી ચાલ્યો જા.

તારાં અપવિત્ર પગલાંથી આ પવિત્ર ભૂમિને કલંકિત ન કર.

**માન**સિંહ—( અત્યન્ત આવેશમાં ) જાઉં છું. પણ યાદ રાખજો કે ફરી વાર તમને મળીશ અને આ ભયંકર અપમાનનો બદલો લેઇશ. તમે કોની સામે આ અપમાનભર્યાં વચનો ઉચ્ચાર્યાં છે તે તે જ સમયે જણાશે.

**પ્ર**તાપસિંહ—મળજે, મળજે. એક વાર નહિ, પણ હજાર વાર મળજે. તારાથી બનતું કરજે અને આ સ્વદેશ-પ્રેમી **પ્ર**તાપની દૃઢ ભાવનાનું ફળ જોજે. તારી ઇચ્છા હોય ત્યારે મને મળજે. તારા સરખા સામે લઢતાં આ વીર **પ્ર**તાપ લેશમાત્ર ભય પામશે નહિ. જા, કલંકી, જા. રજ-પૂતાનાની પવિત્ર ભૂમિને તેં કલંક લગાડ્યું છે.

**માન**સિંહ—ઠીક છે, જઇને તમારા કેવા હાલ કરાવું છું તે જોજો. તમને મોગલ શહેનશાહ **અ**કબરને તાબે ન કરાવું તો મારૂં નામ **માન**સિંહ નહિ. ( એમ કહી ચાલ્યો જાય છે. )

**પ્ર**તાપસિંહ—( તેના ગયા પછી ) હાય ! મારી પવિત્ર જન્મદાત્રી **મે**વાડભૂમિ ! હવે તારી હીન દશા બેઠી. ઓ દેશપુત્રો ! તમારી માતૃભૂમિના હીન ભાગ્ય માટે આંસુ પાડો. ઓ **પ્ર**ભુ ! તું સહાય થા.

( કેટલાક સંવાદો ) **ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી**

---

## ૨૫—નવલરામનું અવસાન

નવલરામનું શરીર નાની વયથી જ કંઇક રોગીલું તો હતું. જન્મમાં બે ચાર વાર કંઇ નહિ ને કંઇ મહારોગ થયેલા અને તેમાંથી બચેલા; પણ રાજકોટ નોકરી થયા પછી શરીર વધારે કથળ્યું. તેમાં એમની કેટલીક ટેવો એવી હતી કે પ્રકૃતિને બગાડે: રાત્રે જાગવું, સ્હવારે ઉંઘવું, નવ વાગે દાતણ કરી લોટો પાણી પી જવું, ઇત્યાદિ એમને એવી ટેવો હતી કે જે સાધારણ રીતે શરીરને હાનિકારક ગણાય છે—પછી વૈદ્યો અને ડૉકટરો જૂદા અભિપ્રાય આપે તો જૂદી વાત. રાજકોટ છોડી સુરત ગયા ત્યારે શરીર અસ્વસ્થ હતું ખરૂં, પણ કોઇને ભય લાગ્યો ન હતો. પણ સુરત ગયા પછી પેટ ફુલ્યું અને જલંધરનો રોગ કહેવાયો. છેલ્લે દિવસે પુષ્કળ લોહી મુખથી પડ્યું: ડૉકટર વૈદ્યોએ મનુષ્યપ્રયત્ન કરી આખરે હાથ હેઠળ મૂક્યા.

જ્યારે નવલરામના મનમાં લાગ્યું કે હવે આજ કાલમાં અન્તકાળ નક્કી છે, ત્યારે પોતાના પિતાને પાસે બોલાવ્યા, અને મારા મરણ પછી મારાં પુત્ર તથા સ્ત્રી સાથે અણબનાવ થતાં આ વૃદ્ધ પિતાને પરતન્ત્રપણું ભોગવવું ન પડે એ હેતુથી પાંચ હજાર રૂપિયાની સરકારી નોટો રાખી મૂકી હતી તે દુઃખી ડોસાના હાથમાં મૂકતાં ગદ્‌ગદ્ કંઠે કહ્યું, "પિતાજી, જે વખતે આપણા લોકમાં હાલના જેવી કેળવણીની ખુજ હતી નહિ તેવે સમયે તમારી ટુંકી રોજીમાંથી કરકસર કરી મને પૂરો વિદ્યાભ્યાસ

કરાવવા ખરચ કર્યો તો હું બે અક્ષર ભણ્યો અને કંઇ વિદ્વાનમાં ખપ્યો; તેનો બદલો મારાથી વાળી શકાય એમ નથી, એમ છતાં ફુલ નહિ તો ફુલની પાંખડી હું તમને આપું છું તે સ્વીકારી મને આશીર્વાદ દ્યો કે મારા આત્માનું કલ્યાણ થાય." આમ કહેવાની સાથે નવલરામ હૃદયફાટ રોઇ પડ્યા, અને એમના પિતાનું પણ હૃદય ભરાઇ આવ્યું, અને એથી એમના સમ્બન્ધીઓએ એમને આઘા લીધા. પછી પુત્રીને બોલાવીને કહ્યું કે "બ્હેન, તું ડાહી છે, તેં કદી વાંક કર્યો નથી પણ તારી માએ મારા મન્દવાડમાં મારી માવજત કરી છે તે તું સરત રાખજે અને તારા ધણીને કંઇ પણ દુઃખ થાય એવું બોલીશ કે કરીશ નહિ." પુત્રને પણ બોલાવીને કહ્યું કે "ભાઇ, તારે નોકરી ન કરવી પડે એટલો સંચય તો હું કરી જાઉં છું માટે તેનો સારો ઉપયોગ કરજે, કમાવાની ઉતાવળ કરીશ નહિ પણ પૂરૂં ભણી વિદ્વાન્ થજે અને સારી સોબતમાં રહેજે."

આ પ્રમાણે મરવાની તૈયારી કરી પણ તે દિવસે કંઇ થયું નહિ, રાત ગઇ, બીજો દિવસ ઉગ્યો, શરીર કંઇ સ્વસ્થ દેખાયું અને સૌને કંઇક આશા પડી. બીજો દિવસ પણ ગયો પણ ત્રીજે દિવસે પાછી સુસ્તી લાગવા માંડી. બપોરે પાછું લોહી પડ્યું. સહુ ગભરાયા, ને ડૉકટર પ્રાતઃકાળે આવ્યો હતો છતાં બીજી વાર બોલાવ્યો. ડૉકટરે કહ્યું, "બીજી વાર કેમ બોલાવ્યો?" નવલરામ કહે, "તમારી છેલ્લી મુલાકાત લેવાને વાસ્તે." ડૉકટર ધીરજ આપી ઔષધ આપી પાછો ગયો. રાત્રિ પડી, સુવાનો વખત

અસ્વસ્થ છે. ચાલો, આપ પધારો, આપણે ઉભય ભોજન કરી લેઇએ. પિતાજી તો આવશે.

**મા**નસિંહ—યુવરાજ, મને શું બાળક સમજો છો ? શું હું નથી સમજતો ? સમજ્યો, સમજ્યો, હવે હું સર્વ સમજ્યો. આ સંગીત સંભળાવવાનું પ્રયોજન પણ હવે સમજ્યો. ઠીક છે, રાણાને કહો કે મને મળવું હોય તો હમણાં જ મળી જાય. હું હવે વધારે સમય અપમાન સહન કરવા રોકાઇ શકીશ નહિ.

**અ**મરસિંહ—( હસીને ) **અ**મ્બરરાજ, આપ શું એમ સમજો છો કે આપની સાથે બેસી મારા પિતાશ્રી ભોજન કરશે ? ના, ના, તેઓ આપની મિત્રાચારી ઇચ્છતા નથી. આપના સામું જોવાની પણ તેમની ઇચ્છા નથી.

**મા**નસિંહ—( અત્યન્ત ક્રોધિત થઇ ) બસ, બસ, વધારે કહેવાની જરૂર નથી. મને આવું અપમાન ? આ અપમાન હું ભૂલનાર નથી. **અ**મ્બરના રાણા **અ**મરસિંહને અપમાન કરનારાના શા હાલ થાય છે તે હું દેખાડીશ.

**અ**મરસિંહ—( હસીને ) રાજ, ખરા રાજપૂતોને એ ભય હોતો નથી. રાજપૂતો કોઇ કાળે પણ આપત્તિને ગણકારતા નથી.

**મા**નસિંહ—બહુ સારૂ, બહુ સારૂ. જોઇશ, સત્તા સમ્મુખ શાણપણ ક્યાં સુધી ચાલે છે.

**અ**મરસિંહ—પરતંત્રતાની બેડીમાં સર્વદા જકડાએલા રહી ઉચ્ચ પદવીના અધિકારી થવું એ શું સત્તા ? સ્વધર્મ-

પ્રેમ, સ્વદેશપ્રેમ, અને સ્વજાતિપ્રેમને વિસારી સ્વાર્થના અંધ કુપમાં પડવું એ શું સત્તા?

**માનસિંહ**—બસ, રહેવા દો. વધારેની જરૂર નથી. આ અપમાનનો બદલો તમને મળશે. **મોગલ** શહેનશાહ **અકબરની** ભલાઇથી જ આટલો સમય તમે બચી જવા પામ્યા છો.

(પ્રતાપસિંહ પ્રવેશ કરે છે.)

**પ્રતાપસિંહ**—નહિ, નહિ, અમે સ્વદેશનું રક્ષણ કરવાની અમારી દૃઢ વૃત્તિથી, અમારા અડગ સ્વદેશાભિમાનથી અમારી અતુલ ભાવનાથી અને અમારા અપૂર્વ ઉત્સાહથી બચ્યા છીએ. રાણા **માનસિંહ**, શું તું રાજપૂત નથી? જરા તો વિચાર કર, કઇ ભૂમિમાં તારો જન્મ થયો છે? એક નીચમાં નીચ પદવી ધરાવતો મનુષ્ય પણ તારાથી કરોડગણો ચઢીઆતો છે. તું શું સત્તાવાન્? પરતંત્ર અને સ્વાર્થી તે સત્તાવાન્?

**માનસિંહ**—રાણા, તમારે વધારે બોલવાની જરૂર નથી. હું ગમે તે હોઉં તે પર ચર્ચા કરવાનો આપને અધિકાર નથી. હવે જોઇશ કે તમે પણ તાબે થાઓ છો કે નહિ.

**પ્રતાપસિંહ**—કદી નહિ, કદી નહિ, પ્રાણ જતા સુધી કદી નહિ. **માનસિંહ**, મારૂં હૃદય તારા જેવું નથી, તે અતિ દૃઢ છે. તે સ્વદેશપ્રેમની સુશાશ્વત ભાવનાથી પરિપૂર્ણ છે, નિઃસ્વાર્થથી પ્રેરિત છે, દૃઢ પ્રતિજ્ઞાથી ઉત્તેજીત છે. ઐશ્વર્યને તે તુચ્છ સમજે છે. તેનું સર્વસ્વ તેની માતૃભૂમિની ઉન્નતિ જ છે. **માનસિંહ**, તારૂં હૃદય જ દૃઢ ક્યાં છે?

એક વાર તારા હૃદયને દૃઢ કર, એક વાર અન્તરના ઉંડાણમાંથી તારી માતૃભૂમિનું સૌન્દર્ય નિહાળ. એક વાર પરતંત્રતાની કઠિન બેડી તોડી નાખી સ્વતંત્રતાના આનન્દજનક દિવ્ય પ્રદેશમાં રમણ કરવા પ્રયત્ન કર, એક વાર સ્વદેશપ્રેમનો વિરલ લ્હાવો લેઇ જો, એક વાર સ્વદેશબન્ધુના કલ્યાણાર્થે તથા સ્વજાતિની ઉન્નતિ માટે તત્પર થા, એક વાર નિઃસ્વાર્થી અને નિરાભિમાની થા, અને પછી જોઇ લે કે સત્ય સુખ ક્યાં છે? તારા અતુલ ઐશ્વર્યમાં કે અમારી પવિત્ર દેશસેવામાં. રાણા **માન**સિંહ, હજી સમજ. હજી ચેત. હજી પણ વખત છે. વૈભવમાં અંજાઇ તારી જન્મભૂમિની અવનતિ ન કર. વૈભવ કરતાં પણ જે વધારે અમુલ્ય વસ્તુ માતૃસેવા છે તેની લાલસા કર. તારી જન્મદાત્રીની સેવા કર. તારી જન્મભૂમિ અર્થે તારા સુખની આહુતિ દે.

**માન**સિંહ—રાણા, મારે વધારે નથી સાંભળવું. શું તમે મને આવા ભલા મોગલ શહેનશાહની સામે થવાની સલાહ આપો છો?

**પ્ર**તાપસિંહ—**માન**સિંહ, **અ**કબરની સામે થવાની શી જરૂર છે? જેમ **અ**કબરની સામે થવાની જરૂર નથી તેમ તેના દાસ થવાની પણ જરૂર નથી. તારી જન્મભૂમિના રક્ષણાર્થે સદા તત્પર રહે અને તેના પર જો **અ**કબર જરા પણ આક્રમણ કરવાની ઇચ્છા ધરાવે તો કેવળ નિઃસ્વાર્થ ભાવે તેની રક્ષા અર્થે પ્રાણ જતાં સુધી પણ તત્પર રહે. આજ જે તું કરી રહ્યો છે તેનું અનુકરણ બીજા સર્વ

રાજપૂત રાજાઓ કેમ નહિ કરે ? તેને માટે તારા સરખા જવાબદાર નથી શું ? **માનસિંહ**, તું વીર છે, રાજપૂત છે, અનેક વીરોને જન્મ આપનાર રજપૂતાનાની ગૌરવભરી ભૂમિમાં તારો જન્મ થયો છે તે શું તારૂં ઓછું સદ્ભાગ્ય છે ? તેનું સાર્થક કર, નિઃસ્વાર્થી થા, દૃઢ થા અને તારી વીરતાનો યોગ્ય માર્ગે ઉપયોગ કર.

**માનસિંહ**—રાણા **પ્રતાપ**, આ સર્વ વચનો મુખથી ઉચ્ચારવાનાં જ છે. માથે આવી પડતાં આ મર્મ વચનો બાજુએ મૂકવાનાં છે. તમને હજી વીતી નથી, હજી તમારા ઉપર સંકટ આવ્યું નથી. સંકટ માથે આવશે ત્યારે જાણશો. ત્યારે જોઇશું કે તમે તમારાં આ વચનો કેવી રીતે પાળો છો ?

**પ્રતાપસિંહ**—એક નહિ કોટિ સંકટો આવો, એક નહિ કોટિ શત્રુ થાઓ, એક નહિ કોટિ મનુષ્ય મને નિન્દો, એક નહિ કોટિ મનુષ્ય મારો તિરસ્કાર કરો તોપણ **મેવાડ**નો રાણો **પ્રતાપ** પોતાની પ્રતિજ્ઞાથી ડગશે નહિ. રાણા **માન-સિંહ**, વચનો બોલવાનાં નથી પણ પાળવાનાં છે. સ્વાર્થ-વૃત્તિનો લોપ થવાથી અવશ્ય દેશસેવા બજાવી શકાય છે. વાણીથી નહિ પણ કર્મથી. અરે **માનસિંહ**, જરા તો વિચાર કરી જો કે તારા વિચાર કેવા હલકા થઇ ગયા છે, તારી વૃત્તિ કેવી સ્વાર્થપરાયણ થંઇ ગઇ છે ? તું શું એમ સમજે છે કે સંકટ આવી પડતાં જ આ બધાં વચનો હું કોરે મૂકી દઇશ ? નહિ, નહિ, હું તેવો રાજપૂત નથી. **મેવાડ** ભૂમિમાં મારો જન્મ થયો છે.

થયો એટલે "મારે શરીરે ઠીક છે" કહી બહારનાં સગાંને વિદાય કરી દીધાં. પછી એમના મિત્ર અને જમાઇ નરભેરામને એકાન્તમાં બોલાવીને તેમને કહ્યું કે "મારો અન્તકાળ નક્કી આવ્યો છે. છેલ્લે સુધી મારૂં ભાન કાયમ રહેશે, અને દેવાજ્ઞા થતાં સુધી મારે શાન્ત રહેવાની ઇચ્છા છે. જો કોઇ પણ રોવાકૂટવાનો ગડબડાટ મારી પાસે કરશે અથવા જરી પણ બોલશે તો મારા ઈશ્વરસ્મરણમાં ભંગ પડશે અને મારી આખરની વખતે મારે મારા ઇશ્વર પ્રત્યે જે ધર્મ બજાવી લેવાનો તેમાં હું ચૂકી જઇશ. માટે મારા રક્ષણને અર્થે તમારે અહીં ઉભા રહેવું. આટલું મારૂં છેલ્લું કામ મિત્રભાવે કરવું એ માગી લેઉં છું. મારો આત્મા આ દેહ છોડી એને માર્ગે પડ્યો એવી તમારી ખાત્રી થાય ત્યારે મરજી પડે તે પ્રમાણે કરજો."

આ વાત નરભેરામે સ્વીકારી અને તે પ્રમાણે કરવા ઘરમાં આજ્ઞા આપી દીધી. તે સાંભળતાં નવલરામનાં પત્ની મણિગૌરીએ તરત રોવા માંડ્યું. શરીરપરથી અલંકાર દૂર કાઢી નાખ્યા, અને પતિની શય્યા પાસે જઇ બેઠાં. એ દિવસ ઉપર વાત કરી હતી તેમ પાછી સહુની પાસે ફરી છેલવેલી વાતો કરી લીધી, પોતાનો કાંઇ અપરાધ થયો હોય તે માટે ક્ષમા માગી, અને સહુને પલંગ આગળ ઉભેલાં જોઇ બોલ્યા કે "કોઇને કંઇ કહેવું છે?" સર્વની આંખમાં આંસુ આવ્યાં અને કોઇ બોલ્યું નહિ, એટલે પોતે બોલ્યા, "હવે હું પરવારી ચૂક્યો. હવે ઇશ્વરસ્મરણ કરીએ. નરભેરામ, Now be on your guard—સચ્ચિદા-

ન્દ ! દીનબન્ધુ ! દીનાનાથ !” આ પ્રમાણે બોલતાં બોલતાં રહી જઇ અન્તરમાં પ્રાર્થના કરવા માંડી અને અન્તે બોલી ઉઠ્યા કે “આનન્દ ! આનન્દ ! આથી તે વળી બીજો કીયો આનન્દ ? હે પ્રભુ ! તું જાણે છે કે મેં મારા જન્મ પર્યન્ત કંઇ પણ એવું કામ નથી કર્યું કે હું તારી કૃપાને પાત્ર ન થાઉં માટે, ઓ પ્રભુ, આ મારો હાથ પકડ !” વળી એક બે વાર મનમાં સ્તવન કર્યું; અને પાછા આ ના આ શબ્દો મોઢેથી ઉચ્ચાર્યા. એ સ્તવનમાં ને સ્તવનમાં જમણો હાથ ઉંચો થયો અને પાછો પડયો: તેની સાથે ત્રણ આચકા આવ્યા, અને દેહના બન્ધ છોડી છુટનાર અદૃશ્ય થઇ ગયો. વિદેહ પતિની આજ્ઞાને અનુસરનારી મણિગૌરીએ રોવાકુટવાનું બન્ધ રાખી એ દસ દિવસ ગીતા વંચાવી. સમ્બન્ધી, મિત્રો, ઓળખનાર—સર્વ સ્નેહના પ્રમાણમાં દુઃખી થયાં. મરનારના વિદ્યાર્થીઓએ ગુપ્ત અને પ્રસિદ્ધ શોક કર્યો. કવિઓના ગુણમધુકરની પાછળ કવિઓ કવિતામાં રોયા, અને વૃદ્ધ દલપતરામે, કવિતાઅંગુલી શોકવીણા ઉપર ફેરવી. ગૂજરાતી વર્તમાનપત્રો અને બીજાં પત્રોએ ખેદ સાથે આ નવો બનાવ નોંધ્યો. નવલરામ આ સંસારમાં કથાશેષ—કીર્તિશેષ—ગ્રંથશેષ—થઇ ગયા; એમનું શરીર હતું ન હતું થઇ ગયું. સંવત ૧૯૪૪ ના આષાઢ વદની અમાવાસ્યા એટલે સને ૧૮૮૮ ના ઑગસ્ટની સાતમી તારીખે મંગળવારે મધ્યરાતે આ બનાવ બન્યો હતો.

પ્રિય વાંચનાર, નર્મદની જીવનકથા લખનારની આ

જીવનકથા લખાઇ અને થઇ પણ રહી. નવલરામ કોઇ રાજા ન હતા, એમણે કંઇ રણક્ષેત્રમાં યુદ્ધ નથી કર્યું, શાસ્ત્રના શોધ નથી કર્યાં, ગ્રંથકારરૂપે યુરોપમાં પ્રસિદ્ધિ નથી મેળવી, લક્ષાધિપતિ ન હતા, અંગ્રેજ સરકારના રાજ્યના કોઇ મોટા જજ ન હતા, દેશી રાજ્યના દિવાન ન હતા, સી. એસ. આઇ. ન હતા, અને સભાઓ ધ્રૂજાવનાર ન હતા. જો આવા આવાઓની જીવનકથા વગર બીજાની કથાને તું કુથલી ગણતો હશે, તો આ વાંચી નિરાશ થશે. તું પૂછીશ કે ત્યારે આ જીવનકથા કોની છે? નવલરામે શું કર્યું ? આ કથામાં શો ચમત્કાર છે? અને આ કથા શા વાસ્તે લખી? વાંચનાર, જો તું મોટાં માણસનાં જીવન સાંભળતાં જ તૃપ્ત થતો હોય તો સરત રાખજે કે મોટાને માથે પણ મોટા છે; આટલો મોટો સૂર્ય પણ જ્યારે આકાશમાં એક બિન્દુ જેવો છે, ત્યારે બિન્દુ જેવા આપણા ઘરના દીવા શા ખોટા ?

"મોટાં નાનાં વધુ મોટાંમાં, તો નાનાં પણ મોટાં;
"વ્યોમદીપ રવિ નભબિન્દુ તો, ઘર દીવડાં નહિ ખોટાં."

આપણું ગૂજરાત જો, આપણા ગૂજરાતીઓ જો, આપણા ગ્રંથકારો જો, અને તને એમ નથી લાગતું કે આપણે આપણા પ્રમાણમાં નવલરામ પણ ઠીક હતા? નવલરામ જીવ્યા એટલા સમયમાં નવલરામનું કર્યું બીજા કોણે કોણે કર્યું છે? એના જીવન ઉપરથી બોધ અને દૃષ્ટાન્ત લેનાર નિકળશે તો કેટલો લાભ થશે? એના જીવનનાં પરનાં તારી પાસે છે તે ઉપરથી વિચારજે કે એમાંથી બોધ

અને દૃષ્ટાન્ત લેવાનું કેટલું જડે છે.

જૂના હોલકરો વિષે કહેવાતું કે તેમનું રાજ્ય તેમના ઘોડાનાં પલાણ ઉપર હતું. તેમજ નવલરામનું જીવન તેમના મગજમાં અને હૃદયમાં હતું. વાંચવું, વિચારવું, અને લખવું: એ ત્રણ ક્રિયાઓ, સમુદ્રમાં નિરન્તર પાણી ઉછળે છે એમ, તેમના જીવનમાં ઉછળતી હતી. વેદાન્તના સમ્પ્રદાય પ્રમાણે વેદાન્ત તેઓ ભણ્યા ન હતા; પણ તેમના ગજા પ્રમાણે—બુદ્ધિ પ્રમાણે જે વેદાન્ત સમજતા હતા ( તેને આપણે વેદાન્ત કહીએ કે ન કહીએ તોપણ ) તે એમને શુદ્ધ રાખવાને સમર્થ હતું. એમનું મરણ, એના જેવું મરણ પામવાનો બીજાઓને અભિલાષ કરાવે એવું સુન્દર હતું.

ગૂજરાતના વિદ્વાનો પેટ ભરવાનો ધંધો કરી સન્તોષ માને, શાસ્ત્રને માને નહિ અને અંગ્રેજી પુસ્તક ખરીદે નહિ તો વાંચે ક્યાંથી? વાંચે નહિ તો લખે ક્યાંથી? એ સહુ કરતાં નવલરામનો અહોનિશ નિરન્તર મરણ પર્યન્ત કરેલો ઉદ્યમ રમ્ય અને સફળ નથી? હાલ તો પ્રવૃત્તિ, ઉદ્યોગ એ જ ધર્મ છે એમ આખું યુરોપ માને છે. તે નહિ માનનાર દેશમાં ગૃહસ્થાશ્રમનું સત્ત્વ ઉચ્છેદન પામશે, અને ગૃહસ્થાશ્રમ સાથે સર્વ આશ્રમ નિરાધાર થશે. માટે જ પ્રવૃત્તિ આ યુગનો આશ્રમ છે; માનશે તેનો પણ એ અને નહિ માને તેનો પણ એ જ આશ્રમ છે; સુઇ રહીએ તોયે શરીરમાં લોહી ફરે છે અને અત્યન્ત બેસી રહીએ તોયે સતત્ ગતિમતી પૃથ્વી અહોનિશ હજારો ગાઉ દોડ્યાં

કરે છે તેની સાથે આપણે પણ મરજી હોય કે ન હોય તોયે ઘસડાઇએ છીએ; તે જ પ્રમાણે પ્રવૃત્તિના યુગમાં–પર રાજ્યમાં પ્રવૃત્તિ એ જ આશ્રમ છે, અને શાણા માણસોએ પ્રવૃત્તિમાં પ્રવાહપાત રાખી તેમાં વેઠિયા-વાડ ન કરતાં માત્ર મનને નિવૃત્ત રાખવું. એ પ્રવૃત્તિ, એ ઉદ્યોગ, આ સમાનો ધર્મ છે અને તે ધર્મથી પણ મોક્ષ કહેનારે કહ્યો છે જ.

( નવલ ગ્રંથાવલિ )   ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી

---

## ૨૬–પ્રજાશરીરનો ઘસારો કે નવપલ્લવતા ?

### ૧–પ્રશ્ન

વિજ્ઞાનવાદીઓ કહે છે કે પ્રત્યેક શરીરમાં નિરન્તર બે ક્રિયાઓ ચાલે છેઃ ભાંગવાની ને ફરીથી બન્ધાવાની. વિજ્ઞાનની શાસ્ત્રીય ભાષા અળગી રાખતાં પહેલી ક્રિયા એવી રીતે સમજાવી શકાય કે ચિન્તા, સ્પર્ધા, વિચારભાર, ત્રિવિધ તાપ, જીવન નિભાવવા ને હરરોજનું કુટુમ્બપોષણ કરવા કાજેના ચાલુ પ્રયત્નોઃ એ અને એવાં કારણોને લીધે જ્ઞાનતન્તુઓ ઘસાય છે, ને નબળાં પડે છે. ફરીથી બન્ધાવાની વાત એમ સમજાવી શકાય કે રમતો, વિનોદો, મેળા, ઉજાણીઓ, ઘડીક વિચારપાઘડીઓ વેગળી મૂકી આનન્દનાં મારેલાં ગપ્પાં, એકાન્તમાં કે મિત્રમંડળમાં મન મોકળું મૂકી ગાએલું ગીત, ખડખડાટ હસવુંઃ એ અને એવાં

કારણોથી હૈયાના ભાર હળવા થાય, ઉરમાં ઉમળકા આવે, નાડીઓમાં લોહી ધડાકાબન્ધ દોડે, સ્ફૂર્તિ વધે, ને સૂકાતા વૃક્ષની ડાળીઓમાં રસ વહી રહેતાં જેમ તે નવપલ્લવે કોળે તેમ ઉપર કહેલો ઘસારો મટી જઇ સૂકાતાં શરીર તેમજ મન્દ પડતાં ચેતન નવપલ્લવે પલ્લવી રહે છે. ઘસારાની ને નવપલ્લવની આ બન્ને ક્રિયાઓ પ્રત્યેક શરીરમાં નિરન્તર ચાલુ છે.

સ્ત્રી, બાલક ને પુરુષ: પ્રત્યેક વ્યક્તિને મારો એ પ્રશ્ન છે કે તમારા જીવનમાં એ ઘસારો વધારે છે કે એ નવપલ્લવતા ?

ઘસારાની ક્રિયા તે શરીરસમ્પત્તિના ચોપડાનું ઉધારપાસું છે. ઉલ્લાસની, નવપલ્લવતાની ક્રિયા તે શરીરસમ્પત્તિના ચોપડાનું જમેપાસું છે. પ્રત્યેક રાત્રે દુકાન વધાવતાં પહેલાં જેમ વાણોતર બન્ને બાજુનું નામું પૂરૂં લખીને ઉઠે છે તેમ શરીરનું પણ આ બન્ને બાજુનું નામું રોજરોજ મંડાય છે, ને બાર માસે બાકી નિકળે છે. સમજુ વ્યાપારીઓ તે હિસાબનું ધ્યાન રાખે છે, અણસમજુ લાંબા કાળ સુધી તે જોતા કે વિચારતા નથી.

વ્યક્તિઓના તેમજ પ્રજાઓના કલેવરના નવપલ્લવતાના ને ઘસારાના જમેઉધારના એવા હિસાબ મંડાય છે, અને સમજુ વ્યક્તિઓની પેઠે સમજુ પ્રજાઓ એ હિસાબ વાંચે ને વિચારે છે. દરરોજના ધમાલ ભરેલા વકરાની છૂટી છૂટી મંડાએલી રકમોમાં નજર રાખતાં યે પ્રત્યેક પ્રજાના દૂરન્દેશ પ્રજાનાયકો કલેવરની નવપલ્લવતાના ને ઘસારાના

જમેઉધારના સરવાળા ઉપર પણ સાથે સાથે દૃષ્ટિ ઠરાવે છે.

સંસારના આરોગ્યનો, સંસારસુધારણાનો વિશાળ અર્થ લેતાં તે દિશાનો એક મહાપ્રશ્ન એ જણાય છે કે, પ્રજા શરીર ઘસાતું જાય છે, કે ઉલ્લાસતું જાય છે ?

## ૨–પુરુષવર્ગ

તો પ્રજાહિતનો એક મહત્ત્વનો પ્રશ્ન એ થાય છે કે પ્રજાજનની ચિન્તાઓ વધી છે કે તેમના વિનોદો ? જો ચિન્તાઓ વધી હોય તો 'ચિન્તા ચિતા સમાન' એ કવિવરની ઉક્તિ, વ્યક્તિ તેમ જ પ્રજા, ઉભયને કાજે ફિકર ઉપજાવનારી નથી ?

જેને ત્રણસેં ને પાંસઠ સરખા એવા પુરુષો વધે છે કે ઘટે છે ? તહેવાર, પરવ, ઉત્સવોમાં રસ લેનારની સંખ્યા ઓછી થઇ છે કે વધારે ? 'સ્મિતની તો માત્ર છાયા જ હોઠ ઉપર રમી જવી જોઇએ, ખડખડાટ ન હસાય' એવી શિષ્ટાચારની ભાવના પ્રસરતી જાય છે કે નહિ ? નગરનાં વનઉપવન કે કુદરતનાં બીજાં સૌન્દર્યસ્થાનો કે ઇતિહાસપ્રસિદ્ધ જગાઓમાં વિનોદ કરવાની જૂની પદ્ધતિની ઉજાણીઓ કે નવી પદ્ધતિની 'પિકનિક પાર્ટીઓ'ના છેલ્લાં ત્રીસ વર્ષોના હિસાબમાં સરવાળે નફો છે કે તોટો ?

અનાજ, કાપડ, બળતણ, ઘરભાડું, પાણીવેરો: જીંદગીની એ પ્રાથમિક જરૂરીઆતોના દર આ નવા જમાનામાં ચઢયા છે કે ઉતર્યા ? ઓ રાજકોટ, અમદાવાદ, મુમ્બાઇનાં અનુભવિયાં નરનાર, આપના અનુભવનો શો ઉત્તર છે ? હાલની અસાધારણ મોંઘવારી તો અસાધારણ કારણોને લીધે

છે ને ઓછી થશે. પણ ઓટ એટલો ઉતરશે ? ને પચીસ વર્ષ પહેલાંનાં ભાવનાં પગથિયાં દેખાશે ?

ઇ. સ. ૧૮૮૦ માં રહેતા તે જ ધોરણે ઇ. સ. ૧૯૧૯ માં રહેવા માટે કુટુમ્બપતિએ એટલા જ રૂપીઆ કમાવા જોઇએ કે વધારે ? અને જેટલી સહેલાઇથી મહિને પચીસ રૂપીઆ પહેલાં કમાતા તેટલી સહેલાઇથી આજે તેટલા રૂપીઆ કમાવાય છે ? વધારે કમાવાની ફરજના આ દિવસોમાં બજારમાં યે ભીડ વધી છે, ને તેથી ધીમે પગલે ચલાય છે.

ચિન્તાભાર તેમજ સ્પર્ધા આ નવા જમાનામાં કુટુમ્બસુખીઓને કાજે વધ્યાં છે, ઘટ્યાં નથી.

સાથે સાથે એટલી રકમે જમે બાજુ નોંધવા જેવી છે કે કેળવણીના વધતા જતા પ્રસારથી કમાવાની બુદ્ધિશક્તિ યે વધતી જાય છે. બાકી તો રેલ્વે આગબોટ જેવાં સાધનો તો સુમ્બાઇમાર્સેલ્સથી સહેલાઇથી માલ લાવે ય છે, ને તેટલી જ સહેલાઇથી લેઇ યે જાય છે. હિન્દને હિસાબે તો સરવૈયે આયાતની ભરતી કરતાં નિકાશનું ઓટનું ઉતરાણ વધારે છે.

તેમાં વળી ભાષણો મંડળીઓ છાપાંઓએ ખરાખોટા અનેક વિચારવમળોની ઘૂમડીઓમાં પ્રજાના મગજને નાખ્યું છે. ઘરના, સમાજના, રાજ્યના વિચારોને ચગડોળે, માત્ર પ્રજાનાયકોનાં જ નહિ, પણ પ્રજાજનોનાં યે જીવન ચઢ્યાં છે. સાંજના બગીચામાં કે જીમખાનામાં તાજા થવાને કાજે ગયા હોય ત્યાં યે એની એ લમણાકૂટના દાખલા શું વિરલા છે ? ઘરની આરામખુરશીમાં પડ્યા પડ્યા હિંડનબર્ગ-

ને હરાવવાની જીવનપદ્ધતિ વધી નથી લાગતી ?

અને પુરુષવર્ગના વિનોદો ? ત્રીસ અગિયારસને દિવસે સાબરમતીના રેતાળ પટમાં ત્રીસેક વર્ષ ઉપર અખાડા જામતા: અમદાવાદમાં એ અખાડા આજે જામે છે ? થોડીક ક્લબો ને કેટલાંક જીમખાનાં સ્થપાયાં છે. મુમ્બાઈના અમદાવાદના કે રાજકોટના પુરુષવર્ગમાંથી સેંકડે કેટલા ટકા એ વિનોદ-મંડળોના સભાસદો છે ? દિવસના થાક્યાપાક્યા ઘેર આવ્યા પછીની રાત્રિની ભારતરામાયણની કથાઓ હતી તેટલી નથી રહી.

પછી પ્રજાને ઉલ્લાસ તો જોઈએ જ છીએ: પછી ઉલ્લાસ નહિ, તો ઉલ્લાસના આભાસ. દૂધમાં જેમ ઉભરો આવે, ને એટલું જ કે ઓછું થયેલું દૂધ જેમ વધેલું દેખાય, તેમ આજે ઉલ્લાસના કેટલાક ઉભરા ઉભરાતા દેખાય છે. પણ એ પરપોટાઓથી પાણી વધ્યાં છે એમ સમજુઓ સમજશે ?

દારૂનું પીણું, સારા કે હલકા વર્ગમાં, પીઠામાં, હોટેલોમાં તેમ જ ખાનગીમાં વધ્યું છે કે ઘટ્યું છે ? એ કૃત્રિમ ઉલ્લાસને માટે છે. સોડાપાણી ને આઈસ્ક્રિમની દુકાનોની લિજ્જત, ભોજનગૃહો ને વિલાસભુવનોના વિલાસો, હાલના નાટકસીનેમાના ખેલોની મજાઓ: એ સહુ તે ભાવનાના પ્રકારાન્તર છે. અને હવે ગામડાના અનુભવીઓને ગામડિયાંના કોર્નેલિયા ને મોન્ટીનીનાં ભુવન ગામડાંમાં દેખાય છે કે નહિ ?

સંસ્કૃત ભાષાનો અભ્યાસ હાઈ સ્કૂલો તથા કૉલેજોમાં પ્રવેશતાં તે ભાષાજ્ઞાનનો વિસ્તાર વધ્યો છે. પણ તેનું

ખેડાણ ઉંડું છે કે આછોતરૂં ? ક્રિકેટ ને ફૂટબોલની રમતોનું યે એવું થયું છે, ને મુમ્બાઇ સિવાય ગૂજરાત કાઠિયાવાડની વાર્તા એવી જ છે. રમતોનો વિસ્તાર વધ્યો છે, રસ કે કલા કે ગુણ વધ્યાં નથી.

નિરન્તર ચઢાવી રાખેલાં ધનુષ્યની કમાન બગડે છે. રણ ખેલી રહે રણધીરો બખ્તર ઉતારતાં ચાપની પણછ પણ ઉતારે છે. વ્યવહારવ્યાપારના પોષાક ઉતારતાં મગજની ચઢાવેલી દોરી યે ઉતારવી જોઇએ છીએ.

થાકેલાંને તાજા થવાને માટે વિશ્રામ, વિનોદ, ઉંઘની પણ જરૂર છે. આઠે પહોર કામ કરનાર કેટલા દિવસો સુધી કામ કરી શકશે ?

નોળિયા અને સર્પની લઢાઇ માટે દન્તકથા છે કે સર્પના ડંખ વાગ્યે નોળિયો દરમાં જઇ નોળવાઇ સુંઘી આવે છે, એટલે ઝેર ઉતરી જાય છે, ને સર્પ સામે લઢવાને તાજો થઇ પાછો આવે છે. નોળવાઇની એ ગુણવાર્તા ખરી હો કો ખોટી, પણ પ્રજાના વિનોદપ્રસંગોની ગુણવાર્તા એવી છે. સંસારજીવનના ચઢેલા ભાર ને ઝેર તે ઉતારે છે, હૈયાં હળવાં ને રસાળ કરે છે; અને બીજા દિવસની સંસારખેલનાને કાજે ઉમંગી કરે છે. જીવન એમ દરરોજ 'તાઝે બતાઝે, નો બ નો' પ્રફુલ્લિત રહે છે.

હિન્દની પ્રજા દરરોજ સ્હવારે, કાલે હતી તેના કરતાં વધારે, તાજી થઇને ઉઠે છે ? કે થાકમાં રજકણો પ્રજાશરીરમાં થોડાં ઘણાં યે રહી જાય છે ?

### ૩-સ્ત્રીવર્ગ

કહે છે કે સ્ત્રીવર્ગમાં ક્ષય, સુવારોગ ને હીસ્ટિરિયાનાં દર્દો વધ્યાં છે. દાક્તરો ને વૈદ્યરાજો આંકડાવાર પુરાવો તો આપી શકે.

ક્ષયનું બીજું નામ રાજરોગ છે, ને એ ફેફસાંની નબળાઈનો રોગ છે. સુવારોગ તે અસાવધાનતાથી થયેલી સુવાવડમાંથી જન્મતો એક જાતનો ક્ષય છે. હીસ્ટિરિયા તે જ્ઞાનતન્તુઓની નબળાઈનું દર્દ છે.

સ્ત્રીવર્ગને ઘરસારી કામમાં અનાયાસે જ જે કસરત મળતી તેના ચોથા ભાગની કસરત હવે નથી રહી.

પનિહારીનાં ગીત આજના કવિઓ યે ગાય છે, ને રસિકોને રુચે છે: કન્યાશાળાઓમાં ગરબીઓ સાથે એ વેષ હજી યે ભજવાય છે: પણ શહેરોની શેરીઓમાંથી એ કવિતા ને એ કસરત અલોપ થઈ છે. એને માટે વૉટરવર્ક્સ જવાબદાર છે. અમદાવાદ જ્યારે પાંચ કૂવાનું પાણી પીતું ત્યારે કેટલે દૂરથી જળબેડું સ્ત્રીવર્ગ ભરી લાવતો ? અને એક ભરેલું બેડું એટલે કેટલો ભાર ? પાઠક, માઈલ-દોઢ માઈલ આશરે મણેકનો ભાર ઉપાડી કોઈ વખત પણ ચાલ્યાં છો ? તેર-ચૌદ ઔંસના રૅકેટથી ટેનિસ રમવા કરતાં એ કસરત ઓછી ન હતી.

સ્ત્રીવર્ગમાં કેટલીકને માટે ટેનિસ ક્લબો થઈ છે ? જેટલી સ્ત્રીઓની કસરત ગઈ છે તેટલી બધીને માટે ટેનિસ ક્લબો સ્થાપવા પ્રયત્ન થયા છે ? ને સ્થાપી શકાશે ?

આપણા સંસારમાં નવી કસરતો ને વિનોદો આવતાં નથી; ને, વૃદ્ધ નરનારની પેઠે, જૂનાં જાય છે.

કૂવાને કાંઠે પાણી સિંચનારીના અંગહિંડોળ નિરખનારે એ તો દીઠું જ હશે કે એથી આખા યે શરીરને કસરત મળે છે. સૅન્ડોની 'ચેસ્ટ એક્સપાન્ડર્સ' ની કસરત કરનારાં નરનારને કોઇ પૂછશો કે પાણી સિંચવામાં એથી ભિન્ન પ્રકારનો કસરતનો સિદ્ધાન્ત હતો ? જેટલી સ્ત્રીઓનું પાણીસિંચન ગયું છે એટલી બાનુઓને ત્યાં 'ચેસ્ટ એક્સપાન્ડર્સ' પ્રજાનાયકોએ આવેલાં દીઠાં છે ? આપણા સંસારમાંથી શું શું જાય છે ને શું શું નથી આવતું તેના હિસાબ, પ્રજાના ખજાનચી પાસેથી માગીએ છીએ તેવા, પ્રજાનાયકોએ રાખ્યા તો હશે જ.

પોળનો વિશાળ ચોક ને નેવાં ઉપરના આભમાં શબ્દ ફેંકતી ગરબો ઉપાડનારીઓ પચીસેક વર્ષ ઉપર સાંભળી છે: ઉઘાડા આકાશનો માંડવો ગજાવતી ગાતી જતી પાંચ પાંચ ઠાકરડીઓને આઘેથી હજી સાંભળી છે: અને મુમ્બાઇ–અમદાવાદમાં પચાસ બાનુ ઝીલનારીઓની મંડળીને એક હૉલનો પણ પડઘો ન જગાડતી યે સાંભળી છે. પરોઢિયે પ્રભાતિયાં ગવાતાં, કે ઘંટી દળતાં સાથે જે ગીત ગવાતાં તે હવે શેરીમાં કેટલાં સંભળાય છે ? મહાત્મા ગાંધીજીને ઘંટી દળવાથી 'પ્લુરસી' નો રોગ મટયો, ને સદ્ગત પઢિયારજી કહેતા કે ક્ષયનો એક અકસીર ઇલાજ ઘંટી છે. ગરબા, રાસડા, કીર્તન, લગ્નસરાનાં ગીત હિન્દનો સ્ત્રીવર્ગ પહેલાં ગાતો હતો. આજે એથી અડધું યે ગાય છે ? સ્ત્રી-

વર્ગનાં ફેફસાં ને છાતી તો નબળાં પડયાં છે, પણ સંસારે ગીતસૂનો થયો છે.

દળવાથી ચે ખાંડવું તો વધારે ઓછું થયું છે. ધોવાનું ચે ઘટતાં નાનકડા અગદળિયાની કસરત ઘટી ગઇ. ધોવું, દળવું, ખાંડવું, પાણી ભરવું મૂકી દેવાય ત્યારે ગૃહસ્થાઇ ગણાય. આ ભાવના નથી વધી ગઇ? અને એથી પ્રજાસંઘનાં સ્ત્રીવિભાગને લાભ થયો છે કે હાનિ?

શ્રમની મહત્તા ભૂલાઇ છે; કુટુમ્બપોષણ કરે લેવી જોઇતી જરૂરી મહેનતોમાં નાનમ દેખાય છે; આનાં પરિણામ પ્રજાસંઘને સારાં ન જ મળે, ને નથી મળ્યાં.

મન્દિરોમાં દેવદર્શને જવાની રૂઢિ સ્ત્રીવર્ગમાંથી ઘટી ગઇ છે એટલો બગીચામાં ફરવા જવાનો શોખ વધ્યો છે? બગીચામાં પ્લેગનો ઉંદર પડયો હોય તો બગીચો સ્વચ્છ કરાવશો, કે તેનો નિત્યત્યાગ કરશો? ધર્મમન્દિરોને સ્વચ્છ કરાવવાને બદલે તજી દેવાયાથી કુટુમ્બોમાંથી ધર્મ ગયો, કસરતે ગઇ, ને ઉત્સવના ઉલ્લાસે ગયા. પ્રજાજીવનની દેહ તેમજ આત્માની નવપલ્લવતા ગઇ.

અને સૂવાવડોની ક્ષીણતા પાછી પૂરાય છે? મેથી, સુંઠ, વસાણાં, ઘી વગેરે પહેલાં ખવાતાં એટલાં હાલ ખવાય છે? સ્ત્રીવર્ગના જીવનકટોકટીના પ્રસંગોનું ચે પોષણ હતું તેટલું નથી રહ્યું.

સ્ત્રીવર્ગમાં ક્ષય, સૂવારોગ, હીસ્ટિરિયા વધવાનાં કારણો આમ આપણા સંસારપરિવર્તને જ આપ્યાં છે. આપણા સંસારનાં પરિવર્તન કઇ દિશામાં વળ્યાં છે, તેના રંગ શા

હોય તો અટકે. એ ત્રણ કલાકના આરા ફરવામાં ઘેરૈયાની ઘેર જ ક્યાંઇ ન દીઠી; કે ઘેરૈયાનું નગારૂં યે વાગતું ન સાંભળ્યું. મને થયું કે ઘેરૈયાની રમતો અટકાવવા નહિ પણ પાછી સજીવન કરવા હવે તો ફરવું જોઈએ.

એક જણે કહ્યું હતું કે ગુજરાતના હાલના બાલકો તો મન્દિરમાંના દેવ જેવા ડાહ્યા થઇ ગયા છે. જગતસંગ્રામના સમયે મહાત્મા ગાંધીજીને ગુજરાતી રણઉત્સુકો થોડા જ મળ્યા હતા.

રાત્રિએ નવ દસ વાગતાં સુધી પહેલાં રમવાનું સાધારણ હતું કે નહિ? અને હાલ એ અસાધારણ છે કે નહિ?

મેઘદૂતમાં વર્ણવેલી અલકાની કન્યકાઓ સોનારેતીમાં ગૂઢમણિ રમતી, તે વિભૂતિવન્તાં સાધનોથી. નહિ પણ પડતી રાતની ચાંદનીમાં ધૂળની ઢગલીઓ કરી ઠીકરી સંતાડી શોધવાના ખેલ તો અમદાવાદની કન્યકાઓ ખેલતી. ચાંદનીના તેજઅંધકારના સંસર્ગમાં કે દીવાના તેજઅંધકારના આટાપાટામાં બાળાઓ તલકછાંયડી (તડકી છાંયડી), ચારણી દા, લકડી દા, રમતી હતી. હવે તો રાત્રિએ છોકરાઓને ઘર બહાર કાઢતાં વિચાર થાય છે, તો દિકરીઓને તો ચોગઠામાં યે કેમ જ ધીરાય?

છોકરાઓને માટે બારે માસની ઋતુ ઋતુની રમતો હતી. પતંગ, ભમરડા, હોળીના ચીંચવા, ગીલ્લીદંડા, લકટીઓ, મેળા, નવરાત્રિની ને દિવાળીની રમતો: એવો ક્રમ હતો. બારિયો દા, એરંડો, ચોરચોર: એવી રાત્રિની રમતો હતી. સાતતાળી, નગોરચું (નવ નાગોલિયો), મારદડી: એ

સાંઝની રમતો હતી. આજે તો એમનાં નામ સંભારતાં યે સ્મરણશક્તિને ઉંઘમાંથી જાણે જગાડવી પડે છે.

બધી રમતો નિર્દોષ ન હતી. હોળીમાં બીભત્સ શબ્દોથી રસ્તે જતી સ્ત્રીઓનાં અપમાન કરાતાં; લાખની, પત્થરની, કાચની લટકીઓથી નાનો નાનો જુગાર રમાતો; નવરાત્રિમાં મ્યુનિસિપાલિટીનાં ફાનસ ફોડાતાં. પણ ડાઘા ધોતાં ધોતાં લૂગડાંના તાણાવાણા યે નદીમાં વહેવડાવી નાખવામાં આવે એવું આપણા સંસારના ધોબીઓને હાથે નથી થયું ?

હાલ શિક્ષકો કહે છે કે વર્ગમાં છોકરાઓ નાની ઉમ્મરના ને ઓછી અક્કલના આવે છે. માબાપ પોકારે છે કે ભણતરનો ભાર વધ્યો છે, ને તેથી છોકરાંનાં શરીર ખવાઈ–તવાઈ જાય છે. બન્ને ખરા યે છે, ને ખોટા યે છે.

છોકરાઓ હવે વર્ગમાં નાની ઉમ્મરના નથી આવતાઃ હું પન્દરમે વર્ષે મેટ્રિકની પરીક્ષામાં બેઠો હતો, ને મારી શાળાના સહાધ્યાયીઓ ઘણું ખરૂં એ ઉમ્મરના હતા. હાલ એથી નાના તો યુનિવર્સિટીના નિયમ પ્રમાણે પણ ન આવી શકે. ખરી વાત એ છે કે તે કાળના ખીલેલા શરીરના થનગનતા વિદ્યાર્થીઓને બદલે હવે વણખીલ્યા શરીરના શિથિલ અંગચેષ્ટાના વિદ્યાર્થીઓ હોય છે, ને એમને કેટલાક શિક્ષકો ને પ્રોફેસરો નાની ઉમ્મરના માની લે છે. જરા ઉંડા ઉતરી જોયે બાલકોની રમતોનો નાશ એ આનું કારણ જણાશે.

એક કલાકના વર્ગભણતરમાં બાલકોનો બુદ્ધિખિલાવ થાય છે તેથી વધારે બુદ્ધિખિલાવ ને ચારિત્ર્યની દૃઢતા એક કલાકના રમણખેલનમાં થાય છે. દાખલા તરીકે સાતતાળીની રમતમાં દાવવાળો છોકરો કોઈને પકડવા દોડે ત્યારે તે આગળના ને પાછળના દાવવાળા છોકરાઓને કેટકેટલાં તાત્કાલિક નિરીક્ષણ ને તાત્કાલિક નિર્ણય કરવાં પડે છે ? રમનારા કોણ કોણ ક્યાં છે, શું કરે છે, દાવવાળાની દોડ ઓછી છે કે વધતી, તેની ચોટ શી રીતે ચૂકવવી, આડું નાસવું કે બેસી જવું: આગળ પાછળ ચોગમનું ક્ષણક્ષણનું નિરીક્ષણ અને તે બદલાતી વસ્તુસ્થિતિ પ્રમાણેના ક્ષણેક્ષણે નાનાવિધના દોડતાં દોડતાં નિર્ણય: ચાલતે સંગ્રામે મહા-સેનાધિપતિઓની પણ કસોટી કરતાં મહાગુણો ને મહાક્રિયાઓનાં બાલસ્વરૂપો બીજ રૂપે એ આઠદસ બાલકોમાં રમતાં રમતાં કેળવાય છે. બ્રિટિશ સર્વશ્રેષ્ઠ સેનાધિપતિ ડ્યુક ઑફ વેલિંગ્ટને કહ્યું હતું કે 'વૉટરલુનું મહાયુદ્ધ ઈટન ને હૅરોની શાળાઓના ક્રિકેટના મેદાનો ઉપર જીતાયું હતું' તે આ અર્થમાં જ.

હાલના વિદ્યાર્થીઓનો બુદ્ધિભંડાર ઓછો નથી થયો, પણ પહેલાં કરતાં ઓછો ઉઘડેલો છે. તેનું કારણ બાલકોની રમતોનો વિલોપ છે.

અભ્યાસના વિષયભાર વધ્યાની ફરિયાદ ઘણે દરજ્જે સાચી નથી. ઉલટો અભ્યાસક્રમ હળવો થયો છે, પુસ્તકો સહેલાં થયાં છે. ૪૦–૫૦ વર્ષ ઉપર મેટ્રિકની પરીક્ષાના અભ્યાસક્રમમાં ગ્રીસ, રોમ, ઈંગ્લેન્ડ ને હિન્દના ચાર

ઇતિહાસ ભણવાના હતા. આજ બી. એ. સુધીમાં યે એટલા ભણવાના નથી. હાવર્ડકૃત ત્રીજી ચોપડી કરતાં આજની ઇંગ્રેજી ત્રીજા ધોરણમાં ચાલતી એક્કે ચોપડી વધારે અઘરી નથી. સિંકલેરના હિન્દના ઇતિહાસને બદલે માર્સ્ડન, અને રોયલ કે ક્યુલિયરના બ્રિટનના ઇતિહાસને બદલે એમ્પાયર તે અઘરાં છે જ નહિ.

છતાં ભાર વધ્યો છે. તે શેનો?

સામાન્ય રીતે ૧૩–૧૪ વર્ષમાં બાળકીઓનો અભ્યાસ-કાળ પૂરો કરવાની ભાવના હોવાથી તેટલા સમયમાં બને તેટલું વધારે ભણાવવાની ઇચ્છા જન્મી છે, ને તે કારણે બાલકોના અભ્યાસક્રમ કરતાં બાળકીઓનો અભ્યાસક્રમ ભારે રચાયો છે.

બીજું તો નવનવી શિક્ષણપદ્ધતિઓના ઘૂંચવાડા ને ભૂલભૂલામણીઓ વધ્યાં છે. કિન્ડરગાર્ટનમાં ન કેળવાએલા શિક્ષકોને હાથે પ્રાથમિક શાળાઓમાં એ શિક્ષણપદ્ધતિએ, અને ભૂમિતિ કે સાયન્સની નવી અભ્યાસપદ્ધતિમાં ન કેળવાએલાને હાથે માધ્યમિક શાળાઓમાં એ નવપદ્ધતિએ, શિક્ષણ અપાતાં ઘૂંચવાડા વધે જ ને?

પરીક્ષાઓ ઘણી છે, ને તેમની ચિન્તા બાલકોના જ્ઞાનતન્તુઓને નબળા પાડે છે.

વિલાયતની પબ્લિક સ્કૂલો ને યુનિવર્સિટીમાં સ્હવારના આઠથી બપોરના દોઢ સુધીનો ભણવાનો વખત, મુમ્બાઇ-માંની સેન્ટ ઝેવિયર્સ કૉલેજની પેઠે, છે ને અહિં હાઇસ્કૂલ કૉલેજોમાં અગિયારથી ચાર–પાંચ સુધીનો વખત છે. સમ-

નારા રમે, ભણનારા ભણે, રખડનારા રખડે, હોડી તરાવનારા હોડી તરાવે; દરરોજ એમ આખા નમતા પહોર દરમિયાન વ્યક્તિવ્યક્તિના ગુણવિકાસની વિલાયતમાંની શક્યતા આપણે ત્યાં નથી.

નાતનાં જમણો સામેની ઝુંબેશ ઉઠાવનારાઓએ 'પાર્ટીઓ'ના ઉલ્લાસ સંસારમાં ન આણવાથી બાલવર્ગને મોટામાં મોટો અન્યાય કીધો છે. જમણને આખે ચે દિવસે બાલકોનો ઉલ્લાસ રહેતો તે અજાણતાં તેમણે ઝૂંટવી લીધો છે.

બાલકોનાં થનગનાટ, હિમ્મત, બાલસાહસ ખેડવાના ઉભરા, નિડરતા, શરીરના વિકાસ, રમવાના ઉલ્લાસઃ આટઆટલાં ભણતર વધ્યે યે એ સૌ વધ્યાં નથી.

૫—ઉત્તર

બાલકોની સ્પર્ધા ને ચિન્તા વધી છે, ને કુટુમ્બપતિઓની પણ સ્પર્ધા ને ચિન્તા વધી છે; સ્ત્રીવર્ગની કસરત અડધી યે નથી રહી. સ્ત્રી બાલક ને પુરુષો સૌના આનન્દના પ્રસંગો ઓછા થયા છે, ને જે પ્રસંગો રહ્યા છે તેમાંથી આનન્દ ઉપટતો જાય છે. નાતવરા, મેળા, ઉજાણીઓ; હોળી, નવરાત્રિ, દિવાળી; તહેવારો, મન્દિરો, ઉત્સવો; દળવું, ખાંડવું, ધોવું, પાણી ભરવું: આગગાડીનું સ્ટેશન આવવાનું થતાં જેમ આગગાડી ધીમી ધીમી પડતી જાય તેમ તે સહુ ધીમાં ધીમાં પડતાં જાય છે.

લોકોક્તિઓ તો હમણાંહમણાંની ઘણી એવી નિરાશાવાદી ઉચ્ચારાય છે: 'ગોળમાંથી ગળપણ ગયું.' 'સગાંમાંથી સગપણ ગયું.' 'દેવમાંથી દૈવત ગયું.' 'ધરતીમાંથી કસ

ગયો.' જીવનમાંથી રસ ગયો.' આવી આવી ઉક્તિઓનો સાર એવો જણાય છે કે વ્યક્તિઓના તેમજ સંસારના જીવનમાં મીઠાશ હતી તેવી ને તેટલી રહી નથી. જીવનની મધુરતા ઓછીવધતી યે ઓસરી છે.

ટેનિસની રમતમાં દડો જેમ ઉછાળા મારતો આમથી તેમ ઘૂમે છે તેમ પ્રજા જીવનનો દડો ઉછળતો થપે છે? ઉલ્લાસના લોઢ ઉછળે છે કે ઉમંગની ભરતી ઉભરાય છે? પ્રજા પ્રભાતે પ્રભાતે સાંતીડે જતા ધોરી જેવી ચાલે છે કે સાંઝે ખેતરેથી વળતા ડોક ઢાળી નાખેલા ધોરી જેવી? પગમાં થાક ચઢેલો સ્પષ્ટ દેખાય છે. વછેરા ને વછેરીઓ પહેલાંના જેટલાં થનગનતાં નથી, ને પ્રજા યે પ્રભાતને બદલે મોડી ઉઠતી થઇ છે.

વાવાઝોડામાં લંગર તૂટેલી, હોકાયન્ત્ર ને સૂકાન ભાગી ગયેલી, વિવિધ ઉપાયો યોજતા ખલાસીઓની ભરેલી હોડી જેવી નિર્લક્ષ્ય ને અસ્થિર, ઘડીક પશ્ચિમમાં પૂર વેગથી વહેતી ને ઘડીક પૂર્વમાં પાછી પડતી જેવી, ડામાડોળ, પ્રજા નોકાની સ્થિતિ છે. અનેક કારણોને લીધે પ્રજા બ્હાવરી બની છે.

ગામડાં ભાગી શહેરો ભરાય છે. શહેરોમાં ખાનાર વધવાથી ને ગામડાંમાં પેદા કરનાર ઘટવાથી બન્ને સ્થળે મોંઘવારી વધે છે. ગામડાંમાં ઝુંપડાંનાં ખંડેરો વિકરાલ દર્શન દેતાં ખડાં હોય છે, ત્યારે શહેરોમાં વધતી વસ્તીને પહોંચી વળવા જેટલાં મકાનો કે શહેરસુધરાઇનાં સાધનો નથી હોતાં, ને પરિણામે રોગો ને મહામારીઓ વધે છે.

ધર્મભાવના શિથિલ થઇ છે, ને ભોગભાવના બલવન્તી થઇ છે; સન્તોષ ને શાન્તિને સ્થાને મહત્ત્વાકાંક્ષાની હવાઇઓ ઉડી રહી છે; પ્રાચીનતાનાં ખંડેરો વધે છે, પણ નવીનતાના રાજમહેલો જવલ્લે જ જણાય છે.

સ્ત્રી તેમજ પુરુષવર્ગમાં ગૃહસ્થાઇનાં આળસુ લક્ષણો વધે છે.

**ડાર્વિન** જેને જીવનસંગ્રામ (Struggle for existence) કહે છે તેની કડકાઇ હિન્દમાં વધી છે; બ્રિટિશ પ્રજા જેને પુનરુદ્ધારક વિનોદો (Recreation) કહે છે તે હિન્દમાંથી ઘટ્યા છે. સરવાળે નવપલ્લવતા ઓછી થાય છે ને પ્રજાશરીરનો ઘસારો વધારે થાય છે. એ વધઘટનું પ્રમાણ કેટલું છે ?

છેલ્લાં ૭૦ વર્ષ દરમિયાનના પ્રજાજીવનમાંના પરિવર્તનનો આ ઉત્તર છે; વસ્તુસ્થિતિનો, અનુભવનો, વિચારણાનો આ ઉત્તર છે.

પ્રજાશરીરને લાગેલો એ એક જાતનો ઝીણો ક્ષય નથી ? હિન્દ સંસારના પુરાતન મહેલને લૂણો લાગવા માંડયો જણાય છે.

## ૬–ઉપાયો

આ લખતી વખતે **મહાભારત**માંનું વચન સ્મરણે અહીં આવે છે કેઃ

श्रुतयो विभिन्नाः स्मृतयो विभिन्नाः ।
नैको ऋषिर्यस्य वचः प्रमाणम् ॥

આપણા માંદા પડેલા સંસારને એટલા વૈદ્યરાજો વળગેલા છે કે એ માંદો રહે તેમાં આશ્ચર્ય નથી: એ મરતો નથી તે જગતની નવાઇ છે. યુગયુગના કસાએલા પુરાતન ચેતનને લીધે જ હિન્દ હજી જીવતો છે.

ઉપાયોમાં કેટલાક રાજ્યસત્તાના હાથમાં છે, કેટલાક પ્રજાસત્તાના હાથમાં છે. પ્રજા પોતે પોતાને શી રીતે કે કેવી સહાયતા કરી શકે એ આ મણકાનો વિચારભાગ છે. સૂચવેલા ઉપાયોમાં કેટલાક વ્યવહારૂ ને કેટલાક સિદ્ધાન્તો જેવા ધુમ્મસિયા યે લાગશે.

ત્યારે પહેલું તો સુધારાની રૂઢિ બદલાવી જોઇએ છીએ. ‘સર્વ ફેરફાર તે સુધારા નથી’; ‘Revolution is not reform, either social or political’; ‘તેને જ સંસારની અટારી તોડવા હક છે કે જે નવી અટારી બાંધી શકે છે’; ‘મૂર્તિભંજકતા તે ધર્મસંસ્થાપના નથી’: સંસારશાસ્ત્રના આવા સિદ્ધાન્તો નવા નથી, સર્વવિદિત ને સર્વમાન્ય છે; માત્ર ઘરનાં પગથિયાંની પેઠે, ગણત્રીમાંથી જ વિસરાય છે. સંજોગબળને લીધે રાજ્યપ્રકરણી બાબતોમાં પ્રજાનાયકોને ટીકાકારપણું કરવું પડે છે—ને કેટલાકનું એવું યે માનવું છે કે સરકાર જો પ્રજાનાયકોને પોતાની કાંઇક સત્તા સોંપે તો અડધા ટીકાખોરવેડા અચૂક સુધરે—પણ બીજી દિશાઓમાં, જ્યાં પ્રજાસત્તાને અવકાશ છે ત્યાં, પ્રધાનપદે ટીકાકાર કે ભાષણકારના ધર્મ સ્વીકારી અટકવું ઇષ્ટ કે અનુકરણીય નથી.

બીજું: પાંચ છ વિવિધ મતાનુયાયી સંસારઅભ્યાસીઓએ કે સમાજશાસ્ત્રીઓએ કોઇ વેળા એકઠા મળી સંસાર-

વ્યાધિના નિવારણ કાજે વિચારમન્ત્રણા કીધી છે ? કોઇ દરદીનું દરદ મટાડવા કાજે વૈદ્યમહાસભા કેટલાકોએ નિમન્ત્રી ? કોંગ્રેસો કોન્ફરન્સો વિચાર જાહેર કરવાનાં—કેળવવાનાં—ફેલાવવાનાં અત્યુત્તમ સાધનો છે; વિચારમન્ત્રણાને કાજે ઉત્તમ સ્થાનો નથી. મન્ત્રીઓની મન્ત્રસભા તો લોકમહાસભાથી નિરાળી જ હોય.

ત્રીજું: ધર્મમાં, રાજ્યમાં, સંસારમાં જૂદા ચોતરાવેડા (Separatist tendency) ઓછા થવા જોઇએ. નવી 'પાર્ટી' ભલે રચાય, નવી પાર્લમેન્ટ ન જ મંડાય. રાજીનામું આપવાનો હક્ક કોઇ પણ વ્યક્તિને છે, પણ જુવારા મંડાવાથી પ્રજાનું પ્રજાપણું ઘટે છે—નબળું પડે છે. 'બાર ભૈયા ને તેર ચોકા' જેવું થવાથી 'પંચનો બોલ તે પરમેશ્વરનો પડઘો' રહેતો નથી. પૂરેપૂરા વ્યક્તિવિકાસની સાથે શહેરની, સંસારની, રાજ્યની, ધર્મની લોકસંપી જીવનની (corporate life) ભાવના યે બલવન્તી કરવી જોઇએ.

બાકી તો વીસમી સદીમાં કેટલાંક વાનાં તો અનિવાર્ય છે. જે પ્રજાએ મેદાનમાં આગળ પગલાં ભર્યાં છે તે પાછાં હઠાવી શકાય તેમ નથી. જીવનસંગ્રામની કડકાઇ તો હવે વધવાની જ. પોતાનો દીર્ઘ એકાન્તવાસ તજી હિન્દી પ્રજા પ્રજાસંઘમાં ભળી છે તેથી તેને જે લાભાલાભ થયા છે—ને થાય છે—તેમાંનો આ એક છે. જ્યાં સુધી દુનિયાનો પ્રજાસંઘ જગતના રણક્ષેત્રમાં શરત દોડયાં જ કરશે ત્યાં સુધી હિન્દી પ્રજાએ પણ એ પ્રજાઓની શરતમાં દોડવું જ પડશે. પણ લાંબી શરતમાં દોડવાની રીતો આવડે તો થાક

વહેલો ન ચઢે ને શ્વાસ જલદી ન રૂંધાય.

ત્યારે એ રીતો કઇ ?

પોતાના તેમજ પ્રજાના હિતની ખાતર માસિક પચીસ રૂપીઆ કમાનાર કારકુનોએ અમલદારી અને તેમની સ્ત્રીઓએ શેઠાણીવેડા તજવા જોઇએ છીએ. ગૃહસ્થાઇની ખોટી ભાવના જવી જોઈએ, ને કુટુમ્બસેવામાં અંગમહેનતના ગૌરવની પુનઃપ્રતિષ્ઠા થવી જોઇએ. રમતો રમવામાં ન્હાનમ છે એવી આંખે જોનારની આંખનો કમળાનો રોગ મટવો ઘટે છે. બાર ચૌદ વર્ષના કડિયા સુથારના છોકરા પાઘડી પહેરી ભારેખમવેડા કરી આખો રોજ અસલ કમાઇ જતા, અને બાળકીઓને સાડલાની રીતે ઓઢણાં પહેરાવી કેટલીક માતાઓ ને પાડોશણો પોતાની આંખના કોડ પૂરતી. પણ એમાં પોતાની ને સમાજની છેતરપંડી જ હતી.

સંસારવૃક્ષને ઉધઇ લાગે છે તો થડને ગેરૂથી રંગો: યમ, નિયમ, સંયમન, સંન્યાસની ભાવનાઓની પુનઃસ્થાપના કરો: પ્રવૃત્તિપરાયણ થતા જીવનમાં કાંઇક નિવૃત્તિદેવીનો યે ગોખ માંડો. ક્ષયની શરૂઆત જણાય છે તો સૂર્યતેજમાં ને ખુલ્લી હવામાં રહો: દિલ ખુલ્લાં મૂકી સર્વદર્શી ખુલ્લાં જીવન જીવો: સંતાડવા જેવું જીવનમાંથી ઓછું કરો.

ગામડાં શહેરોને જમાડે છે, તો શહેરો ગામડાંને પહેરાવે ઓઢાડે છે. પણ ગામડાં ભાગી શહેરો વસે છે, તો શહેરોના શેઠિયાઓએ, સુરત જીલ્લાના દેસાઇઓની પેઠે, ગામડાંને કાંઠે વાડીબગીચા વસાવવા જોઇએ છીએ.

નદીઆરે બ્રાહ્મણ બ્રાહ્મણના જૂદા જૂદા સાથરા હોય છે—કે હતા. વ્યક્તિવિકાસનો જ વિચાર જ્યાં હોય ત્યાં તેમાં વાંધો લેવાપણું લેશે નથી. નહિ તો તો બ્રહ્મપુરી ને વાણિયાવાડ, નાગરવાડો ને પારસીવાડની શેરીઓ ગુંથાવી જ જોઇએ, ને તેમનાં ચોક ને ચૌટાં બની શકે તેટલાં એકત્ર જ હોવાં જોઇએ. જૂદાગરાપણું ઓછું કરી મિલનસારપણું ખીલવવું જોઈએ. બપોરના બાઇઓએ પરસ્પરને ત્યાં મળવા જવું જોઇએ, મળવા ન્હોતરવાં જોઇએ; કારણકે હવે પાડોશમાં, પોળમાં, સગામાં, નાતમાં, સારે માઠે અવસરે જવાઆવવાનું તો ઓછું થઇ ગયું છે. તહેવારોમાં, ઉત્સવોમાં મેળાઓમાં ભેળાશો તો તે સ્વચ્છ ને વ્યવસ્થિત થવા સમ્ભવ છે કે ભાગેડુ થવાથી? નવી તેમજ જૂની પદ્ધતિની ઉજાણીઓ વધારો, ને ત્યાં ઉરના ઉભરાતા આનન્દ માણો.

બાલક, સ્ત્રી, પુરૂષ: સહુ વર્ગની સર્વ રમતોનો પુનરુદ્ધાર ને પ્રસાર કરો કે જેથી નવપલ્લવતા પાંગરી રહે. વયમાં, ગુણમાં, પૈસામાં, અધિકારમાં મોટેરાઓએ નાનેરાઓની સાથે રમતોમાં, અસલ ભેળાતા તેમ, ભેળાવું જોઇએ ને દોરવા જોઇએ. પોળોમાં વયભેદ પેઠો છે, જીમખાનાઓમાં ગુણભેદને લીધે તકરારો જાગે છે, મેદાનોમાં ધનઅધિકારના ભેદના અન્તરાયો રચાવા માંડ્યા છે. રમતના મેદાનોમાંનો સર્વસમાનતાનો ( Democracy of playground ) મહાસિદ્ધાન્ત ભૂલાયો છે; તો પાછું તેનું સંસ્મરણ ઇષ્ટ છે હવે.

બાલકોને શી રીતે ઉછેરવાં? એ પ્રશ્ન ઘણાં વિચારવન્તાં માબાપો પૂછે છે, ને તે મહાપ્રશ્નનો ટુંકામાં સ્પષ્ટ

ઉત્તર આપવો અઘરો છે. પણ એક દૃષ્ટાન્તથી બનતી સ્પષ્ટતા કરીશ. વછેરાવછેરીઓને શી રીતે ઉછેરો છો ? જુનાગઢ રાજ્યના અશ્વઉછેરના ખાતામાં જઇને જોશો તો અશ્વવિદ્યા-રસિક ત્યાંના ઉત્સાહી ડૉ. મૂલચન્દના ગૂજરાતમાંના સૌથી મોટા અશ્વઅખાડામાંથી ઉત્તર જડશે: દિવાલો ખરી, પણ દોરડાં નહિ. વછેરાવછેરીઓને તેમનાં નાનાં નાનાં મેદાનોમાં દોડાય તેટલું દોડવા દ્યો, ખેલાય તેટલું ખેલવા દ્યો; દોષોની ધૂળ ચઢતી ભલે ખંખેરો, પણ થનગનવા દ્યો. 'ઉડતાં ડાળી ઉપરથી પડશે' એ બીકે બાલપંખીની પાંખો ન બાંધી રાખો. નિયમનથી ચેતનવિકાસ રૂંધાઇ–રૂંદાઇ ન જાય એટલું જાળવજો. ગીતામાં શ્રી કૃષ્ણચન્દ્રે ગાન્ડીવધન્વાને યે 'આત્મવાન્' થવા કહ્યું છે એવા જીવવાળા–પાણીવાળા મનુષ્યના વછેરાવછેરીઓને યે ઉછેરજો. ને બાળકબાળકી ઉભયને સરખાં ગણજો 'કુધરેલા' બાળકને વધુ લાડ લડાવે છે, 'સુધરેલા' બાળકીને વધુ લાડ લડાવે છે: બન્ને ભૂલે છે. બાળકીને સરસ્વતીચન્દ્ર ને સંગીત, ડ્રૉઈંગ ને ચિત્રવિદ્યા ભણાવવા શિક્ષકો હોય તે જ કુટુમ્બમાં બાલકોને એવા શિક્ષકો ન જોઇએ ?

શરીરની કિમ્મત આત્મા જેટલી નથી એ તો સહુ કોઇ જાણે છે. પણ એ શરીર ન હોય તો શરીરવિખૂટો આત્મા અનેક રીતે નિરુપાય ને નિ:સાધન બની રહે છે.

જીંદગીની મીઠાશ વધારવી એ શું વ્યક્તિઓના ને સંસારના હાથની વાત નથી ? ને પ્રજાજન એ નહિ કરે તો કોણ કરી આપશે ? ઘરમાં રબરનાં ને ન્યુમૅટિક–હવા

ભરેલાં જાણે ગાલીચા ને ઓશીકાં પાથર્યાં હોય, ફુલવાસ ને સંસારમહેલ એવા બનાવવા એ આપણા કુલપતિઓ ને સંસારનાયકો નહિ કરે તો કોણ કરી દેશે?

આધુનિક ગૂજરાતના વીરપુત્ર નિત્યનવયૌવનવન્તા નર્મદનું સ્તવનગીત ગાતાં ગાતાં આપણે આ સમાસ કરીશું:

ફરી જોબનિયું આપે,
 હરિ! તું ફરી જોબનિયું આપે;
હિન્દુ દેશને સ્થાપે,
 હરિ! તું ફરી જોબનિયું આપે.

(સંસાર મન્થન) ન્હાનાલાલ દલપતરામ કવિ

---

# ૨૭—પુનરુત્થાન

(મેવાડના વીર રાણા પ્રતાપસિંહે સર્વસ્વના નાશે પણ દિલ્હીપતિ મોગલ શાહેનશાહ અકબરને બીજા રજપૂત રાજાઓની માફક તાબે ન થવાનો નિશ્ચય કરી રજપૂત કૂળને ઉજવાળ્યું છે. એ નિશ્ચયને માટે તેને અને તેના સરદારોને ઘણું ઘણું સહેવું પડયું છે. ટેકને માટે તેમને પ્રિય મેવાડ દેશ છોડવો પડયો છે અને રાજભુવનનાં સુખ છોડી કુટુમ્બ સાથે પ્રતાપસિંહને જંગલોમાં ભટકવું પડયું છે. મોગલ સેના તેમની શોધ નિરન્તર કરી રહી હોય છે. એ પ્રસંગે પ્રતાપસિંહના અન્તરમાં નિરાશાનો સંચાર થાય છે.)

૧

અન્ધારી રાત્રે એક ગિરિગુફા પાસે અગ્નિ સળગે છે. રાજબાળકો એ અગ્નિની ચારે બાજુએ દોડાદોડી કરી રહ્યાં છે, અથવા કોઇ પાસેના પત્થર પર નિરાંતે ઉંઘે છે.

રાજરાણી અને પુષ્પ રોટી બનાવે છે. પ્રતાપસિંહ દૂર ઉભો ઉભો આ તમાશો જોવા લાગ્યો. તેનું હૃદય આજ ચિન્તાપૂર્ણ છે.

કિલ્લાઓ એકે એકે શત્રુઓને હાથે પડવા લાગ્યા, સૈન્યસંખ્યા ઓછી થવા લાગી. પ્રતાપસિંહ પાસે હવે ધન નથી, બળ નથી, રાજ્ય નથી, રાજધાની નથી, એ પત્થર વિના મસ્તક મૂકવાનું સ્થાન નથી, હૃદયનાં વહાલાં સ્ત્રીપુત્રને રાખવા સુરક્ષિત સ્થાન નથી. પરન્તુ એ સમસ્ત ક્લેશો પ્રતાપસિંહ તુચ્છ માને છે, એથી એનું વીર હૃદય ડરતું નથી.

ક્યારે ક્યારેક રાણી કોઇ ગિરિગુફામાં રોટી તૈયાર કરી રહી છે ને શત્રુનાં પગલાં સાંભળી તૈયાર રોટી પડતી મૂકી નાસવું પડે છે! વળી ત્યાં ખાવાનું બનાવે છે ને તે પણ મૂકી ભુખે રડતાં બાળકોને કેડમાં લેઇ નાસવું પડે છે! અન્તે સમસ્ત મેવાડમાં માથું મૂકવાનું સ્થાન રહ્યું ના, ત્યારે ભીલોનો આશ્રય લેવો પડયો ને તેમની ગુફાઓમાં ને ખાણોમાં સન્તાઇ રહેવું પડયું. ત્યાં ભીલો તેમનું રક્ષણ કરતા ને તેમના ખાવાની જોગવાઇઓ કરતા. આવા દુઃખને પણ પ્રતાપસિંહ તુચ્છ માને છે, એથી પણ એનું વીર હૃદય ડરતું નથી.

ક્યારે ક્યારેક ગુફામાં રાત્રે રાણી બાળકોને લેઇ સ્વામી પાસે સૂતી છે ને મુશળધાર વર્ષાદ પડે છે. પાણી ગુફામાં પેસે છે ને બાળકોને લેઇ આખી રાત રાણીને ઉભું થઇ

રહેવું પડે છે. એ ક્લેશને પણ પ્રતાપસિંહ ગાંઠતો નથી, એથી પણ એનું વીર હૃદય ડરતું નથી.

ક્યારે ક્યારેક રાજપરિવારને ભુખે પેટે આખો દહાડો જંગલે જંગલે નાસતા ફરવું પડ્યું છે. સન્ધ્યાસમયે કોઇ ગુફામાં આશ્રય લીધો ને ખાવાનું તૈયાર કર્યું. અનાજ તો મળે ક્યાંથી? ખેતરમાંથી 'મલ' નામે દુર્વાના લોટના રોટલા રાણીએ જાતે કર્યા ને છોકરાંને ખાવા આપ્યા. ઓચિન્તો જંગલી બિલાડો વનમાંથી નિકળી આવ્યો, તે ઝડપ મારી બાળકના હાથમાંથી મહામોંઘું રોટલાનું બચકું લેઇ દોડી ગયો. બાળક આખી રાત ભુખે રોયો, માતાની છાતીમાં ડુસકાં ભરતો બાળક અન્તે ઉંઘી ગયો. એ ક્લેશને પણ પ્રતાપસિંહ ગાંઠતો નથી, એથી પણ એનું વીર હૃદય ડરતું નથી.

પણ આજ મહારાણાનું વીર હૃદય કાયર બન્યું છે. આજ તેના વિશાળ કપાળમાં ચિન્તાની રેખાઓ પડી રહી છે.

મહારાણાને દૂરથી દેખી પુષ્પના હાથમાં રોટલા આપી મહારાણી તુરત જ સ્વામીને તેડવા સામી આવી. સ્વામીની આંખો જલપૂર્ણ દીઠી! વિસ્મિત થઇ બોલી, "આ શું? આજે રાણાજી કાયર કેમ બન્યા? તુર્કો કહેશે કે આજ સુધીનાં યુદ્ધોથી મહારાણા થાક્યા છે ને અન્તે સંકટોથી કાયર બન્યા છે."

પ્રતાપસિંહ—"માત્ર જગદીશ્વર જ જાણે છે કે રાણો યુદ્ધથી થાક્યો નથી; સંકટોથી કાયર બન્યો નથી."

રાણી—"ત્યારે શું પુત્રકન્યાની આ દુરવસ્થા જોઇ આમ કાયર થયા છો? મહારાણા જે કષ્ટ સહન કરી શકશે તે કષ્ટ સહન કરતાં અમને નહિ આવડે?"

પ્રતાપસિંહ—"જગદીશ્વરે મારાં પુત્રકન્યાને સુખમાં રાખ્યાં છે, તમને પણ સુખમાં રાખ્યાં છે. રાણી, આ કાળસંમરમાં અનેક વીર બાળો હણાયા છે, વત્સ અમરસિંહ જેવા અનેકના વીર પુત્રો હણાયા છે, વીરપ્રસવિની વીરાઙ્ગનાઓ બળી ભસ્મ થઇ છે, જાતિકુટુમ્બ નાશ પામ્યાં છે, અનેક યોદ્ધાઓના સંસાર મરુભૂમિ સમાન બની ગયા છે; જીવન શૂન્ય બની ગયાં છે!"

રાણી—"ઇશાની તેમને શાન્તિ આપો, એવા શોક મનુષ્ય ન સહન કરી શકે!"

પ્રતાપસિંહ—"રાણી, દેવીસિંહ રાઠોડના વાળ તો આપણે માટે યુદ્ધ કરતાં કરતાં ધોળા થઇ ગયા છે. રાઠોડોમાં તેમના જેવો કોઇ વીર નથી. અહુણા તેમનો કિલ્લો તુર્કોએ લેઇ લીધો છે. તેમના સ્રીપરિવારે ચિતારોહણ કર્યું છે, તેમનો એકમાત્ર વીરપુત્ર તુર્કોને હાથે યુદ્ધક્ષેત્રમાં સૂતો છે; સ્વામીધર્મ પાલન કરવામાં ક્યારે જીવનદાન કરી શકાય એ જ આશાથી વૃદ્ધ દેવીસિંહ હજી જીવે છે."

રાણીની આંખમાંથી દડદડ આંસુ પડવા લાગ્યાં. રૂદન કરતી કરતી પૂછવા લાગી, "શું કહો છો! દેવીસિંહનો સર્વ પરિવાર નાશ પામ્યો? દેવીસિંહનો એકમાત્ર પુત્ર

મરાયો ? હા વિધાતા ! પુત્રશોકના જેવા વિષમ ઘા પણ તું કરી શકે છે !"

પ્રતાપસિંહ—"વીરપુત્ર ગયો છે, પરિવાર ગયો છે, કિલ્લો ગયો છે, વંશ ગયો છે ! એ વૃદ્ધે આજે મને કહ્યું, 'ભગવાનને નમસ્કાર કરૂં છું કે પુત્રે વીરનામને કલંકિત નથી કર્યું, આ વૃદ્ધ પણ મહારાણાના કાર્યમાં વીરનામ કલંકિત નહિ કરે.' આવા સ્વામીધર્મનો શો બદલો આપી શકીશું ? વીર અનુચરોનાં મસ્તક કપાવી મેવાડનું રક્ષણ કરવામાં શું ફળ ?"

અશ્રુપૂર્ણ લોચને મેવાડની રાણી બાળકોને રોટલા ખવરાવવા બેઠી. પ્રતાપની ચિન્તાને શાન્તિ મળી ના; અનેક ક્ષણ વિચાર કરી બોલ્યો, "જો રાજ્યલાભને માટે જ આ દુઃસહ યન્ત્રણા વેઠવી પડતી હોય, તો પ્રતાપસિંહને એ રાજ્ય નથી જોઇતું, રાજ્ય નામને પ્રતાપ તિલાંજલિ આપશે!"

બીજે દિવસે મેવાડના મહારાણા પ્રતાપસિંહે અકબર પાસે પત્રદ્વારા સંધિને માટે ભીખ માગી.

૨

એક દિવસ સન્ધ્યાસમયે પ્રતાપસિંહે ફરી યોદ્ધાઓને એકઠા કર્યા; રાઠોડ ને ચૌહાણ, પરમાર ને ઝાલા, ચન્દાવત, સંગાવત અને જગાવત વગેરે કુળના અધિપતિઓ એકઠા થયા છે, તેઓ બાલ્યકાળથી યુદ્ધક્ષેત્રનું શિક્ષણ લેતા આવે છે, અનેક યુદ્ધમાં પોતપોતાનું વીરત્વ અને પોતપોતાના કુળનાં ગૌરવ દેખાડતા આવે છે, પણ સભાસ્થાનમાં સર્વે ચૂપ બેઠા છે !

પ્રતાપસિંહે અકબરને જે પત્ર લખ્યો છે, તેની હકીકત તે યોદ્ધાઓને કહે છે. અકબર અવશ્ય સંધિ કરશે, પણ સિસોદિયા સંધિ કરી આધીનતા સ્વીકારશે? પ્રતાપસિંહ એ પ્રશ્ન પૂછે છે, પણ રાજપૂત મંડળમાં એ પ્રશ્નનો ઉત્તર આપી શકે એવું આજ કોઇ નથી, સર્વે ચૂપ બેઠા છે!

જ્યાં સુધી બની શક્યું ત્યાં સુધી યુદ્ધ કર્યું, પણ મેવાડ પ્રદેશના એક પણ કિલ્લાનું કે ખીણનું રક્ષણ કરવું હવે અશક્ય છે. શત્રુઓ નવી સેના લેઇ મેવાડની પ્રત્યેક ખીણમાં ફરી વળ્યા છે. પ્રત્યેક કિલ્લો સર કરી લીધો છે. ચારે દિશાએથી રાજપૂતોને ઘેરી લીધા છે, વિના વિઘ્ને આગળ વધે છે. યુદ્ધ? પ્રતાપસિંહ શું હવે સન્તાઇને યુદ્ધ કરશે? મેવાડમાં હવે સેના નથી, સેનાને ખવરાવવા પૈસા નથી, રક્ષા કરી શકાય એવો કિલ્લો નથી, ઉભા રહેવાનું સ્થાન પણ નથી; ચાવણ્ડદુર્ગમાં રહે તો થોડા જ વખતમાં કેદ થાય. વીરો એ સલાહ આપે છે? અથવા અમ્બર અને મારવાડના રાજાઓની પેઠે તુર્કોની આધીનતા સ્વીકારવાની સલાહ આપે છે? આધીનતા સ્વીકારી સંધિ કરવા સિવાય બીજો કોઇ ઉપાય છે?

જે સ્વાધીનતા માટે આટલા દિવસ પર્વતો અને ખીણોમાં યુદ્ધ કર્યું, રાજપૂત લોહીથી આખો મેવાડદેશ રંગી નાખ્યો, ઘર અને મહેલ ત્યજી ગુફાઓમાં વાસ કર્યો, દિવસે અને રાત્રે ક્લેશ અને વિપદ્ સહન કર્યાં, એ સ્વાધીનતાને તિલાઞ્જલિ દેવી? રાજસ્થાનના સર્વ રાજાઓના મસ્તક ઉપર મ્લેચ્છે પગ મૂક્યો છે, આજે શું મહારાણાનો

વંશ પણ મ્લેચ્છના એ પગ નીચે પોતાનું મસ્તક નમાવશે ? બાપા રાવળનો વંશ, નિર્મળ સિસોદિયા વંશ આટલે દહાડે શું તુર્કોનો દાસ થશે ?

રાજપૂતવીરો ચૂપ બની ગયા છે! હવે કરવું શું ? આ વિના કંઇ ઉપાય છે? સભાસ્થાનમાં સર્વ ચૂપ બેઠા છે!

આજ દાસત્વ સ્વીકારીશું તો કાલે ફરી સ્વાધીન થવાનો સંભવ છે. અકબર અતિશય બળવાન્ અને બુદ્ધિમાન્ છે, પણ અકબરના મરણ પછીનો દિલ્લીશ્વર તેવો પરાક્રમી વખતે નહિ પણ થાય. ત્યારે મેવાડ ફરી સ્વાધીન થઇ શકે, પણ આજ સિસોદિયા વંશ એકેફેરે નાશ પામે તો જગતમાંથી તેનું નામ નિકળી જાય; આવા પ્રકારનો તર્ક કોઇ કોઇના હૃદયમાં જાગ્રત થયો.

આવા વિચાર ચાલે છે એવે સમે એક પત્રવાહક એક પત્ર લેઇ આવ્યો. પ્રતાપે જોયું કે પત્રનો લખનાર બિકાનેરના રાજાનો નાનો ભાઇ પૃથ્વીરાજ છે. એ પત્ર નથી, પણ કેટલીક કવિતા છે. પૃથ્વીરાજના જેવો કવિ તે વખતે રાજસ્થાનમાં બીજો કોઈ ન હોતો.

બિકાનેર દિલ્લીને તાબે હતું. પૃથ્વીરાજ દિલ્લીમાં રહેતો તથાપિ પ્રતાપસિંહનું વીરત્વ સાંભળી આનન્દિત રહેતો; મેવાડની સ્વાધીનતા સંભારી પોતાને લાગેલું અપમાન ભૂલી જતો. મનમાં પ્રતાપસિંહની પૂજા કરતો. એ સમયે, શું હિન્દુ કે શું મુસલમાન, એવો કોણ હતો કે પ્રતાપસિંહની પૂજા ન કરે ?

અકબરને જ્યારે પ્રતાપસિંહનું સંધિપત્ર મળ્યું ત્યારે તે મહાઉલ્લાસે મત્ત બની ગયો. પ્રતાપના જેવો પ્રચંડ શત્રુ સમસ્ત ભારતમાં કોઇ ન હોતો. એ જ પ્રતાપ આજે સંધિ માટે ભીખ માગે છે! આધીનતા સ્વીકારશે એ વિચારે અકબર આનન્દિત થઇ ગયો. દિલ્લીમાં આનન્દસૂચક વાદ્ય વાગવા લાગ્યાં, મોટી ધામધૂમ થઇ રહી! પૃથ્વીરાજ રોષે ગર્જી ઉઠયો ને તેણે બાદશાહને કહ્યું, "એ પત્ર બનાવટી છે, પ્રતાપના કોઇ શત્રુએ પ્રતાપનું ગૌરવ નષ્ટ કરવા લખ્યો છે. જહાંપનાહ, હું મેવાડના પ્રતાપસિંહને ઓળખું છું, પોતાના રાજમુકુટને માટે પ્રતાપસિંહ આધીનતા કદાપિ ન સ્વીકારે! કહો તો એને પત્ર લખી જોઉં કે એ પત્ર એણે જ લખેલો કે બીજા કોઇએ."

બાદશાહની અનુમતિથી પૃથ્વીરાજે પ્રતાપને કવિતામાં એક પત્ર લખ્યો. આજ રાત્રે રાજસભામાં પ્રતાપસિંહને એ જ પત્ર મળ્યો છે. પ્રતાપસિંહ પત્ર વાંચવા લાગ્યો:

"હિન્દુજનોની હિન્દુજનો પર આશ નિરન્તર વાસ કરે,
તદપિ તજીને સહુ તે રાણો પ્રતાપ વનવન નાસી ફરે;
રૂડાં ભાગ્ય જે પ્રતાપ ટકિયો, નહિ તો અકબર આ ક્ષણમાં
કરત સર્વને એક સમાના એક કોટિ એક જ ગણમાં.

"રાજવંશી રજપૂતજનોએ શૂરાતન નિજ ખોઇ દીધું,
સતીત્વગૌરવ રજપૂતાણિયે છાંડી અધમ પદ અંગ લીધું;
ક્ષત્રીબજારે સોદાગર અકબર સહુને ખરીદી અટકયો,
એક ઉદયસુત નવ લેવાયો, જેનું મૂલ્ય નવ આપી શકયો.

"નવરોઝ દિન કાજ લાજ નિજ માન સત્ય રજપૂત કીયો
તજે કહો? તો ય અનેકે જો તેહ તણો વિક્રય કરિયો;
ક્ષત્રીતણું ધન શ્રેષ્ઠ જેહ તે સર્વ વેચી દીધું હોવાં,
ચિતોડ શું આ પુણ્યસ્થળમાં કહો આવશે વેચાવા?

"ગુમાવી દીધું પ્રતાપરાણે યદપિ સકળ ધન પોતાનું,
તો ય અમોલું એક અકથ ધન સાંચી રહ્યો છે એ છાનું;
કૈંક નિરાશાના માર્યા આ બજાર અનુભવિયા આવી
માનહાનિ નિજ; તેથી જાત નિજ હમીરવંશીએ જ બચાવી.

"પૂછે વિશ્વજન: 'કીયું ગુપ્ત બળ પ્રતાપને રાખે ધારી?'
બીજું કીયું વળી? શૂરાતનનું તેજ અને નિજ તલવારી:
તે જ શૂરાતન તેજ થકી ને તે તલવારે આજ લગી
ક્ષત્રીતણું અભિમાન રાખિયું પ્રતાપરાણે રજ ન ડગી.

"એક દિવસ આ મનુષ્ય તણા સૌદાગરનું આવી બનશે,
ટકે ન ચિર એ, પછી ક્ષત્રીગણ પ્રતાપકેરી સમીપ જશે;
'ઉજડ ભૂમિ આ અમારી તેમાં ક્ષત્રીબીજ રોપો,' કહેશે:
સર્વ જનો મન આશ ધરે જે પ્રતાપ બીજ રાખી રહેશે.

"જેથી કરીને એક વેલ ફરી એહ ક્ષત્રીના બીજ તણી,
નિર્મળતા કંઇ ઝલક અમલ ધરી જ્વલન્ત રહેશે દિવ્ય બની"*

પ્રતાપસિંહે એક વાર, બે વાર, ત્રણ વાર આ પત્ર વાંચ્યો. અન્તે ગર્જીને બોલ્યો, "વીરવરો, ચારે દિશામાં છવાઇ રહેલી અપવિત્રતામાં પ્રતાપસિંહ રાજપૂતકુળને

* સ્વર્ગસ્થ નારાયણ હેમચંદ્ર

પવિત્ર રાખશે. **મે**વાડમાં જો સ્થાન નહિ મળે તો **મ**રુભૂમિ ઓળંગીને બીજા દેશમાં જશે, પણ **સિ**સોદિયાવંશને કલુષિત નહિ કરે.”

૩

**પ્ર**તાપસિંહ દેશ ત્યાગ કરે છે, **મે**વાડમાં **સિ**સોદિયાકુળને સ્થાન નથી; **સિ**સોદિયાકુળ **સિ**ન્ધુનદીતીરે જઈ નવું રાજ્ય સ્થાપન કરશે, તથાપિ **તુ**ર્કોની આધીનતા નહિ સ્વીકારે.

**પ્ર**તાપસિંહે અને **મે**વાડના મુખ્ય મુખ્ય યોદ્ધાઓએ સેના અને પરિવાર સાથે **મે**વાડ ત્યજી દીધું છે, **આ**રાવલી પર્વત ઓળંગી ગયા છે, **મ**રુભૂમિમાં જઇ વિશ્રામ કર્યો છે. સામે, પશ્ચિમ દિશાએ **મ**રુભૂમિ સન્ધ્યાના પ્રકાશમાં ધુ ધુ કરે છે, પાછળ **આ**રાવલી પર્વત અને **મે**વાડ દેશ છે. એ પર્વતો હજી યે દેખાય છે. યોદ્ધાઓ એ દિશા તરફ જોઇ નિઃશ્વાસ નાખે છે; સૂર્યદેવ અસ્ત પામ્યો છે, ફરી જ્યારે ઉદય પામશે ત્યારે સ્વદેશ દૃષ્ટિમાંથી દૂર થઇ ગયો હશે, એ અનન્ત પર્વતમાળા ફરી દેખાશે નહિ. જે પ્રદેશમાં **સિ**સોદિયાઓએ અનેક શતકો સુધી વાસ કર્યો છે, જે દેશમાં **સ**મરસિંહ, **સં**ગ્રામસિંહ આદિ પ્રાતઃસ્મરણીય ભૂપતિઓએ રાજ્ય કર્યું છે, તે દેશ સદાને માટે દૃષ્ટિ બહાર થશે. **મે**વાડના પ્રત્યેક પર્વતદુર્ગ અને ખીણનાં ચિત્રો યોદ્ધાઓના મનમાં ખડાં થાય છે. જે જે ખીણમાં પૂર્વજોએ યુદ્ધ કર્યાં છે, જે જે પર્વતો **પ્ર**તાપે અનન્ત યુદ્ધના રુધિરથી રંગી કાઢયા છે તે સમસ્તનાં ચિત્ર અત્યારે મનમાં ખડાં થાય છે. યોદ્ધાઓ નીરવ અને શોકાતુર બન્યા

છે, અનન્ત યશઃપૂર્ણ **આ**રાવલીપર્વત તરફ જોઇ રહ્યા છેઃ રાજપૂતનારીઓ બાળકોને આંસુભરી આંખે કેડમાં લેઇ **આ**રાવલી પર્વત દેખાડે છે.

"**સિ**સોદિયા વંશ દેશપાર થશે! સુન્દર **મે**વાડમાં **સિ**સોદિયાવંશને માટે હવે સ્થાન નથી," દીર્ઘ નિઃશ્વાસ નાખી **પ્ર**તાપસિંહ સભામાં બોલ્યો. સર્વે ચૂપ બેઠા છે. તેમાંથી એક સ્વર સંભળાયો, "હજી પણ **મે**વાડમાં **સિ**સોદિયાને માટે સ્થાન છે, હજી યુદ્ધનો ઉપાય છે!" વિસ્મિત થઇ સર્વે જણે તે દિશામાં જોયું, તો વૃદ્ધ રાજમંત્રી **ભા**માશાહને દીઠો. વંશપરમ્પરાથી તેઓ **મે**વાડમાં મંત્રીકાર્ય કરે છે.

**ભા**માશાહ કેટલાક માસથી **પ્ર**તાપની પાસે ન હોતો. **પ્ર**તાપ જ્યારે યુદ્ધ કરતો હતો, ત્યારે **ભા**માશાહ યુદ્ધને માટે પૈસા એકઠા કરતો હતો. અકસ્માત્ તેણે સાંભળ્યું કે **પ્ર**તાપસિંહ અને સમસ્ત **સિ**સોદિયાકુળ દેશ ત્યજી પરદેશ જાય છે, ને સૌ **આ**રાવલી પાર નિકળી પણ ગયાં છે. વૃદ્ધ મન્ત્રી ઉતાવળી ગતિએ તેમની પાછળ દોડ્યો ને આજ તે **પ્ર**તાપસિંહને તમ્બુએ જઇ પહોંચ્યો છે. આજ સભા મધ્યે કમ્પિત સ્વરે બોલ્યો, "હજી પણ **મે**વાડમાં **સિ**સોદિયાને માટે સ્થાન છે, હજી યુદ્ધનો ઉપાય છે!"

**પ્ર**તાપ ચમક્યો. ઉત્સાહ અને નવી આશાથી બોલ્યો, "મંત્રીવર, આપના શબ્દો વ્યર્થ ના હોય, પણ હવે યુદ્ધનો શો ઉપાય છે? **પ્ર**તાપસિંહને તો જડતો નથી, આપ દેખાડો."

રાણા પાસે હાથ જોડી ફરી સ્થિરગમ્ભીર સ્વરે મંત્રી બોલ્યો, "દાસે બહુ દિવસ સુધી મંત્રીત્વ કર્યું છે; દાસના પિતાએ, પિતામહે, પ્રપિતામહે બહુપુરુષ સુધી મેવાડનું મંત્રીત્વ કર્યું છે. એ કાર્યમાં જે ધન સંચિત થયું છે, તેને હજી હાથ અડાડ્યો નથી. એ ધનથી પચીસ હજાર સૈનિકોનું બાર વર્ષ સુધી ભરણપોષણ થઇ શકશે. અનુમતિ આપો તો દાસ એ બધું ધન પ્રભુને ચરણે મૂકે."

પુરાતન વિશ્વાસુ સેવકનો આ સ્વામીધર્મ અને પ્રભુભક્તિ દેખી પ્રતાપસિંહની આંખોમાં આંસુ આવી ગયાં. ધીરે ધીરે એ લોહી નાખી બોલ્યો, "મન્ત્રીવર! આપની આ ભક્તિથી હું પરિતુષ્ટ થયો છું, પણ રાજ્યે આપેલું ધન પાછું શી રીતે લેઉં? પ્રતાપસિંહ આજ દરિદ્ર બની ગયો છે એ ખરૂં; તથાપિ તેના સેવકોનું ધન હરણ કરવાને અશક્ત છે."

ભામાશાહ—રાણાજી, આ દાસ ધન આપે છે તે પ્રભુને નહિ, સ્વદેશના રક્ષણને અર્થે મેવાડને આપે છે. મેવાડનો અયોગ્ય પુત્ર માતાને માટે બીજું શું કરી શકે? સિસોદિયાના પ્રાણ તેમ અમારૂં ધન મેવાડનાં છે, એ શું મહારાણા નથી જાણતા? મેવાડને માટે આપ લોહી રેડો છો, હું તુચ્છ ધન આપીને વેગળો રહું છું. બીજું શું કરૂં?

પ્રતાપસિંહ—મંત્રીવર, આપના તર્કનો ઉત્તર આપી શકતો નથી. આપની ઉદાર સ્વદેશભક્તિ વેદતુલ્ય છે! આપનું વાક્ય માથે ચઢાવું છું; આપનું ધન ગ્રહણ કરીશ, એ અનન્ત ધનબળે ફરી એકવાર ઉદ્યમ કરીશ. મેવાડનો ઉદ્ધાર થાય છે કે નહિ તે જોઇશ.

પ્રતાપ સેના સાથે પાછો ફર્યો, ફરી આરાવલી પર્વત ઓળંગી મેવાડમાં ઉતરી આવ્યો. એ અનન્ત ધનબળે ફરી એકવાર ઉદ્યમ કર્યો; મેવાડનો ઉદ્ધાર થાય છે કે નહિ તે જોયું.

( રાજપૂત જીવનસન્ધ્યા ) નરસિંહભાઇ ઈશ્વરભાઇ પરેલ

# ૨૮—અમેરિકાના સ્વાશ્રયી વિદ્યાર્થીઓ

આપણા દેશમાં પ્રાચીન પ્રથા અનુસાર વિદ્યાર્થીઓ ભીખ માગીને ભણે છે. કાશીમાં હજારો વિદ્યાર્થીઓ ક્ષેત્રોમાં ભોજન કરી અથવા ભૂખ્યા રહી સંસ્કૃત વિદ્યાના અધ્યયનમાં નિમગ્ન રહે છે. આથી તેમની શારીરિક તથા માનસિક સ્થિતિ એવી રહેતી નથી કે જેથી તેઓ વિદ્યાધ્યયન કર્યા પછી પણ દેશસેવા કરી શકે. જે વિદ્યાર્થીઓ બીજાની ઉપર આધાર રાખી ભિક્ષાવૃત્તિથી વિદ્યાભ્યાસ કરે છે તેમના તરફથી દેશોપકારની કાંઇ પણ આશા રાખી શકાય એમ છે કે ? જેઓ પોતાની જાતને સહાય કરી શકતા નથી, જેઓ પોતે પોતાના પગ પર ઉભા રહી શકતા નથી, જેમને પોતાનાં કામ જાતે કરતાં શીખવવામાં આવતું નથી, તેમના તરફથી દેશોન્નતિની મહાન્ કાર્યની સિદ્ધિની આશા રાખવી એ રેતી ઉપર દિવાલ ચણવા સમાન છે. માનવજીવન એ એક ઘોર સંગ્રામ છે. આ જગતમાં આપણે

આપણી લડાઇઓ જાતે જ લઢતાં શીખવું જોઇએ. એમ કરવાથી જ શારીરિક, માનસિક અને આત્મિક બળ વધે છે. જે માણસો પોતાની લડાઇઓ બીજાની પાસે લઢાવે છે, જેઓ પોતાનાં કામ અન્યના આધારે સિદ્ધ કરવા માગે છે, તે ભીરૂ અને માનસિક વ્યાધિઓથી ગ્રસિત થઇ જાય છે. આપણા વિદ્યાર્થીઓને સ્વાવલમ્બનનો સિદ્ધાન્ત શીખવવામાં આવતો નથી. આ કારણથી આજે આપણી સમગ્ર જાતિ પોતાના પગ ઉપર ઉભી રહેવાને અશક્ત છે, આપણી દૈનિક આવશ્યક્તાઓ પૂર્ણ કરવાને માટે સામાન બહારથી આવે છે, આપણે આપણાં કામ કરવાને માટે બીજાંનાં મુખ તરફ જોઇએ છીએ !

શાળામાં ભણાવનાર અધ્યાપકો સારી રીતે જાણે છે કે જે વિદ્યાર્થી પોતાના પ્રશ્નનો પોતે નિર્ણય કરતો નથી અને ઇતર વિદ્યાર્થીઓની નકલ માત્ર કરે છે તે અન્તે કાંઇ પણ કામનો રહેતો નથી, તેની બુદ્ધિ વિકાસ પામતી નથી, તેના આચાર સુધરતા નથી, અને તેનામાં મનુષ્યત્વ પણ આવતું નથી. આજે આપણે આ જ પ્રકારની શિક્ષા આપણાં સન્તાનોને આપી રહ્યા છીએ કારણ કે આપણી શિક્ષાનો સર્વ આધાર ભિક્ષાવૃત્તિ પર છે.

૨

એકવાર સિએટલમાં હું પોસ્ટ ઑફિસમાં મારા કાગળો લેવાને ગયો. હું પાછો ફરતો હતો ત્યારે સડક પર ૭ વર્ષનો એક બાલક વર્તમાનપત્ર વેચતો મારા જોવામાં આવ્યો. જ્યારે હું તેની આગળ થઇને જતો હતો ત્યારે

તેણે મને કહ્યું, "મહાશય, આપ વર્તમાનપત્ર ખરીદશો?"

"ના, મારે વર્તમાનપત્ર જોઇતું નથી." મેં ધીમેથી ઉત્તર આપ્યો.

"માત્ર એક પૈસો, અધિક નહિ." તે બાલકે મિષ્ટ સ્વરે કહ્યું.

મેં કહ્યું, "નહિ મને વર્તમાનપત્રની જરૂર નથી."

બાલક—કૃપા કરીને અવશ્ય ખરીદો; એક પૈસો એ કાંઇ મોટી રકમ નથી.

તે બાલકના આગ્રહથી મેં ગજવામાંથી એક પૈસો કાઢી વર્તમાનપત્ર ખરીદી લીધું અને તેને પૂછ્યું, "શું તારો બાપ ગરીબ છે?"

આ સાંભળી તે છોકરો અતિ વિસ્મિત થયો. તે મારી તરફ જોઇને બોલ્યો, "આપે આવો પ્રશ્ન શા માટે કર્યો?"

મેં કહ્યું, "તું વર્તમાનપત્ર વેચે છે તેથી."

બાલક—શું વર્તમાનપત્ર વેચનારા ગરીબ હોય છે?

હું ખશિયાણો પડી જઇને બોલ્યો, "ના, ના, મારો આશય એ છે કે તારી ઉમ્મર આટલી નાની છે, અને અત્યારથી તું વર્તમાનપત્ર વેચીને દ્રવ્ય કમાવા લાગી ગયો છે!"

તેણે આશ્ચર્યચકિત થઇને મારી તરફ જોયું અને પછી અતિ જુસ્સાથી બોલ્યો, "જુઓ મહાશય, મારો બાપ ગરીબ નથી, પરન્તુ હું મારા બાપને આશરે રહેવા માગતો નથી. આ જે કપડાં મેં પહેર્યાં છે તે મેં મારી પોતાની મહેનતથી ખરીદ્યાં છે; અને મારા પોતાના ખર્ચને માટે

મારે જે રકમ જોઇએ છે તે હું મારા પોતાના ઉદ્યોગથી કમાઉં છું. મારા પચાસ ડૉલર બેંકમાં જમા છે.”

તે બાલકના આ શબ્દોએ મારી ઉપર ઘણી અસર કરી. હું મારા મનમાં બોલ્યો, “અમેરિકાનો છ વર્ષનો બાલક પોતાનું જીવન સ્વતન્ત્રતાપૂર્વક વ્યતીત કરે છે. તેને કોઇની પરવા નથી. તે જાણે છે કે હું મનુષ્ય છું. પરમાત્માએ તેને હાથ પગ આપ્યા છે તેનો યથાર્થ ઉપયોગ તે કરી જાણે છે. એક અમારો પણ દેશ છે, કે જ્યાંના છ વર્ષના છોકરાને મુખ ધોવાની શુદ્ધિ પણ હોતી નથી! છ વર્ષના બાલકો તો શું પરન્તુ શાળા પાઠશાળામાં ભણતા વિદ્યાર્થીઓ પણ માબાપની ઉપર નિર્ભર રહીને વિદ્યાભ્યાસ કરે છે! જો કોઇ મહિનામાં તેમને ખર્ચના પૈસા ન મળી શકે તો તેમનો વિદ્યાભ્યાસ બન્ધ પડી જાય છે. જેમનાં માબાપ ભણાવી શકતાં નથી, તેઓ વિદ્યાપ્રાપ્તિથી વંચિત રહે છે. બહુ બહુ તો છોકરાઓ ભીખ માગીને ભણે છે. આનું પરિણામ એ આવે છે કે તેમને પોતાના જીવનસંગ્રામની તૈયારી કરી રાખવાની સંધિ મળતી નથી, તેમને પોતાની જાત ઉપર શ્રદ્ધા રહેતી નથી, તેઓ એમ સમજે છે કે અમે કાંઇ પણ કરી શકીએ એમ નથી. કારણ કે તેઓ પોતાનાં કાર્યો પોતે કરવાની ટેવ પાડતા નથી.

૩

જ્યારે હું શિકાગો યુનિવર્સિટીમાં અભ્યાસ કરતો હતો ત્યારે ત્યાં ડોરાન નામનો એક છોકરો વિદ્યાભ્યાસ કરવાને આવ્યો. તેની પાસે કેવળ બાર આનાના પૈસા હતા.

શિકાગો એક એવું શહેર છે કે જ્યાં પગલે પગલે ખર્ચવાને રૂપીઆ જોઇએ છે. એક પાઉં ખરીદવાને માટે અઢી આના જોઇએ છે. આઠ આના વિના હજામત થતી નથી. જો વાળ કપાવવા હોય તો દોઢ રૂપીઆ વિના ચાલતું નથી. આવા શહેરમાં એક છોકરો બાર આનાના પૈસા લેઇને યુનિવર્સિટીમાં અભ્યાસ કરવાને આવ્યો. અમેરિકાની યુનિવર્સિટીઓમાં નોકરી અપાવનારૂં એક ખાતું હોય છે. ડોરાને ત્યાં જઇને કામની તપાસ કરી. ત્યાંના અધ્યક્ષે ડોરાનને પૂછ્યું, "તમે હૉટેલમાં વાસણ માંજવાનું કામ કરશો ?"

ડોરાન ઉત્સાહી છોકરો હતો. તેણે ઝટ કહ્યું, "હા સાહેબ, હું દરેક પ્રકારનું કામ કરવા તૈયાર છું." આ સાંભળી અધ્યક્ષ અતિ પ્રસન્ન થયો અને તેણે ડોરાનની પીઠ થાબડી. તે દિવસથી ડોરાન માસિક સાઠ રૂપીઆના પગાર અને ભોજનની શરતે હૉટેલમાં વાસણ માંજવાનું કામ કરવા લાગ્યો. ચાર વર્ષ પર્યન્ત તે વીર છોકરો શિકાગો વિશ્વવિદ્યાલયમાં રહ્યો. તેણે ઘેરથી એક પૈસો પણ મંગાવ્યો નહિ. તે પોતાના હાથે મજુરી કરી હરેક પ્રકારનાં કષ્ટ સહન કરી વિદ્યાભ્યાસ પૂર્ણ કરી બી. એ. ની પદવી મેળવી પોતાને ઘેર ગયો.

વિચાર કરો કે આ યુવક અને આપણા નવયુવકોમાં કેટલો અન્તર છે! ચાર વર્ષની મુસ્કેલીએ ડોરાનને મનુષ્ય બનાવી દીધો. પોતાનો નિર્વાહ કરવાની વિધિ તે જાણી ગયો. મહેનત મજુરીએ તેનું શરીર હૃષ્ટપુષ્ટ બનાવી દીધું.

સુન્દર ફૂટડું શરીર અને મજબૂત હાથ પગ ધરાવનાર તથા પોતાની જાત ઉપર જ આધાર રાખનાર તે યુવક જગતની મુશ્કેલીઓને કાંઇ વિસાતમાં ગણતો નથી. તે કોઇ પણ કષ્ટથી ભય પામતો નથી. તે એક કસરતી મલ્લની પેઠે સર્વ પ્રકારનાં દુઃખની સાથે કુસ્તી કરવાને તૈયાર હોય છે. આપણા નવયુવકો શાળા અથવા પાઠશાળામાંથી અભ્યાસ કરીને બહાર પડે છે તે પછી પણ તેમને પોતાનાં માબાપનું શરણ ગ્રહણ કરવું પડે છે. તેઓ પોતે પોતાની આજીવિકા ચલાવી શકતા નથી. તેઓ નોકરીની તપાસમાં આમ તેમ જોડા ફાડયા કરે છે. તેઓ કોઇ વાર કોઇની ખુસામત, તો કોઇ વાર કોઇની આજીજી કરી નોકરીની તપાસ કરે છે. એમ કર્યા છતાં પણ કેટલાકને તો સફળતા પ્રાપ્ત થતી નથી. પ્રથમ કેટલાક હજાર રૂપીઆ ખર્ચી પોતાના માબાપનાં શિર પર ઋણ ચઢાવી તેઓ વિદ્યા પ્રાપ્ત કરે છે અને પછી જ્યારે પાઠશાળામાંથી બહાર પડે છે ત્યારે પણ તેઓ સ્વતન્ત્રતાપૂર્વક આજીવિકા નિભાવવાની શક્તિ ધરાવતા નથી! તેમનાં શરીર નિર્બલ, આંખો કમજોર, અને અવયવો રોગિષ્ટ થઈ જાય છે. આપણા દેશના નવયુવકો અને અમેરિકાના નવયુવાનોમાં કેટલો બધો ભેદ છે!

૧૯૦૬ ના જુન મહિનામાં જ્યારે હું શિકાગોમાં જઈ પહોંચ્યો ત્યારે મારી પાસે ૧૫૦ રૂપિયા હતા. જતાં વેંત મેં યુનિવર્સિટીમાં દાખલ થઇ વિદ્યાધ્યયન કરવા માંડયું. શિકાગો વિશ્વવિદ્યાલયમાં પ્રતિત્રણ માસે ટાઇમ ટેબલ બદલાય છે. પ્રથમ ત્રણ માસને માટે મારી પાસે પૂરતો ખર્ચ

હતો, તેથી હું નિશ્ચિન્તતા પૂર્વક મારા કામમાં નિમગ્ન થઇ ગયો. વિશ્વવિદ્યાલયની ફ્રી વાર્ષિક ૪૫૦ રૂપિયા છે. પરન્તુ મારી ફ્રી પ્રેસિડન્ટ મહોદયે માફ કરી હતી. દોઢસો રૂપિયાથી મેં મારૂં કામ શરૂ કરી દીધું. પરન્તુ મેં એટલો વિચાર ન કર્યો કે આ રકમ ખલાસ થઇ ગયા પછી હું શી રીતે નિર્વાહ કરીશ? મારામાં હિન્દુસ્થાની સંસ્કાર ભરેલા હતા, તેથી હું ભાગ્યને ભરોંસે રહ્યો. મેં મનમાં ધાર્યું કે આ રૂપિયા પૂરા થયા પછી ઈશ્વર કાર્યસિદ્ધિને માટે કોઇને કોઇ માર્ગ બતાવશે જ. મેં ઉદ્યોગ તો સર્વથા છોડી દીધો. જ્યારે ત્રણ મહિના પૂરા થવા આવ્યા અને રૂપિયા ખૂટી પડવાની અણી પર આવ્યા ત્યારે મને અત્યન્ત ચિન્તા થવા લાગી. હું આમ તેમ ભ્રમણ કરી લોકોને નોકરીના સમ્બન્ધમાં પૂછપરછ કરવા લાગ્યો; પરન્તુ તેથી કાંઇ પણ વળ્યું નહિ. એક દિવસ મારા એક મિત્રે મને સલાહ આપી કે નોકરી અપાવનારા ખાતામાં જઇને તપાસ કરો. તેના કહેવાથી હું તે ખાતાના અધ્યક્ષની પાસે ગયો. મને જોઇને તે અધ્યક્ષ બોલ્યો, "તમે હૉટેલમાં વાસણ માંજવાનું કામ કરશો?" તેના શબ્દો મને વજ્રપાત સમાન લાગ્યા. હું માથું ખંજવાળવા લાગ્યો, કારણ કે મારા કુળમાં કોઇએ કદી પણ આવું કામ કર્યું ન હોતું. અધ્યક્ષે જ્યારે મને ચૂપ દીઠો ત્યારે તે સ્મિત કરીને બોલ્યો, "તમારા દેશમાં તો વાસણ માંજનારાની જૂદી જાતિ છે કેમ?"

"હા, સાહેબ." મેં ધીમેથી ઉત્તર આપ્યો.

અધ્યક્ષ—હવે અહીંઆં અમેરિકામાં તો તમારે સર્વ

પ્રકારની મજુરીને પ્રેમની દૃષ્ટિથી જોવી જોઇએ.

મેં કાંઇ પણ ઉત્તર આપ્યો નહિ. હું ગૂપચૂપ મારા ઓરડામાં ચાલ્યો આવ્યો. જ્યારે બે દિવસ વ્યતીત થઇ ગયા અને કોઇએ પણ મારી ખબર ન લીધી તેમજ પેટમાં કુરકુરીઆં બોલવા લાગ્યાં ત્યારે હું પુનઃ તે અધ્યક્ષની પાસે ગયો. મને જોઇને તેણે જરાક સ્મિત કર્યું. જ્યારે મેં નોકરીના સમ્બન્ધમાં પૂછ્યું ત્યારે તેણે અતિ સ્નેહથી મને મજુરીની મહત્તા સમજાવી અને હૉટેલમાં કામ કરવા મોકલી દીધો.

૪

સાંઝનો સમય હતો, લોકો હૉટેલમાં આવજાવ કરી રહ્યા હતા. હૉટેલની સ્વામિની સર્વ કામ ઉપર જાતે દેખરેખ રાખતી હતી. રસોડાની પાસેના ઓરડામાં એક નાનો સરખો હોજ હતો. તેમાં બે નળ લાગેલા હતા: એક ગરમ પાણીનો અને બીજો ઠંડા પાણીનો. તેની પાસે જ એક ઉંચું સ્થાન વાસણ ધોવાને માટે બનાવવામાં આવ્યું હતું. તેની પાસે ઉભો ઉભો હું વાસણ ધોઇ રહ્યો હતો. નોકરો વાસણ લાવી લાવીને તે સ્થાન પર મૂકયા કરતા હતા. એક મોટા વાસણમાં ગરમ પાણી અને સાબુ નાખેલો હતો. તેમાં હું સર્વ વાસણો નાખી દેતો અને તે ધોઇને બહાર મૂકી દેતો. પાસે જ એક બીજા વાસણમાં ગરમ પાણી અને સાબુ નાખેલો હતો, તેમાં બીજી વાર વાસણ ધોવામાં આવતાં અને પછી તેને ટુવાલથી લૂછી નાખી અભરાઇ પર મૂકી દેવામાં આવતાં.

આ સાયંકાળ હું કદી પણ વિસરીશ નહિ. તે દિવસે જ મેં અમેરિકાની વ્યાવહારિક ધર્મની શાળામાં પ્રવેશ કર્યો. મારી આંખો ખુલી ગઇ. મને પ્રતીત થવા લાગ્યું કે કોઇ મનુષ્ય માત્ર 'ધર્મ, ધર્મ' એવી બૂમ પાડવાથી ધાર્મિક બનતો નથી, પરન્તુ ધાર્મિકતાનો સમ્બન્ધ મનુષ્યના વ્યાવહારિક જીવનની સાથે છે. મજુરી ગમે તે પ્રકારની હોય, પરન્તુ જો તે પ્રામાણિક રીતે કરવામાં આવે તો તેનો કરનારો નીચ બની જતો નથી. ખરેખર નીચ તો તે લોકો જ છે કે જે બીજાઓએ પેદા કરેલું ધન ઉડાવે છે, અને પોતાને ઉચ્ચ વર્ણના માને છે; તે લોકો નિર્લજ્જ છે કે જે વાસણ માંજનાર મજુરને ઘૃણાની દૃષ્ટિથી જુએ છે. કામ-મજુરી મનુષ્યને નીચ બનાવી શકતી નથી; નીચ તે જ છે કે જેનું અંતઃકરણ મલિન છે, જેને મોટા હોવાનો ઘમંડ છે, અને જે ઈશ્વરનાં પુત્ર પુત્રીઓથી અભડાઇ જાય છે.

તે સાયંકાળને હું કદી પણ ભૂલી શકું એમ નથી. તે સાયંકાળે મેં મજુરીની મહત્તા જાણી. મને ઉચ્ચ વર્ણનું જે જૂઠું અભિમાન હતું તે દૂર થઇ ગયું. હું મારા દેશના મજુરીનો ધંધો કરનારા લોકો પ્રત્યે પ્રેમ કરવા લાગ્યો અને મેં પ્રભુની સમક્ષ પ્રતિજ્ઞા કરી કે હું તેમના ઉદ્ધારને માટે યથાશક્તિ પ્રયત્ન કરીશ.

ચાર પાંચ દિવસ પછી મારા એક અધ્યાપકે મને પુસ્તકાલયમાં કામ આપ્યું. ત્યાં મારે કબાટમાંથી પુસ્તકો કાઢી તે ઉપરની ધૂળ ખંખેરી નાખી, તેને રુવાલ વડે લૂછી પાછાં કબાટમાં મૂકી દેવાં પડતાં હતાં. આ કામને માટે

મને દરરોજના સાડાસાત રૂપીઆ મળતા હતા. દસ દિવસ સુધી મેં આ કામ કર્યું અને ત્યાર પછી મારો નિર્વાહ થવા લાગ્યો.

યાદ રાખજો કે જો હું પ્રથમ કામ ન કરત તો અધ્યાપકો મને કદી પણ બીજું કામ સોંપત નહિ. અમેરિકાના લોકો મજુરીની મહત્તા જાણે છે. જે માણસ મજુરી પ્રત્યે ઘૃણા ધરાવે છે તેને તેઓ અત્યન્ત પતિત માને છે. તેમની આ માન્યતા સત્ય છે, કારણ કે જેટલું ધન પેદા થાય છે તે સર્વ મજુરીથી પેદા થાય છે. જે દેશમાં મજુરી પ્રત્યે ઘૃણા ધરાવવામાં આવે છે તે દેશના લોકો કદી પણ વ્યવસાયી, ઉદ્યોગી અને સાહસિક બની શકતા નથી. અમેરિકાની ઉન્નતિનું એક મહાન્ કારણ એ છે કે તે દેશમાં મજુરી પ્રત્યે ઘૃણા ધરાવવામાં આવતી નથી, ઈશ્વરે આપણને કામ કરવાને માટે હાથ આપ્યા છે; કામ કરવાથી તે કાંઇ ઘસાઇ જતા નથી, પરન્તુ ઉલટા મજબૂત અને સુન્દર બને છે. પરન્તુ આપણા દેશમાં મજુરી કરનાર પ્રત્યે ઘૃણા ધરાવવામાં આવે છે. આપણા દેશની અધોગતિનું એ જ કારણ છે.

અમેરિકાની યુનિવર્સિટીમાં અભ્યાસ કરનાર વિદ્યાર્થીઓ અનેક પ્રકારનાં કામો કરીને દ્રવ્ય પેદા કરે છે. ઘણા જણ તો ઘરોને ગરમ રાખવાનું કામ કરે છે. અમેરિકા એક હિમમય અને શીતપ્રધાન દેશ છે; શિયાળામાં ત્યાં પુષ્કળ બરફ પડે છે. તે દેશમાં મકાનોનાં ભોંયરાંમાં મોટી મોટી ભઠ્ઠીઓ સળગાવવામાં આવે છે તે દ્વારા મકાનોને ગરમ રાખવામાં આવે છે. એક વખત મારે પણ આ કામ

કરવું પડયું હતું. મકાનની નીચે એક મોટી ભટ્ઠી રહે છે, તેમાં કોયલા બાળવામાં આવે છે. પ્રાતઃકાળમાં પાંચ વાગે ઉઠી તેમાં અગ્નિ પ્રજ્વલિત કરવામાં આવે છે. ભટ્ઠીમાં મોટા મોટા નળ રાખવામાં આવેલા હોય છે, તે ત્યાંથી નિકળીને મકાનના જૂદા જૂદા ઓરડાઓમાં ચાલ્યા જાય છે. હવા આવવાને માટે એક મોટું બાકોરૂં રાખવામાં આવેલું હોય છે. બહારની શીતલ હવા ભટ્ઠીમાં જઇ ઉષ્ણ બનીને એ નળો દ્વારા ઓરડામાં જાય છે અને સર્વ ઓરડાઓમાં મનુષ્ય કપડાં ખોલીને બેસી રહે છે.

વિદ્યાર્થીઓ બે ત્રણ કલાક કામ કરી પોતાના ખાનપાન અને નિવાસનો ખર્ચ કાઢી લે છે. તેમને બીજે ત્રીજે દિવસે ઘર પણ વાળવું પડે છે.

વિદ્યાર્થીઓ યુનિવર્સિટીમાં અભ્યાસ કરતા કરતા આ સિવાય બીજાં પણ ઘણાં કામ કરે છે. ઘણા વિદ્યાર્થીઓ પ્રત્યેક શનિવારને દિવસે મોટી મોટી દુકાનોમાં જઇ ગુમાસ્તાનું કામ કરે છે. શનિવારના દિવસે દુકાનોમાં ઘણી ભીડ રહે છે. તે દિવસે મજુરીનો ધંધો કરનાર લોકોનો પગાર વહેંચાય છે. આથી તે દિવસે દુકાનદારોને અધિક કાર્યકર્તાઓની આવશ્યકતા પડે છે. વિદ્યાર્થીઓ એક દિવસ કામ કરી નવ દસ રૂપીઆ કમાઇ લે છે. આ પ્રકારે તેઓ એક મહિનામાં ચાર શનિવાર કામ કરે છે. કેટલાક વિદ્યાર્થીઓ રેલ્વે કંપનીઓમાં કામ કરે છે. ઘણા વિદ્યાર્થીઓ જાહેરખબર વહેંચવાનું કામ કરીને રૂપીઆ કમાય છે. ધારો કે એક દુકાનદારે કાપડની એક નવી દુકાન ખોલી છે

અને તે પોતાની જાહેર ખબર વહેંચવા માગે છે. તે દુકાનદારની પાસેથી રોજના છ રૂપીઆ લેઇ વિદ્યાર્થીઓ શનિવાર અને રવિવાર એ બે દિવસ પોતાનો સમય કાઢી જાહેર ખબર વહેંચે છે. તેઓ જાહેર ખબર લેઇ ઘેર ઘેર ભ્રમણ કરે છે અને ઘરોની ખાનગી કાગળો નાખવાની પેટીમાં એક એક જાહેર ખબર નાખે છે. આ પ્રકારે દુકાનદારની નવી દુકાનની સૂચના લોકોને મળી જાય છે. કેટલાક વિદ્યાર્થીઓ ઑફિસોમાં કારકુનનું કામ કરે છે. ત્યાં તેઓ નિત્ય ચાર પાંચ કલાક કામ કરી માસિક પચ્ચીસ ત્રીસ રૂપીઆ મેળવી લે છે. કેટલાક વિદ્યાર્થીઓ ટાઇપરાઇટર યંત્ર ખરીદી તે દ્વારા ધન કમાય છે. આ પ્રકારે ઘણી જાતનાં નાનાં મોટાં કામો કરી યુનિવર્સિટીઓના વિદ્યાર્થીઓ પોતાના નિર્વાહ જેટલો ખર્ચ મેળવી લે છે.

( અમેરિકાનો પ્રવાસ ) સ્વામી શ્રી સત્યદેવ

---

# ૨૮—ગુરુભક્તિ

ભક્તિ એટલે શું ? જેમ પરસ્પર સ્નેહ અને મમતા રાખવાં એ મૈત્રી અથવા પ્રીતિ કહેવાય છે, તેમ કોઇના ઉપર શ્રદ્ધા રાખવી તેને ભક્તિ કહે છે. શ્રદ્ધાનું મુખ્ય બીજ એ છે કે આપણને જેના ઉપર શ્રદ્ધા હોય તેને માટે પ્રીતિ અને માન બે હોવાં જોઇએ. મનમાં આવું હોય એટલે જ થયું એમ નહિ, પણ એવું જો મનમાં હોય તો

વાણીમાં જણાવું જોઇએ, ને વાણીમાં હોય તો કામમાં કરી બતાવવું જોઇએ. માણસની સ્થિતિ જ એવી છે કે તેનાથી કોઈ રીતે કેવળ સ્વતન્ત્ર થઇ શકાય એમ નથી. બાલક જન્મે ત્યારે તે એટલું નિરાધાર હોય છે કે તેને મોટું કરી હરતું ફરતું ને ખાતું પીતું કરવા લગીમાં જ તેનાં માબાપને બહુ શ્રમ અને વેદના વેઠવાં પડે છે. એમજ તે પાંચ વર્ષનું થાય ત્યાંથી તે જગતમાં પોતાની મેળે નિર્વાહ કરવાને માર્ગે લાગે ત્યાં સુધી પણ માબાપને થોડી ચિન્તા પડતી નથી. એટલા સમય સુધી માણસ પોતાનાં માબાપને ઠેકાણે જે હોય તેના ઉપર આધાર રાખે છે. તે પછી તેને આ જગત ઉપર આધાર રાખવો પડે છે, કેમકે પોતાને જે જે જોઇએ તે કાંઇ પોતે એકલાથી જ પેદા કરી શકાતું નથી. એ વાત ખરી છે કે પોતે જે લે છે, તેને માટે કોઇને કોઇ રીતનો બદલો આપીને તે લાવેલું હોય છે; તથાપિ એ સમજવા જેવું છે કે બીજાં સહાય ન હોય તો બદલો આપતાં પણ જે જોઇએ તે સાંપડે એવું હોવાનો સંભવ નથી. એટલું જ નથી પણ દુઃખ, વિપત્તિ, કષ્ટ, મંદવાડ, એવા અનેક પ્રસંગ માણસને માથે આવી પડે છે, તે સમયે તેનો પૈસો તેને કામ આવતો નથી, તેનાં બીજાં સાધન તેને સહાય થતાં નથી, પણ મનુષ્યનો સહવાસ અને મનુષ્યની પ્રીતિપૂર્વક દેખરેખ, તેને પાર ઉતારી શકે છે. આવાં બધાં કારણોથી માણસ સદા એક રીતે પરાધીન જ છે. એટલે તેનું કર્તવ્ય છે કે તેણે જેમ બને તેમ સર્વના ઉપર પ્રીતિભાવ રાખવો અને પોતાનાથી

થવાય તેટલાં પારકાને ઉપયોગી થવું. આવો પ્રીતિભાવ સર્વત્ર રાખવો જોઇએ; પણ જ્યાં જ્યાં એ પ્રીતિના ભેગું કોઇ ઉત્તમ ગુણને લીધે, માન પણ રાખવું યોગ્ય હોય, ત્યાં ત્યાં શ્રદ્ધા રાખવાની અપેક્ષા છે, અને માન સહિત પ્રીતિ અથવા શ્રદ્ધા રાખવી યોગ્ય છે; માન સહિત પ્રીતિ અથવા શ્રદ્ધા તેને જ ભક્તિ કહેવાય છે.

ભક્તિ કોને ઘટે છે? આપણને અને આખા જગતને ઘણામાં ઘણો લાભ કર્યો હોય, જેનાથી કોઇ મહાન્ કામ સધાયું હોય, તેને સર્વથી પ્રથમ ભક્તિ ઘટે છે. તો એવો ઉત્તમોત્તમ તો એક **પરમાત્મા** જ છે કે જેને લીધે આ જગત ઉભું છે, ને સુખી છે. આપણા હૃદયની, ઉત્તમમાં ઉત્તમ ભક્તિ તેના ઉપર ઠરવી જોઇએ. ઉત્તમ ભક્તિનો એ જ મહિમા છે કે જેની ભક્તિ હોય તેની સાથે એકાકાર થઇ જવું જોઇએ, ને તેના જેવાં જ કામ પણ કરવાં જોઇએ. **પરમાત્માની** એવી ભક્તિ સર્વથી પ્રથમ કરવી; એક ક્ષણ પણ એવી ન જવી જોઇએ કે જે સમયે એ ભક્તિ આપણા અન્તરમાંથી દૂર થઇ હોય.

સંસાર પ્રતિ દૃષ્ટિ કરતાં પ્રથમ આપણી ભક્તિ આપણાં માબાપને ઘટે છે. આખા જગતની ભક્તિ જેમ **પરમાત્માને** ઘટે છે, તેમ સંસારમાં **પરમાત્માને** સ્થાને આપણે આપણાં માબાપ જાણવાનાં છે ને તેમને **પરમાત્મા** જેવી જ **ભક્તિ** ઘટે છે. ઘણાંક છોકરાં એવાં હોય છે કે માબાપનો ઉપકાર વિસરી જાય છે, પોતાને તેમના કરતાં વધારે ડાહ્યાં થયેલાં જાણી તેમની અવગણના કરે છે. પણ એમ કરવું એ મહા

પાપ છે. જે માણુસના હૃદયમાં ભક્તિનો ભાવ નથી, તે માણુસ સ્વચ્છંદી, કુમાર્ગી અને પાપી થવાનો બહુ સંભવ છે. નાનાં બાળકોએ તો જેમ બને તેમ ભક્તિભાવની ટેવ વધારવી, કોઇ સમય પણ "અહો! એમાં શું!" એમ કશી ઉત્તમ વાતને તુચ્છકારવી નહિ. જેટલી જેટલી ઉત્તમ વાતો છે તે આપણુને અગણિત ઉપદેશ આપવા સમર્થ થાય છે, એમના વિષે વિચાર કરવાથી આપણા મનમાં એમનામાં જે ઉત્તમ ગુણ હોય તેની છાયા પડે છે, ને એમ આપણે પણ ધીમે ધીમે તેમના જેવી ઉત્તમતાએ પહોંચી શકીએ છીએ. જે માબાપે પોતાનું સુખ વિસારે પાડી, આપણે માટે કષ્ટ વેઠ્યું છે. તેમનામાં બીજા ગમે તેટલા દુર્ગુણ હોય એમ ધારીએ તોપણ, તેમણે જે પોતાને ભૂલી પારકાનું ભલું કરવાનું મહાકર્મ કર્યું છે તેટલું જ અનુકરણ કરવું યોગ્ય છે, ને તેથી તે ઉત્તમ પ્રકારની ભક્તિને પાત્ર છે.

માબાપને ભક્તિ ઘટે છે તેમ તેમના જેવાં જ સ્વાર્પણ કરનારાં મનુષ્યોને પણ ઘટે છે. મહાપંડિતો, કવિઓ, શોધકો, તત્ત્વજ્ઞાનીઓ, પરાક્રમી મનુષ્યો, ઉદાર દાનેશ્વરીઓ, એવાં અનેક પ્રકારનાં સ્ત્રીપુરુષ થઇ ગયેલાં છે; કોઇની વિખ્યાતી જુગેજુગ ચારે ખંડમાં ચાલે છે, કોઇની થોડો ઘણો કાલ એક દેશ કે ગામમાં પણ પ્રસરે છે. એવાં સ્ત્રીપુરુષની ભક્તિ સર્વદા રાખવી. એ ભક્તિ આપણે તે મનુષ્યનાં શરીરની કે તેમનાં હાડચર્મની કરતાં નથી, તેમનાં સ્થૂલ શરીર ગમે તેવા કષ્ટમાં કે દોષમાં હોય તેનું

આપણે કાંઇ કામ નથી, પણ તેમનાં નામ જે મહાગુણથી પ્રખ્યાત છે તે ગુણોની આપણે ભક્તિ કરીએ છીએ, અને એમ કરતાં તેવા ગુણની છાયા આપણામાં પાડી તેવાં ગુણવાળાં થવાને માર્ગે ચઢીએ છીએ. જે માણસ કાંઇ વખાણી શકતાં નથી, તેમણે પોતાનો સુધારો કરવાનું સારામાં સારૂં સાધન ખોયું છે એમ જાણવું. વસ્તુ માત્ર ગુણ અને દોષ ઉભયથી ભરેલી હોય છે; પણ દોષ ઉપર દાનાં માણસ નજર કરતાં જ નથી, ગુણ માત્રને જોઇ તેની ભક્તિ કરે છે. બીજાને માન આપવામાં આપણે આપણને પોતાને જ માન આપીએ છીએ, કેમકે તેમ કરવાથી તેનામાં જે ઉત્તમ ગુણો માન અથવા ભક્તિને પાત્ર છે તેને સમજવાની આપણામાં શક્તિ છે, ને તેથી આપણે તેવાં ગુણવાળાં અથવા તેવા ગુણને માર્ગે ચઢેલાં છીએ એમ સિદ્ધ થાય છે.

ભક્તિને જાતિ એટલે સ્ત્રી પુરુષ કે વય એટલે નાનું મોટું તેની સાથે કાંઇ સમ્બન્ધ નથી. એમ છતાં ઘણી વાર વય પણ માનને પાત્ર છે. પણ તેનું કારણ એટલું જ છે કે જેટલાં વર્ષ કોઇ માણસે ગાળ્યાં હોય તેટલાંમાં તેણે કોઇ ઉત્તમ ગુણ પ્રાપ્ત કર્યો હશે, કાંઇ નહિ તો અનુભવથી પણ ઘણી કુશલતા ને સુશીલતા મેળવ્યાં હશે, એટલે તેનું વય માનને પાત્ર છે એમ મનાય છે. જેમ વયને માન મળે છે તેમ સમૃદ્ધિ અથવા અધિકારને પણ મળતું દીઠામાં આવે છે; પણ તેમાં યે તાત્પર્ય એટલું જ છે કે સમૃદ્ધિવાન માણસ પોતાની સમૃદ્ધિથી બીજાના કલ્યાણને સાધશે, અને અધિકારવાળો પોતાના અધિકારથી ન્યાયને વૃદ્ધિ પમાડશે,

એટલે બન્નેમાં માન કોઇ ગુણનેજ મળે છે. છેવટ કુલીનતા પણ એક પ્રકારનું માન પામતી દેખાય છે; પણ તેમાંયે વાસ્તવિક રીતે માન ગુણને જ છે કેમકે અમુક કુલમાં જન્મ્યાથી જ માન મળતું નથી, પણ તે કુલ જે ઉત્તમ ગુણોને લીધે ઉત્તમ કહેવાયું હોય છે, તે ગુણોનું દર્શન કરાવ્યાથી મળે છે. આમ માનના અનેક અનેક વિષય જગતમાં છે, પણ તેમાં સર્વત્ર માન જે મળે છે તે ગુણને જ છે એમ નિશ્ચય છે; જ્યાં કોઇ ઉત્તમ ગુણ જોયો કે ત્યાં આપણી ભક્તિ પ્રેરવી જોઇએ. જે મનુષ્યો તેમના ગુણને લીધે આપણી ભક્તિયોગ્ય છે તે બધા ગુરુ કહેવાય છે, તેમાં પરમાત્મા સર્વથી મુખ્ય ગુરુ છે, તેથી ઉતરતાં અનુક્રમે માબાપ, વિદ્યા આપનાર, જ્ઞાનદાતા અને પછી યથાયોગ્ય ગુણ પ્રમાણે બધું જગત. જેમ બધી વાતમાં વિવેક રાખવાની જરૂર છે તેમ ભક્તિમાં પણ છે. કાંઇક સ્વાર્થ સાધવાની ઇચ્છાથી, કે માત્ર સારાં કહેવરાવાની લાલચથી, જે ભક્તિનો ડૉળ કરવામાં આવે છે, તે ખરી ભક્તિ નથી. અતિ નિર્મલ હૃદયથી, અને કાંઇ પણ સંકોચ વિના છૂટા મનથી જે ભકિત થાય તે ધારેલું ફળ મેળવવામાં નિષ્ફલ થતી નથી; પણ જો તે ભકિત કેવળ નિઃસ્વાર્થ હોય, માત્ર ગુણ ઉપરના પ્રેમથી જ થયેલી ટેવ હોય, તો તેનું ફલ શું થાય તે વર્ણવી પણ શકાતું નથી. ઘણાંકને એવી ટેવ હોય છે કે જેની તેની જોડે બહુ નમ્રતાથી વર્તવું, જ્યાં ત્યાં હાથ જોડીને ઉભા રહેવું, બહુ ગરીબ સ્વભાવ છે એવાં જણાવું પણ લાગ પડે ત્યારે નઠારામાં નઠારો આચાર કરવા

ક્રૂરમાં ક્રૂર જણાવું. આવી બકવૃત્તિ તે ખરી ભક્તિ ગણાતી નથી. એ તો મહા પાપ છે. તેમ કોઇની પાસેથી સ્વાર્થ કઢાવી લેવા માટે તેની સ્તુતિ કરવા રૂપી ભક્તિ કરવી એ પણ તેનું જ રૂપાન્તર છે. ભકિત રાખવી એમ જે વારંવાર કહેવામાં આવ્યું છે, તેનો અર્થ એવો નથી કે આપણે આપણી બુદ્ધિનો ઉપયોગ કરવો નહિ, આંખો મીચીને બીજાને વશ થઇ જવું, કે આપણા મનમાં જે વાત ન હોય તે પણ બીજાને જણાવી છેતરવાં. જેમ એક પાસાથી આંધળી ભકિત કરી ગમે તે ખાડામાં ઉતરવું નહિ તેમ બીજી પાસાથી આપણા મનમાં જે ભકિત હોય નહિ તેનો ઢોંગ પણ કદાપિ કરવો નહિ. ભકિત નિત્યે ગુણને માટે જ હોવી જોઇએ, ને જેને ગુણ માનતાં હોઇએ તે યથાર્થ ગુણ જ છે એમ આપણને ખાતરી થવી જોઇએ. એટલે ગુણને જે માન ઘટે છે તે આપવા જતાં, બુદ્ધિને આંધળી કરી નાખવા રૂપ દુર્ગુણનો, કે અપ્રામાણિક થવા રૂપ જુઠનો, કદાપિ આદર કરવો નહિ.

( બાલવિલાસ ) મણિલાલ નભુભાઇ દ્વિવેદી

---

# ૩૦—સેવા કે ઇનામ?

એક ગામમાં ત્યાં વસતા સુશિક્ષિત વર્ગના પ્રયાસથી એક અંગ્રેજી નિશાળ ઉઘાડવામાં આવી હતી. શરૂઆતમાં નવીન વિદ્યાનો લાભ લેવા ઘણા વિદ્યાર્થીઓ આવ્યા. એ ગામના વતનીઓનાં બાળકો ત્યાં આવતાં એટલું જ નહિ

પણ થોડે થોડે અન્તરે આવેલાં નાનાં ગામડાંમાંથી પણ છોકરા આવવા લાગ્યા. કાર્યવાહકોના ઉત્સાહનું જ આ પરિણામ કહી શકાય. ધીમે ધીમે આ ઉત્સાહ મન્દ થતો ગયો. છોકરાઓ નિશાળે આવતા નહિ ત્યારે તેમના વડીલો-ને મળી તેમનામાં કંઇક ઉત્સાહ પ્રેરવો, તેમણે ઉભા કરેલા નજીવા વાંધાનો સન્તોષકારક જવાબ આપી તેમના મનનું સમાધાન કરવું, ઇત્યાદિ કાર્ય કરનાર બે ત્રણ માણસો ગામમાં હતા ત્યાં સુધી ઠીક ચાલ્યું. પરન્તુ આ લોકોની આર્થિક સ્થિતિ સામાન્ય હોવાથી પોતાના તેમજ કુટુમ્બ-ના નિર્વાહનાં સાધન એમણે જાતેજ શોધવાં પડતાં. નોકરી અગર ધંધાને માટે આ ઉત્સાહી માણસો પરગામ ગયા. તેથી કમિટીમાં હવે ગામના પાંચ છ આગેવાન સિવાય બીજું કોઈ રહ્યું ન હોતું. આ ગૃહસ્થોનું કુળ ઉંચું હતું અને તેઓ પૈસેટકે સુખી હતા. મહેનતનું કામ કરવાની વૃત્તિ એમને ભાગ્યે જ થતી હતી. કમિટીના મેમ્બર તરીકે નામ છપાય એટલે એમને પૂર્ણ સન્તોષ હતો. આવી સ્થિતિ હોવાથી ત્યાં નોકરી સ્વીકારનાર માસ્તરો પણ લાંબો વખત ટકતા નહિ. આ પ્રસંગે એક નવા હેડ માસ્તર ત્યાં આવ્યા હતા. એમનામાં ઉત્સાહ ઘણો હતો. સારૂં કામ કરી સ્કૂલ-ને સુધારવાની ઇચ્છા પણ બહુ હતી. પુરતાં સાધનો ન હોતાં મળતાં તોપણ માસ્તર જે બની શકે તે કરતા. એમની મુખ્ય અડચણ એ હતી કે છોકરાઓ ઘણી વખત ગેરહાજર રહેતા અને જેઓ આવતા તે વખતસર ભાગ્યે જ આવતા. માસ્તર છોકરાઓનાં માબાપને ખબર કહેવ-

ડાવતા પરન્તુ વખતો વખત કરેલી આવી સૂચના નકામી જતી.

ગામના એક ગૃહસ્થ મુમ્બાઇ વ્યાપાર કરતા હતા. કંઇ શુભ પ્રસંગે આ સદ્‌ગૃહસ્થ ગામમાં આવ્યા હતા. વ્યાપારિક પ્રવૃત્તિમાંથી આ સમયે મુક્ત હોવાને લીધે એમને અવકાશ પુષ્કળ મળતો તેથી એક દિવસ ગામમાં સ્થપાએલી નવી અંગ્રેજી નિશાળ જોવા માટે તેઓ ગયા. હેડ માસ્તરે નિશાળ બતાવી અને છોકરાની અનિયમિતતા વિષે પણ બે બોલ કહ્યા. શેઠની સમૃદ્ધિ સારી હતી તેમજ સુશિક્ષિત વર્ગનો એમને પરિચય હતો તેથી આ અનિયમિતતા દૂર કરવાના વિચારથી જે છોકરો કોઇ પણ દિવસ ગેરહાજર રહે નહિ તેમજ મોડો ન આવે તેને વર્ષ આખરે ઇનામ આપવાનું જાહેર કર્યું.

શેઠની આ ઉદારતાની ધારેલી અસર થતી હોય એમ લાગ્યું. ચારેક મહિના સુધી તો બધા વિદ્યાર્થીઓમાં આ ઇનામ મેળવવાની ઇચ્છા સતેજ રહી. વર્ષ પૂરૂં થવા આવ્યું ત્યારે ઇનામને માટે બે વિદ્યાર્થીઓ લાયક દેખાતા હતા. એકનું નામ રામદાસ હતું અને બીજાનું નામ મણિધર હતું. ઇનામ આ બન્નેને અર્ધું અર્ધું મળશે એમ સૌ ધારતા હતા,

વર્ષનો છેલ્લો દિવસ આવ્યો. રામદાસ ઘેરથી હમ્મેશના નિયમ પ્રમાણે વખતસર નિકળ્યો. પાસેના ગામડામાંથી નિશાળે જવાનું તેથી બીજા વિદ્યાર્થીઓ કરતાં એને જરા વધારે વહેલા નિકળવું પડતું. રસ્તામાં એક છોકરો બેઠો બેઠો રડતો હતો. પોતાના ગામનો હતો તેથી રામદાસ

એને સારી રીતે ઓળખતો હતો. તેને રડતો જોઇ તે ત્યાં ઉભો રહ્યો અને બોલ્યો, “**મોહન**, રસ્તામાં રડે છે કેમ ?”

**મોહને** જવાબ આપ્યો, “મારો નાનો ભાઈ બહુ માંદો છે તેને જોવા માટે ડૉકટરને બોલાવી લાવવા મારી માતાએ મને મોકલ્યો હતો. હું ઉતાવળો જતો હતો તેવામાં એક ખાડામાં મારો પગ પડયો, અને તે કરમોડાયો છે એટલે હવે મારાથી ચાલી શકાતું નથી. ડૉકટરને કેવી રીતે બોલાવી લાવું ? જો ડૉકટરને ન બોલાવી લવાય તો મારા ભાઇનું શું થશે ? ઘેર તેમજ પડોશમાં બીજું કોઇ માણસ નથી. મારી મા બિચારી કોને મોકલશે ?”

**રામદાસ** નિશાળે જઇ પહોંચે એટલો જ વખત હતો. ડૉકટરને રહેવાનું સ્થળ અને નિશાળ બે જૂદી જ દિશામાં હતાં એટલે જો ડૉકટરને બોલાવવા પોતે જાય તો નિશાળે વખતસર પહોંચવું એ અસંભવિત હતું. **રામદાસ** જરા વિચારમાં પડયો. જો પોતે ત્યાંથી ચાલ્યો જાય તો છેક સાંઝ સુધી એ રસ્તેથી કોઇ જનાર આવનાર વખતે ન નિકળે એવો સંભવ હતો. મધ્યાહ્ન સમયે એ રસ્તો ભાગ્યે જ વપરાતો. **મોહનને** ત્યાં જ પડી રહેવું પડે અને એનો ભાઇ દવા વગર રહે એમ પણ કદાચ બને. વિચારને અન્તે કંઇ નિર્ણય ઉપર આવી **રામદાસે** કહ્યું, “**મોહન**, હું ડૉકટરને બોલાવી અહીં આવું છું, તું બેસી રહેજે.”

**મોહનને** પોતાના પગની પીડા કરતાં એના ભાઇની ચિન્તાનું દુઃખ ઘણું મોટું હતું. વગર કહ્યે **રામદાસ** ડૉકટરને બોલાવવા જવા તૈયાર થયો તેથી એને બહુ

આનન્દ થયો. એનું હૃદય ઉપકારથી ઉભરાવા લાગ્યું. તે બોલ્યો, "**રામદાસ**, તેં અમારા ઉપર મોટો ઉપકાર કર્યો. મારા ભાઇને મરતો બચાવ્યો એમ કહું તો ચાલે; પણ **રામદાસ**, તારૂં ઇનામ જશે."

"એમાં શું ?" એટલું કહીને **રામદાસે** ચાલવા માંડ્યું. ડૉકટરને બોલાવી તે પાછો આવ્યો. **મોહનને** પોતાની ગાડીમાં બેસાડી ડૉકટર તેના ઘર તરફ વળ્યા અને **રામદાસ** નિશાળે ગયો.

**રામદાસ** છેલ્લે દિવસે મોડો આવ્યો એ જોઇ બધાને નવાઇ લાગી. માસ્તરે કહ્યું, "**રામદાસ**, એક દિવસ માટે તેં ઇનામ ખોયું." કંઇ પણ જવાબ આપ્યા સિવાય **રામદાસ** પોતાની જગાએ બેઠો. કલાકની રજા પડી ત્યારે માસ્તરે તેને બોલાવ્યો. શાથી મોડું થયું તે તેણે સવિસ્તર કહ્યું અને જણાવ્યું કે આવા સંજોગમાં ઇનામ ખોવું એ મને યોગ્ય લાગ્યું.

માસ્તરે વર્ગમાં એ વાત કહી અને **રામદાસની** પરોપકારી વૃત્તિની પ્રશંસા કરી. સાંઝે આ વાત આખા ગામમાં ફેલાઇ. ગામના નાના મોટા સૌ કોઇની નજર એના તરફ આકર્ષાતી.

થોડા દિવસ પછી ઇનામ આપવા માટે શેઠ જાતે જ ગામમાં આવ્યા. **રામદાસની** વાત શેઠને કાને પણ પહોંચી. ઇનામ **મણિધરને** આપવામાં આવ્યું; અને તે વર્ગને માટે બીજું ખાસ ઇનામ રાખીને **રામદાસને** આપ્યું. ઇનામ આપતાં આપતાં શેઠ બોલ્યા, "**રામદાસ**, પરોપકાર વૃત્તિથી

પ્રેરાઇને તમે ઇનામ ખોવા માટે તૈયાર થયા એ અવશ્ય પ્રશંસનીય છે. આવી સદ્‌વૃત્તિનો બદલો આપવો એ મનુષ્યથી બની શકે એમ હોય ત્યારે બદલો આપવાનું કાર્ય ઈશ્વરને સોંપી ખાલી પ્રશંસા કરી સન્તોષ માનવો એ ભૂલ કહેવાય. તમારી સદ્‌વૃત્તિનો આ જુજ બદલો છે. આવી વૃત્તિની કિમ્મત ઇનામથી અંકાતી નથી. તમારા આ સારા સંસ્કાર કાયમ રહેશે એવી આશા છે. તમારૂં કુળ તમે દીપાવ્યું છે. તમને મળેલી વિદ્યા તમે સાર્થક કરી છે. નાની નાની સેવાના સન્માર્ગથી વિમુખ ન થનાર જ ભવિષ્યમાં મોટી સેવા કરવાની યોગ્યતા પ્રાપ્ત કરી શકે છે.”

(કેટલીક વાર્તાઓ) હરિલાલ માણેકલાલ દેસાઇ

---

# ૩૧—ગૌતમ બુદ્ધ

ગંગાના ઉત્તર પ્રદેશમાં હિમાલયની દક્ષિણ તળેટીએ કપિલવસ્તુ નામે ગામ આવેલું હતું. ત્યાંનો રાજા ઇ. સ. પૂ. છઠ્ઠા સૈકામાં શુદ્ધોદન કરીને હતો. કપિલવસ્તુની પાસેના એક ગામના રાજાની બે દિકરીઓને એ પરણ્યો હતો, જેમાંની એકનું નામ મહામાયા અને બીજીનું નામ મહાપ્રજાપતી હતું. બન્નેને લાંબા વખત સુધી કાંઇ સન્તાન ન થયું. ૪૫ વર્ષની ઉમ્મરે મોટી બેન મહામાયાને ગર્ભ રહ્યો, અને પ્રસુતિનો સમય પાસે આવતાં તે પીયેર જવા નિકળ્યાં. ત્યાં રસ્તામાં એક નદીકાંઠે લુમ્બિની નામે વનમાં

એમને પુત્રપ્રસવ થયો. એ પુત્રના જન્મથી માતપિતાની ઇચ્છા પૂર્ણ થઇ તે માટે એનું નામ '**સિદ્ધાર્થ**' પાડ્યું. એમના ગોત્ર (કુળ) નું નામ **ગૌતમ** હતું, તેથી એ **ગૌતમ** નામે પણ ઓળખાય છે. અને એ **શાક્ય** નામની ક્ષત્રિય જાતિમાં શિરોમણિ નિકળ્યા તેથી '**શાક્યસિંહ**' પણ કહેવાય છે. જતે દહાડે એ 'બોધ' પામ્યા—અર્થાત્ જાગ્યા—જ્ઞાની થયા તેથી '**બુદ્ધ**' એવું વિશેષણ ઉમેરાયું. એમના જન્મ પછી થોડાક જ વખતમાં એમનાં માતા મરણ પામ્યાં, અને **સિદ્ધાર્થ** એમનાં ઓરમાન માતા—માશી—**મહાપ્રજાપતી** પાસે ઉછર્યાં. મોટા થતાં, **ગૌતમ બુદ્ધનું** **યશોધરા** નામે એક ક્ષત્રિય રાજકન્યા સાથે લગ્ન થયું. એનાથી એમને **રાહુલ** નામે એક પુત્ર થયો.

ત્યારથી ૨૯ વર્ષની ઉમ્મર થતાં સુધીની એમની હકીકત જાણવામાં નથી. પણ આપણે સહજ અનુમાન કરી શકીએ કે એ વખતે યુવાવસ્થાનાં—ઇન્દ્રિયોનાં અનેક સુખ ભોગવવામાં ગયાં હશે. પણ **ગૌતમ બુદ્ધનો** આત્મા સંસ્કારી હતો, ઇન્દ્રિયોનાં સુખમાં લપટાઇ રહે એવો ન હતો. આ દરમિયાન એમ કહેવાય છે કે એક વખતે એ રથમાં બેસી ફરવા નિકળ્યા હતા ત્યાં એમણે એક ઘરડાં માણસ, કમ્મરે વળી ગયેલો, આંખે પીયા વળેલા, મ્હોંએ લાળ નિકળે, ચાલતાં ઠોકરો વાગે, ઇત્યાદિ અનેક ઘડપણનાં દુઃખોથી પીડાતો જોયો. બીજે **પ્રસંગે**, એક રોગીને, હાથપગે પત થયેલું, મ્હોં ઉપર માખીઓ બણબણે, અને પેટ જલોદરથી તગતગે, એવો રસ્તામાં પડેલો દીઠો. વળી

ત્રીજી વખત, એક મુડદુ રસ્તામાં જતું અને એની પાછળ લોકો હાય હાય કરતા રોતા જોયા. રાજકુમારને આવા દેખાવ પૂર્વે કદી નજરે પડેલા નહિ, તેથી એમને ઘણું આશ્ચર્ય લાગ્યું. જ્યારે એમના સારથિએ એમને સમજણ પાડી કે આ વસ્તુઓ—જરા (ઘડપણ), વ્યાધિ અને મરણ તો સંસારમાં તદ્દન સાધારણ છે, ત્યારે એમના મનમાં તીવ્ર વૈરાગ્ય થઇ આવ્યો. પણ શું કરવું તે સૂઝે નહિ. એક વાર એ ફરવા નિકળ્યા હતા ત્યાં સામાન્ય જનોથી જૂદા જ વેષનો એક માણસ દીઠો તેને જોઇ એમણે સારથિને પૂછ્યું, "આ કોણ હશે ?" ત્યારે સારથિએ કહ્યું કે "આ સન્યાસી." "સન્યાસી તે કોણ?" "સંસાર-ને દુઃખરૂપ જોઇ જેઓ એને ત્યજી દે છે તે." ગૌતમે આ સાંભળી સંસાર ત્યજી ચાલ્યા જવું, તથા આ દુઃખો-ના નિવારણનો ઉપાય શોધી કાઢવો' એમ નિશ્ચય કર્યો. રોજના રિવાજ મુજબ ગાનતાન થઇ ગયા પછી કુમાર શયનગૃહમાં ગયા પણ ઉંઘ આવી નહિ. રાણી **યશોધરા** અને રાજકુમાર **રાહુલ** સૂતાં હતાં, ત્યાં પાસે ગયા. બાલકને તેડી ભેટવાનું મન થયું; પણ રાણીનો એક હાથ બાલક ઉપર પડેલો હતો તે ઉપાડીને બાલકને લેવા જાય તો રાણી જાગી ઉઠે. જાગી ઉઠે તો પછી એ પોતાના પ્રિય પતિને સંસાર છોડવા દે ખરાં ? ન દે તો પછી શું કરવું ? આવી અનેક મુશ્કેલીઓ એમના મનમાં આવવા લાગી, તથા 'આમને આમ નાં આમ મૂકીને જાઉં ? ન જાઉં ?' ઇત્યાદિ અનેક સંકલ્પ વિકલ્પ થયા. આખરે પોતાના તેમજ

અસંખ્ય જીવના કલ્યાણ અર્થે **સિદ્ધાર્થ** એમને એમ નાં એમ મૂકી, મહેલ છોડી, એક સફેદ ઘોડા ઉપર સ્વાર થઇ ચાલ્યા ગયા. આ મહાન્ બનાવ—**સિદ્ધાર્થ**ના જીવનનો તેમજ જગતના ઇતિહાસનો આ મહાન્ બનાવ—**બૌદ્ધ** ધર્મ-શાસ્ત્રોમાં '**મહાભિનિષ્ક્રમણ**' ને નામે જાણીતો છે.

ગૌતમ રાત્રે ને રાત્રે ઘોડા ઉપર બહુ દૂર ચાલી ગયા. એક નદીને કાંઠે ઘોડેથી ઉતર્યા, તરવાર કાઢી, અને તે વડે પોતાના મનોહર કેશ કાપી નાખ્યા, તથા આભરણ વગેરે પોતાનો રાજકુમારનો પોષાક કાઢી ઘોડાવાળાને આપી દીધો, અને એને **કપિલવસ્તુ** તરફ વદાય કરી, પોતે સાધુ-ને વેષે આગળ ચાલ્યા. થોડો વખત પાસેના **આમ્રવન** (આંબાવાડીઆ) માં રહી, **મગધ**ની રાજધાની **રાજગૃહ** પ્રત્યે ગયા. ત્યાં **બિમ્બિ**(બિન્દુ)સાર નામે રાજા રાજ્ય કરતો હતો. રાજાએ એમનું સન્માન કર્યું અને એમને આચાર્યપદ લેવા કહ્યું. પણ તેમ ન કરતાં તેમણે **આળાર** (આરાડ) **કાલામ** અને **ઉદ્રક રામપુત્ર** એ નામના બે બ્રાહ્મણ વિદ્વાનો પાસે તત્ત્વજ્ઞાનનો અભ્યાસ શરૂ કર્યો. પણ તેઓના સિદ્ધા-ન્તો **સિદ્ધાર્થ**ને સન્તોષકારક લાગ્યા નહિ. તેથી તેઓને છોડી એ આગળ ચાલ્યા. કેટલેક ઠેકાણે શ્રોત્રિયોને યજ્ઞમાં પશુ હોમતા જોયા. એ તો એમના દયાળુ આત્માને તદ્દન વિપ-રીત જ લાગ્યું. **ગયા** પહોંચ્યા ત્યાં પાસેના વનમાં **કૌંડિન્ય** વગેરે પાંચ શિષ્યોની સમક્ષ એમણે ઉગ્ર તપ આદર્યું. છ વર્ષ સુધી સખત તપશ્ચર્યા કરી, તેથી શરીર કાષ્ઠ જેવું સૂકાઇ ગયું અને નબળાઇ વધી. એક વખત **ફલ્ગુ**

( નૈરંજના ) નદીમાં નહાવા ગયા હતા ત્યાં એમને પાણી-માંથી ઉઠવું ભારે થઇ પડયું. આખરે કાંઠા ઉપરના ઝાડની ડાળ ઝાલી ઉભા થયા, અને આશ્રમ તરફ વળ્યા, પણ ચાલી શકાયું નહિ. રસ્તામાં બેશુદ્ધ થઇને પડ્યા. એક ભરવાડ કન્યા ( **નન્દબાલા** ) પાસે થઇને જતી હતી તેણે એમને દૂધ પાયું, ટહૂકાર કર્યા અને આશ્રમે પહોંચાડ્યા. આટલું દેહકષ્ટ કર્યા છતાં પણ સંસારના દુઃખનું નિદાન ( કારણ ), અને તેનું નિવારણ કરવાનો માર્ગ એમને જરા પણ જડયો નહિ. અત્યન્ત ભોગવિલાસથી જેમ સત્ય જડતું નથી, તેમ અત્યન્ત દેહકષ્ટ કર્યાથી પણ જડતું નથી. આખરે '**મધ્યમ પ્રતિપદા**' ( વચલો માર્ગ )નો મહિમા એમને સમજાયો. હવેથી શરીરનો નિર્વાહ કરવા જેટલું અન્ન લેવા માંડયું. અને એક રાત્રિએ ગયા પાસે વૃક્ષ નીચે ધ્યાનસ્થ થઇ બેઠા. અત્યાર સુધી જે સત્ય શોધી કાઢવા માટે એમણે વૃથા ફાંફાં માર્યાં હતાં તેનો એમના અન્તરમાં આજ ઝળહળતો પ્રકાશ થયો, તેઓ જ્ઞાન પામ્યા, જાગ્યા, **બુદ્ધ** થયા. આ વખતે એમની ઉમ્મર ૩૫ વર્ષની હતી.

'હું જાગ્યો, પણ જગતને જગાડું ત્યારે જ [illegible] એમ વિચાર કરી તેઓ ઉઠ્યા, અને કાશી [illegible] પેલા પાંચ શિષ્યો—કૌંડિન્ય વગેરે—[illegible] તેઓએ નિશ્ચય કર્યો હતો કે [illegible] આતિથ્યસત્કાર ન કરવો. પણ બુદ્ધ [illegible] ત્યાં એમના તેજથી તેઓ [illegible]

“ **આનન્દ**, રોશો નહિ, શોક કરશો નહિ. **આનન્દ**, મેં તમને કહ્યું નથી કે વસ્તુ માત્રનો સ્વભાવ જ છે કે આપણને તે ગમે તેટલી વહાલી હોય પણ આખરે તેને છોડીને આપણે જવું જ પડે ? **આનન્દ**, જે કાંઇ જન્મ્યું છે, થયું છે, તે નાશ પામ્યા વિના કેમ રહે ?

“ **આનન્દ**, મેં તમને કાંઇ પણ ગુપ્ત રાખ્યા વિના ધર્મ ઉપદેશ્યો છે. તથાગતે કદી પણ ધર્મને મૂઠીમાં બાંધી રાખ્યો નથી. સંઘ મારા આધારે છે એમ એણે કદી માન્યું નથી. તો પછી એને સૂચના આપવાની શી રહી જતી હોય ? ધર્મને તમારો દીપ કરીને માનો, ધર્મનું શરણ પકડી રહો. તમારી જાત સિવાય બીજા કોઇ ઉપર આ બાબતમાં આધાર રાખશો નહિ. જે આમ વર્તશે તે મહાપરિનિર્વાણ–ઉત્તમ નિર્વાણાવસ્થા–પામશે. ”

પોતાના ગયા પછી ધર્મ અને સંઘને પોતાને ઠેકાણે માનવાનું ઉપદેશી, તથા શિષ્યોએ પરસ્પર કેમ વર્તવું એ સમ્બન્ધી શિખામણ દેઇ, પોતે છેવટની સમાધિમાં પ્રવેશ કર્યો, અને મહાપરિનિર્વાણ પામ્યા.

( ધર્મ વર્ણન ) આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ

---

# ૩૨–રાષ્ટ્રધર્મ

હિન્દુસ્થાનમાં હાલ એક જ ધર્મ નિર્માણ થયો છે. તેનું નામ રાષ્ટ્રધર્મ છે. આ ધર્મ બંગાળથી ઉદ્‌ભવ્યો

છે. તમારામાંથી ઘણાએ એ ધર્મની દીક્ષા લીધી છે. તમે પોતાને રાષ્ટ્રધર્મી તરીકે ઓળખાવો છો. રાષ્ટ્રધર્મ એ રાજતરંગનો પ્રકાર માત્ર નથી. એ તો ઈશ્વરપ્રણિત ધર્મ છે. કેવળ કીર્તિની ખાતર રાષ્ટ્રપક્ષમાં ભળશો નહિ. “હું રાષ્ટ્રપક્ષનો” એમ કહેવાથી તમે દેશભક્ત થયા અને નહિ કહેનારથી ચઢીઆતા થયા એવો ખ્યાલ સ્વપ્ને પણ લાવશો નહિ. રાષ્ટ્રપક્ષમાં જો તમારે ભળવું હોય, રાષ્ટ્રધર્મ જો તમને સાચે પસન્દ હોય તો ભક્તિપૂર્ણ હૃદયે તેમાં પ્રવેશ કરજો. માતૃભૂમિનો ઉદ્ધાર કરવા અર્થે જ ભગવાને આપણને નિર્માણ કર્યા છે એ લક્ષમાં રાખજો. કર્તાહર્તા તો નારાયણ છે, આપણે તો એના હાથમાં નિમિત્ત માત્ર છીએ. એ ભાવ મરતાં સુધી હૃદયમાં કોતરી રાખજો.

બંગાળીઓ સમજે છે કે રાષ્ટ્રધર્મ એ જ ધર્મ છે, અને એ પવિત્ર દૃષ્ટિએ તેનો તેમણે સ્વીકાર કર્યો છે. આ ધર્મની વિરોધી પણ કેટલીક બાબતો છે, અને તે એનું વધતું જોર તોડી પાડવા મથી રહી છે. જ્યારે જ્યારે નવા ધર્મનો ઉદય થાય છે, દૈવી શક્તિનો જન્મ થાય છે ત્યારે ત્યારે એ નવા ધર્મને કચડી નાખવા, એ દૈવી શક્તિને રૂંધી નાખવા હજારો વિરોધી બાબતો ઉભી થાય છે. બંગાળામાં આવા નવા ધર્મ, દિવ્ય ધર્મ, સાત્ત્વિક ધર્મનો ઉદય થયો છે. તેને કચડી નાખવા વિવિધ પ્રયત્નો થઇ રહ્યા છે. છતાં નારાયણની કૃપાથી અમે અદ્યાપિ જીવતા રહ્યા છીએ. રાષ્ટ્રધર્મ કદાપિ કચડયો કચડાવાનો નથી, રૂંધ્યો રૂંધાવાનો નથી. એ તો અવિનાશી છે,

અલૌકિક છે, અમર છે. **નારાયણ**ની તેને સહાય છે. ગમે તેવા પ્રયત્નો છતાં તેનો નાશ થનાર નથી. **બંગાળા**માં જે કામ થઇ રહ્યું છે તેનો નિયામક **નારાયણ** છે, **નારાયણ**ને કોણ મારી શકે તેમ છે? તેને કોણ જેલમાં નાખી શકે તેમ છે? તે તો અજર છે, અમર છે.

તમારો દેહ પણ તમારે સ્વાધીન નથી; તમે **નારાયણ**ના હાથમાં માત્ર નિમિત્ત છો એવી શ્રદ્ધા તમારે હૈયે બેઠી છે? જે કંઇ કરે છે તે એ **નારાયણ** કરે છે, તમે તો એના હાથમાં યંત્રરૂપ છે એવો વિશ્વાસ તમારા હૃદયમાં આવ્યો છે? એવી શ્રદ્ધા બેઠી હશે, એવો વિશ્વાસ આવ્યો હશે તો જ તમે રાષ્ટ્રધર્મી કહેવાશો, તો જ તમારા હાથે હિન્દમૈયાનો ઉદ્ધાર થશે. **બંગાળી** લોકોમાં કોઇનામાં વધારે તો કોઇનામાં ઓછી આ શ્રદ્ધા ઉત્પન્ન થઇ છે. તમારામાં તે ઉત્પન્ન થવી જોઇએ. આવી શ્રદ્ધા દરેક **ભારત**વાસીના હૃદયમાં ઉત્પન્ન થશે એટલે આપણા કાર્યને **નારાયણ**નો આશીર્વાદ મળશે, પ્રાચીન કાળની ધર્મપ્રીતિ ફરીથી જાગશે અને રાષ્ટ્રનો ઉદય થશે. **ભારત**વર્ષનો જ્ઞાનદીપ બૂઝાય નહિ, **ભારત**વર્ષનો દિવ્યાત્મા મંદતેજ થાય નહિ તે માટે **નારાયણે** તમને નિર્માણ કર્યા છે. તમારા હાથે **નારાયણ** પોતાનું કામ કરાવવા ચાહે છે.

આજથી પહેલાં **બંગાળા**ની શી દશા હતી તે તમે જાણો છો. પહેલાં કોઇને **બંગાળી** કહેવો એ તેનું એક રીતે અપમાન કર્યા બરાબર મનાતું. પણ આજે શું છે? આજે **બંગાળ** સૌથી મોખરે છે. આ અજબ ફેરફારનું

કારણ શું? બંગાળીમાં આ કાયાપલટ શાથી? બંગાળામાં એક વાત બની. બંગાળીને પોતા પર શ્રદ્ધા બેઠી. શરૂઆતમાં બંગાળે યુરોપના સુધારાની મદીરાનું યથેચ્છ પાન કર્યું, યુરોપની વિદ્યાનો બહુ બારીક અભ્યાસ કર્યો, અને યુરોપના બુદ્ધિવાદી શિક્ષણનો સ્વીકાર કર્યો. આથી બંગાળાની બ્રહ્મનિષ્ઠાનો લોપ થયો, બંગાળ સંદેહી અને નિરાશાવાદી બન્યું. પરન્તુ બંગાળાનો એક ગુણ કાયમ રહ્યો. એ ગુણ તે બંગાળની શ્રદ્ધા. જે વાત પર બંગાળીની શ્રદ્ધા ચોટે છે એ વાત વ્યવહારમાં ઉતારવી એ બંગાળીનો ખાસ ગુણ છે, પછી ભલે તે વાત સત્ય હોય કે અસત્ય હોય, યોગ્ય હોય કે અયોગ્ય હોય. બંગાળી બ્રહ્મસમાજી હો કે સનાતની હો પણ જે સમ્પ્રદાય પર તેની શ્રદ્ધા ચોટે છે એ સમ્પ્રદાયના સિદ્ધાન્તો તે અમલમાં મૂકે છે. શ્રદ્ધા કેવળ બૌદ્ધિક વસ્તુ નથી તેમ માનસિક પણ નથી. એ તો અપૂર્વ અલૌકિક વસ્તુ છે. દૈવી પ્રેરણાથી તે ઉત્પન્ન થાય છે. મનુષ્યના હૃદયમાં તે વાસ કરે છે.

બંગાળામાં આવી શ્રદ્ધાનો જન્મ થયો. આ દુનિયામાં જડતત્ત્વો કરતાં એ વધારે મહત્ત્વનું તત્ત્વ બંગાળાને હાથ લાગ્યું. ઈશ્વર પર શ્રદ્ધા રાખીને કાર્ય કરે જવું અને કાર્યનું ફળ એને સોંપવું એ નૂતન ભાવનાનો જન્મ થયો. ઈશ્વરનિર્મિત શક્તિઓની સામે એણે જ સૃજેલી બીજી શક્તિઓનો વિરોધ થાય છે, કારણ કે વિરોધ વિના ઈશ્વરનિર્મિત દૈવી શક્તિઓનું સામર્થ્ય વધતું નથી. સંકટો સહન કર્યા વિના, નિષ્કામ કર્મ કર્યા વિના અને સ્વાર્થનો

ત્યાગ કર્યા વિના આપણા હૃદયમાં વિરાજેલી ઈશ્વરી પ્રેરણાનું સામર્થ્ય પ્રકટતું નથી. પરોપકાર માટે વ્હારે ચઢવાથી, અસુરોએ ત્રાસ દીધાથી જ શ્રી કૃષ્ણનું સામર્થ્ય પ્રકટયું–નજરે આવ્યું. આ પ્રેરણા બંગાળાના મનમાં ઉદ્દભવી, અને ભાવી ઉન્નતિ વિષે આશા બંધાઇ. દૈવી અને આસુરી શક્તિઓ વચ્ચે યુદ્ધ શરૂ થયું અને બંગાળી રાષ્ટ્ર આગળ સવાલ ઉભો થયો કે: "તમે સંકટ સહન કરવા તૈયાર છો ? તમે દારૂણ દુઃખના સમુદ્રમાં ઝંપલાવવા તૈયાર છો?" નવી ઉત્પન્ન થયેલી શ્રદ્ધાથી પ્રેરિત થયેલા જુવાન બંગાળીઓએ આ સમુદ્રમાં ઝુકાવ્યું. તેમને ભારે હાડમારી ભોગવવી પડી, ખૂબ સંકટો સહેવાં પડયાં અને જશને બદલે મૃત્યુને ભેટવું પડયું. તેમના હૃદયમાં જે સામર્થ્ય પ્રવેશ્યું હતું તે તેમનું પોતાનું ન હતું. તે તો એક અદૃશ્ય શક્તિનું હતું. તેની હજી કસોટી થવાની હતી. તેમને શીખવાનું હતું કે તે શકિત તેમનાથી પર હતી—ભિન્ન હતી, તેઓ તે શકિતના માત્ર હથિયાર હતા.

હું આજ સુધી ઘણા વિષયો પર બોલ્યો છું. સ્વદેશી, બહિષ્કાર, રાષ્ટ્રીય શિક્ષણ અને ગ્રામપંચાયત વગેરે ઘણાએ વિષયો પર લેખો લખ્યા છે, પણ મેં અથવા મારી સાથેના માણસોએ જે કાંઇ ઉપદેશ કર્યો છે તેનો સાર આ સ્વાવલમ્બનની શકિત છે.

અમારા દેશનો ઉત્કર્ષ માત્ર રાજકીય ચળવળથી થવાનો નથી, માત્ર રાષ્ટ્રીય શિક્ષણ કે સ્વદેશીથી થવાનો નથી, એ તો માત્ર બહિષ્કારથી જ થશે. એકલા સ્વદેશીથી થોડી

સમ્પત્તિ વધશે, અને સમ્પત્તિની ધૂનમાં અને તેના આકર્ષણ-માં, તેને સુરક્ષિત રાખવાના લોભમાં મુખ્ય બાબત ભૂલી જવાશે. પરાયા દેશના અમલ તળે સપડાએલા બીજા દેશોમાં પણ સમ્પત્તિનો વધારો થયેલો છે. રોમન સામ્રાજ્યમાં ખૂબ જાહોજલાલી હતી, ઉદ્યોગવેપાર પણ ખૂબ હતો પણ એથી રાષ્ટ્રમાં જીવન આવ્યું ન હતું. કસોટીનો સમય આવ્યો ત્યારે જણાઇ આવ્યું કે ઉદ્યોગ અને વણજવેપારમાં આગળ વધેલાં રાજ્યો ટકી શક્યાં નહિ. એ રાજ્યો જીવતાં મુઆ સમાન હતાં. બહારથી જરા ધક્કો લાગતાં વાર જ તેમના ચૂરેચૂરા થઇ ગયા. આથી એમ નહિ સમજતા કે કોઇ ખાસ પદ્ધતિની આજે દેશને જરૂર છે. આ તો માત્ર કામ કરવા-ના જૂદા જૂદા રસ્તા સૂચવ્યા છે. ઈશ્વરી પ્રેરણા દેશમાં કામ કરી રહી છે તેનાં આ દૃશ્ય સ્વરૂપો છે. પણ તેની આજે જરૂર નથી. આજે કઇ વાતની જરૂર છે? આજે કેદમાં ગયેલા લોકોને કોનો આધાર છે? માયાજાળ તોડવા-નું, સંકટો સહન કરવાનું, મુશ્કેલીઓ દૂર કરવાનું જોર આ લોકોમાં ક્યાંથી આવ્યું? એ જોર એક કલ્પનામાંથી આવ્યું. તે કલ્પના એ છે કે "એક અદ્ભુત દિવ્ય શક્તિ ભારતવર્ષને ઉન્નતિમાર્ગે ચઢાવી રહી છે, અમે માત્ર એ શક્તિની આજ્ઞાનું પાલન કરી રહ્યા છીએ."

આપણે શું કરી રહ્યા છીએ એવી ખબર ઘણી વાર આપણ પોતાને નથી હોતી. આપણને અન્દરથી કોણ પ્રેરણા કરે છે, આપણે ક્યાં જઇએ છીએ એવો હરહમ્મેશ ખ્યાલ આપણને નથી હોતો. આપણી ખાતરી. આપણા બુદ્ધિવાદની

નહિ પણ આપણા હૃદયની ખાતરી છે કે આપણને પ્રેરણા કરનાર શક્તિ સર્વશક્તિમાન્ છે, અજીત છે, અમર છે. જગતમાં કોઇ તેનો પ્રતિકાર કરી શકે તેમ નથી, તે પોતાનું ધાર્યું કામ પાર ઉતારશે; આપણે કાંઇ કરવાનું રહેતું નથી. આપણે માત્ર તે શક્તિની આજ્ઞા પાળવાની છે; તે લેઇ જાય ત્યાં જવાનું છે, તે કહે તે કરવાનું છે. તેણે જેલ તરફ આંગળી કરી એટલે જેલમાં જવાનું છે, તેણે દુઃખ તરફ આંગળી કરી એટલે દુઃખ ખમવાનું છે. આ સઘળું આપણે હસતે મ્હોંએ સહેવાનું છે. જેલમાં જવાથી કે દુઃખ સહેવાથી શો ફાયદો છે તે આપણે જોવાનું નથી; આપણે તો માત્ર એ શક્તિનું પાલન કરવાનું છે. દુનિયાના વહેવારૂ લોકો કહેશે કે આ કામ ડહાપણનું નથી, આથી દેશનું બળ કમી થશે, ઉત્તમ બત્રીસ લક્ષણા પુરુષોનો નાશ થશે, આપણી શક્તિ ક્ષીણ થશે અને દેશનું સામર્થ્ય એકત્ર થવા પામશે નહિ. પણ બહારથી દેખાતા સામર્થ્ય કરતાં દેશની પાસે કંઇ જૂદા જ પ્રકારનું સામર્થ્ય છે. તે એક એવી શક્તિ છે કે જેને નથી મારી જરૂર કે તમારી જરૂર, નથી બિપીનચન્દ્ર પાલની જરૂર કે જેલમાં ગયેલા કાર્યકર્તાઓની જરૂર. તેને કોઇની જરૂર નથી. કોઇ પણ માણસના જેલ જવાથી એ શક્તિને આંચ આવે તેમ નથી, કે દેશને નુકસાન થાય તેમ નથી. કર્તાહર્તા નારાયણ છે. અમે કંઇ કરતા નથી. જે સંકટો સહન કરવાની તે અમને આજ્ઞા કરે છે એ અમે હસ્તે મ્હોંએ સહીએ છીએ, કારણ કે એથી બીજાઓમાં પ્રાણ કુંકાય છે જ્યારે અમારી ઉપયોગીતા

રહેતી નથી ત્યારે તે અમને કોઆણે કાઢી નાખે છે. આમ ને આમ જો ચાલ્યા કરશે તો એકલા જેલખાનાથી બસ થશે નહિ, પણ અમારામાંથી કેટલાક આગેવાનોએ મૃત્યુને ભેટવું જોઈશે. જ્યારે **નારાયણ**ને જરૂર લાગશે, અને એ પ્રમાણે તે આજ્ઞા કરશે ત્યારે સહુ સહર્ષ મૃત્યુને આલિંગન કરશે અને શ્રદ્ધા રાખશે કે પોતાની જગાએ એ આજ્ઞા કરનાર બીજા વીરનર ઉપજાવી લેશે. અમારો કર્તા હર્તા એ **નારાયણ** છે, અમારૂં કાર્ય પણ એ **નારાયણ**નું છે અને અમારા ગયા પછી અમારી ખાલી પડેલી જગાઓ સાચવનાર પણ એ **નારાયણ** છે. લોકોનાં અંતઃકરણમાં એ સર્વદા વસી રહેલો છે. ઘટ ઘટ એ વ્યાપી રહેલો છે. ટુંકામાં, બંગાળીમાં જે કંઈ વિશેષતા છે તે એ શ્રદ્ધા છે. કેટલાક તેને શ્રદ્ધા તરીકે ઓળખતા નહિ હોય, છતાં પણ તેમનામાં એ શ્રદ્ધા છે. મેં કહ્યું તેમ અમારામાં બુદ્ધિનો વિકાસ બહુ થયો. તેનો અમલ હજીએ ઉતર્યો નથી, અમારા પર ચાલુ છે. ઘણામાં આ શ્રદ્ધા ઉત્પન્ન થઈ છે, કારણ કે ઘણાને એવી ભાવના ઉત્પન્ન થઈ છે કે "હું દેશ માટે જીવું છું. હું દેશ માટે દુઃખ વેઠું છું. મારા હૃદયમાં જ નહિ પણ મારા તમામ દેશબન્ધુઓના હૃદયમાં **નારાયણ**નો વાસ છે, **નારાયણ** પર ભક્તિ છે, પ્રેમ છે. એના પ્રેમને વશ થઈ હું આ દુઃખ વેઠું છું." આવી રીતે ઘણા લોકો ઈશ્વરપ્રેરિત કાર્ય કરવા લાગ્યા છે, માણસને કંઈ દિશા બતાવવી એ **નારાયણ** સારી રીતે સમજે છે. તે સારી દિશા જ બતાવશે એમાં સંદેહ ન હોઈ શકે.

શ્રદ્ધાની સાથે સાથે સ્વાર્થત્યાગની પણ જરૂર છે. બંગાળામાં ચાલી રહેલી હિલચાલ સ્વાર્થહેતુ વિનાની છે. અમારો સ્વાર્થ સાધવા સારૂ અમે તે હિલચાલ શરૂ નથી કરી. એ તો ધર્મ છે અને તે પ્રમાણે અમે આચરણ કરીએ છીએ. રાષ્ટ્રમાં—દેશબન્ધુઓમાં જે **નારાયણનું** સ્વરૂપ છે તે આ રીતે ઓળખી શકાય છે. ત્રીસ કરોડ માનવોમાં રહેલું **નારાયણનું** સ્વરૂપ ઓળખવાનો અમે પ્રયાસ કરી રહ્યા છીએ. જાણતાં કે અજાણતાં એનું કાર્ય કરવા અને મરવા માટે અમે પ્રયત્ન કરી રહ્યા છીએ. કોઇ જુવાન બંગાળીને જેલમાં જવું પડે કે દુઃખ સહેવું પડે તો એથી તેને દુઃખ થતું નથી. તે દુઃખથી ડરતો નથી પણ આનન્દથી દુઃખ વહોરી લે છે. તે પોતાના મનને સમ્બોધીને કહે છે કે "મારૂં કામ પૂરૂં થવાનો વખત આવ્યો. **નારાયણની** મારા ઉપર મહત્ કૃપા છે કે એની યજ્ઞભૂમિ પર ચઢવાનો મારે અમૂલખ અવસર આવ્યો. દેશબન્ધુઓના કલ્યાણ સારૂ કષ્ટ સહેવાનું મને સદ્ભાગ્ય સાંપડ્યું. આજે મને અત્યાનન્દ થાય છે. આજે મારા જન્મનું સાર્થક થયું."

રાષ્ટ્રધર્મનું આ બીજું સ્વરૂપ છે. હું કોઇ ભિન્ન વ્યક્તિ નથી. ત્રીસ કરોડ લોકો એટલે જ હું અને ત્રીસ કરોડ લોકો એટલે જ **નારાયણ**.

ધૈર્ય—નિર્ભયતા એ ત્રીજો ગુણ છે. શ્રદ્ધા અને સ્વાર્થત્યાગનું આ ત્રીજું અંગ છે. **નારાયણ** પર તમને વિશ્વાસ હોય, સર્વ કાંઇ **નારાયણ** જ કરે છે, **નારાયણ** જ મારો માર્ગદર્શક છે; હું કાંઇ કરતો નથી, એવી તમને શ્રદ્ધા હોય

તો પછી તમને ભય શાનો? દેશહિત સાધતાં તમારો જાન-માલ કુરબાન કરવાનો તમે નિશ્ચય કર્યો અને એને જ ધર્મ માન્યો તો પછી ભય ક્યાં રહ્યો? તમને કોઇનો ભય નથી. આ દુનિયાના ન્યાયાસન આગળ તમારી તપાસ ચાલતી વેળા તમારૂં ધૈર્ય રંચ માત્ર પણ ડગવાનું નથી, કારણ કે તમારો ધર્મ જ કહે છે કે તમે ધૈર્યવાન્ છો. આ રાષ્ટ્ર-ધર્મની દીક્ષા લીધી ત્યારથી જ તમે પોતાપણું ગુમાવી નારાયણ રૂપ બન્યા છો. આ જગતના કાજીઓ કે સમસ્ત જગત તમારા હૃદયસ્થ નારાયણને શું કરી શકે તેમ છે? જે અજ છે, અમર છે, જેને શસ્ત્ર ઘાયલ કરી શકતું નથી, જેને અગ્નિ બાળી શકતો નથી, જેને પાણી ભીંજાવી શકતું નથી, તેને આ જગતના નશ્વર શત્રુઓ શું કરી શકે તેમ છે? તેને જેલ જેલમાં રાખી શકતી નથી, ફાંસી ફાંસી પર લટકાવી શકતી નથી. આપણા હૃદયમાં નારાયણનો વાસ છે પછી ડર શાનો? અર્થાત્ ધૈર્ય હોવું જરૂરી છે, સ્વાભા-વિક છે, અનિવાર્ય છે. જો તમે યુરોપની દૃષ્ટિથી એટલે જડ દૃષ્ટિથી રાષ્ટ્રધર્મના અનુયાયી થયા હશો, જો તમારે પરરાજ્ય કાઢીને બીજું રાજ્ય લાવવું હશે તો પછી તમે માત્ર જડ દૃષ્ટિથી જ બદલાયા છો. આ દૃષ્ટિ કાંઇ ધર્મ નથી. એનો એવો અર્થ નથી થતો કે ત્રીસ કરોડ મનુષ્યો માટે તમારી લાગણી દુઃખાય છે, ત્રીસ કરોડ મનુષ્યોની તમારે ઉન્નતિ કરવી છે, તેમનું શ્રેય કરવું છે. આનો અર્થ તો એટલો જ થાય કે હાલના રાજ્યકર્તા પરદેશી છે, એમની જગાએ તમારે રાજ્યકર્તા થવું એવી તમારી ઇચ્છા છે.

તમારે દેશને માટે સ્વતન્ત્રતા નથી જોઈતી. માત્ર પારકાનું રાજ્ય જઈને તમારૂં રાજ્ય થાય એ જ તમારી મુરાદ છે. જો તમે આવી દૃષ્ટિથી જોડાયા હશો તો તમે કોર્ટમાં કેવી રીતે ટકી શકશો ? તે વખતે તમારામાં ધૈર્ય ક્યાંથી આવશે ? કેસ સામે ટકકર ઝીલવાની હિમ્મત તમારામાં ક્યાંથી આવશે ? જો તમે બુદ્ધિવાદી રાષ્ટ્રપક્ષના અનુયાયી થયા હશો તો કસોટીનો સમય આવશે ત્યારે તમારૂં અંતઃકરણ તમને શું કહેશે ? તે કહેશે કે "દેશને માટે મહેનત કરવી એ બધું ઠીક છે, પણ અહીંઆં મારા બાર વાગ્યા છે. આથી કાંઈ લાભ હશે તો તે મને કેવી રીતે મળશે ? હું તો મરી જઈશ. બીજાના સુખ સારૂ મારે શા માટે દુઃખ ભોગવવું ? આ મારૂં ઘર છે, આ મારી મિલ્કત છે, આ મારાં બૈરી છોકરાં છે, આ બધાય પર ધાડ આવશે. આપણે આ લપમાં પડવું નથી." જો તમારામાં ઈશ્વર પર શ્રદ્ધા અને સમ્પૂર્ણ સ્વાર્થત્યાગ નહિ હોય તો આ માયા તમારાથી છુટવાની નથી. પોતાને લાભ નહિ હોય એવી બાબત સારૂ દુઃખ તમારાથી વેઠાવાનાં નથી. તો પછી ધૈર્ય ક્યાંથી આવે ? પણ જો તમારામાં દિવ્ય કલ્પના હશે કે "મારી પાસે કાંઈ નથી, હું કોઈ નથી, ત્રીસ કરોડ લોકો એ જ નારાયણ છે, ત્રીસ કરોડ લોકો એ જ હું છું." તો તમને જણાશે કે તમે કોઈ અમર વસ્તુ સારૂ સઘળું કરી રહ્યા છો, કોઈ અમર વસ્તુ તમારે હાથે સર્વ કાંઈ કરાવી રહી છે; એટલે પછી કોઈ પણ તમને નડતર કરશે નહિ, બીજો કોઇ પણ ખ્યાલ તમારા મનમાં આવશે નહિ. ધૈર્ય

એની મેળે ચાલ્યું આવશે, એને લાવવાની જરૂર રહેશે નહિ. એ દિવ્ય શક્તિની આજ્ઞા મુજબ તમે કામ કરશો તો તે સર્વશક્તિમાન્ અમર શક્તિ તમારૂં અહોનિશ રક્ષણ કરશે, અને મૃત્યુના મ્હોંમાં પડયા પડયા પણ તમને ખાત્રી થશે કે તમે અમર છો, તમને દુઃખ પહોંચાડવાની કોઇના-માં શક્તિ નથી.

આ ત્રણે ગુણો હાલની પરિસ્થિતિને અંગે આવશ્યક છે. જે કાર્ય ઉપલક દૃષ્ટિએ જોનારને અશક્ય અને દુઃસાધ્ય લાગે છે એ કાર્ય તમે માથે લીધું છે. જેમ પ્રાચીન કાળમાં નારાયણે અવતાર ધારણ કર્યા, ત્યારે ત્યારે અતિશય બળવાન્ અસુરોનો જન્મ પણ થયો હતો; તેમ તમારા આ પ્રયત્નથી અતિ બળવાન્ શત્રુઓ તમારી સામે ઉભા રહેશે. તમે આ રાષ્ટ્રધર્મ સ્વીકાર્યો છે ત્યારથી જગતમાં કોઇથી પણ હારે નહિ એવી જડશક્તિ રૂપી શત્રુ તમારી સામે ઉભો થયો છે એ લક્ષમાં રાખજો. કસોટીનો સમય દૂર નથી, તે આવ્યો જ છે. એ સમયે બુદ્ધિમતાનો શો ઉપયોગ થશે? ઉપર ઉપરનો ઉત્સાહ હશે તો તે કેટલો કામ લાગશે? કેવળ ‘ વન્દે માતરમ્ ’ ના પોકારોથી શું રન્ધાશે? કસોટીની વેળાએ આવા બાહ્ય દેખાવોથી શો લાભ થશે? સમજો કે બંગાળામાં જે લોકો કષ્ટ સહન કરી રહ્યા છે તેની જગાએ તમે છો, તેમના ઉપર જેવો પ્રસંગ આવ્યો છે તેવો તમારા પોતા ઉપર આવ્યો છે, વિચારો કે તેનો જવાબ આપવાની શક્તિ તમારામાં છે કે નહિ? કઇ શક્તિથી તમે તેને મ્હાત કરશો અને તેના ઉપર

વિજય મેળવશો? મેં હમણાં જણાવ્યું તેમ જડ સામર્થ્યથી તે પ્રસંગ સામે તમારાથી ટક્કર ઝીલી શકાશે નહિ. શું આ સિવાય તમારામાં બીજી જાતનું સામર્થ્ય છે કે? રાષ્ટ્રધર્મ એટલે શું તેની કલ્પના તમારા દીલમાં આવી છે કે? 'રાષ્ટ્રધર્મ એ જ ધર્મ છે અને તેનો આપણે સ્વીકાર કરીએ છીએ' એવી તમારી ખાતરી થઇ છે કે? જો તમારા દીલમાં એવી કલ્પના આવી હોય, તમને એવી ખાતરી થઇ હોય તો જ તમારી જાતને રાષ્ટ્રધર્મના અનુયાયી કહેવડાવો અને આજન્મ એ પ્રમાણે આચરણ કરવાને તૈયાર થાઓ. તમારા અન્તરનું જે સામર્થ્ય તેને ઓળખો, પિછાનો અને તમે જે કાર્ય કરશો તે તમે નહિ પણ તમારો અન્તરાત્મા કરશે. આ રીતનું તમારૂં સામર્થ્ય આખા જગતને બતાવો, એટલે તમારા હૃદયમાં જે દિવ્ય શકિત વાસ કરી રહી છે તેનો તમને સાક્ષાત્કાર થશે, તે તમારા દરેક વિચારોને પ્રેરશે. પછી તમે એવી ફરિયાદ નહિ કરો કે લોકો આળસુ છે, તમારી કલ્પનાને તેઓ ગ્રહણ કરતા નથી. પછી તમે એમ પણ નહિ કહો કે અમારા આગેવાનો સારા નથી, અમારા આગેવાનોમાં એક મત નથી, બધા જૂદા જૂદા રસ્તા બતાવે છે; કારણ કે પછી તમને કોઇ આગેવાનની જરૂર રહેશે નહિ. તમારા હૃદયમાં જ તમારો આગેવાન વિરાજે છે. તે પ્રેરણા અને તે સામર્થ્ય તમારા હૃદયમાં જ છે. તેને પૂછીને તમે વર્તશો તો લોકો તમારૂં સાંભળ્યા વિના રહેનાર નથી. જો તમારી આ હૃદયસ્થ શકિતને તમે ઓળખશો, તમે તે શક્તિની સાન્નિધ્યમાં

રહેતા હશો, તેની સાથે તદ્રુપ થયા હશો તો તમને ખાતરી-થી જણાઇ આવશે કે લોકો તમારૂં કહેવું માથે ચઢાવશે, તમારા કહેવા પ્રમાણે વર્તશે, તમે કહેશો તે મંત્ર સ્વીકારશે અને સો પચાસ નહિ પણ ઘણી થોડી મુદતમાં બંગાળા પેઠે ફક્ત ત્રણ વરસમાં આપણા રાષ્ટ્રનું નામ ગાજી રહેશે. રાષ્ટ્રધર્મનો મંત્ર બંગાળામાં ઉદ્ભવ્યો અને એ મંત્રની શક્તિ બંગાળે જ સિદ્ધ કરી બતાવી. જે બંગાળને કોઇ માનની દૃષ્ટિએ જોતું ન હતું, જ્યાંના લોક આખા હિન્દુસ્થાનમાં પોચાપચાક મનાતા તે જ બંગાળા ત્રણ વર્ષમાં અજબભરી રીતે બદલાઇ ગયો છે. આનું કારણ માત્ર એ જ છે કે, હૃદયમાં વિરાજી રહેલા નારાયણના સ્વરૂપને બંગાળીઓએ ઓળખ્યું, તે નારાયણની આજ્ઞા-નુસાર વર્તન કર્યું, અને તેમ કરતાં જે દુઃખ પડ્યું તે હસ્તે મ્હોંએ ભોગવ્યું, અને પોતાના આચરણથી બીજાને દાખલો બેસાડયો. આવી રીતે બંગાળામાં અજબ ફેરફાર થયો છે. અને જે તે ચકિત થઇને પૂછે છે કે " બંગાળા-માં આ તે શું ચાલ્યું છે! " કોઇ પણ હિલચાલનો પ્રવાહ રોકાતો નથી, કોઇ પણ પ્રગતિ રૂન્ધાતી નથી. રાષ્ટ્રમાં નવીન અવતારે જન્મ લીધો છે અને જો તમે તમારા હૃદયમાં વિરાજેલા નારાયણના સ્વરૂપને ઓળખ્યું હશે, પિછાણ્યું હશે તો આનાથી પણ થોડા વખતમાં નારાયણ આખા ભારતવર્ષને બદલી નાખશે, કારણ કે આ દિવ્યશક્તિ શરૂઆતથી જ પ્રગટ થઇ છે, અને હવે તે પોતાનું કાર્ય વધારે ને વધારે ત્વરાથી કરવા માંડશે.

આખા જગતની આંખો ખુલે અને આ શક્તિનું રહસ્ય તેને સમજાય ત્યાં સુધી તે પોતાનું કાર્ય અખંડ અવિશ્રાન્ત ધારે ચાલુ રાખશે. ગોકુળમાં જેમને કોઇ માન આપતું ન હતું એવા ગરીબ, ગોકુળના લોકોમાં, વૃન્દાવનના ગોવાળોમાં થયેલા શ્રીકૃષ્ણ પોતાનું માહાત્મ્ય પ્રકટાવશે, આ રાષ્ટ્રનો ઉદય થશે, આ દેશના લોકોનો ઉદ્ધાર થશે, તેમનામાં ઈશ્વરી પ્રેરણા થશે, જગતમાં કોઇ પણ તેમનો પ્રતિબન્ધ કરી શકશે નહિ, કોઇ પણ તેમના માર્ગમાં વિઘ્ન નાખી શકશે નહિ, કારણકે જે કાર્ય તેઓ કરી રહ્યા છે એ નારાયણનું છે, નારાયણની તેમને સહાય છે. ઉચ્ચપદે ચઢેલા આપણા પ્રાચીન રાષ્ટ્ર સારૂ તેણે એક મહત્ત્વનું કાર્ય યોજ્યું છે. તે કરવા સારૂ એ ફરીથી તમારામાં ઉત્પન્ન થયો છે. તે કાર્ય એ જ છે કે બીજાં રાષ્ટ્રની માફક ઉન્મત્ત નહિ થતાં, ગરીબોને પગ તળે નહિ રગદોળતાં, આ જગતનો ઉદ્ધાર કરવા માટે તમારે કંઇ ને કંઇ કરતા જવું. તે "કંઇ ને કંઇ" તમારા પ્રાચીન ઋષિમુનિઓએ ઓળખીને પ્રકટ કર્યું છે, તેને તમે ફરીથી ઓળખો અને આખા જગતને ઓળખાવો; અને નારાયણ પ્રકટ થાય તેટલા સારૂ તમારા હૃદયમાં રહેલું તેનું સ્વરૂપ પિછાણો. તમારૂં જીવન પવિત્ર બનાવો, રાષ્ટ્રનું જીવન પવિત્ર બનાવો એટલે તમારા દ્વારા, તમારા રાષ્ટ્ર દ્વારા નારાયણ જગતની આગળ પ્રકટ થશે અને તમારૂં કાર્ય પૂર્ણ કરશે.

(કારાવાસની કહાણી) શ્રી અરવિન્દ ઘોષ

---

# ૩૩—શિવાજી અને રામદાસ

**સ્થળ: સામૂગઢ**

**સમય: સાયંકાળ**

શિવાજી—(સ્વગત) અહા ! આ સ્થળ કેવું રમણીય છે! સૂર્યદેવ અસ્તાચલ પર વિરાજવાની તૈયારીમાં છે; તેમનું મુખ કંઇક મ્લાન છે, તેથી જ રકતવર્ણ છે. અહીં રહ્યે રહ્યે મને સ્વરાજ દૃષ્ટિએ પડે છે. હું સાધારણ જાગીરદારનો પુત્ર; મને પ્રેરણા થઇ, અને મેં મહારાષ્ટ્રના ઉદ્ધારનો આરંભ કર્યો. મોગલ સમ્રાટ્, તથા વિજાપુર અને ગોવલકાણ્ડાના શાહોએ વિઘ્નો નાખવામાં બાકી રાખી નથી. પણ, શિવબાના આ બાહુબળ આગળ તેમના જોમનો શો હિસાબ ? પર્વત જેવડી વિટમ્બણાઓ, દુસ્તર અડચણો ને મહાન્ વિઘ્નો ઓળંગી આજે મહારાષ્ટ્રની સ્વતન્ત્રતાનો પાયો મેં મજબૂત નાખ્યો છે. એક પછી એક મહાન્ ગઢ મારા પગ નીચે દબાયા છે, અને દબાતા જાય છે. રાજ્યનો વિસ્તાર પણ ઉદધિનાં મોજાંની જેમ વૃદ્ધિ પામે છે. મહાસાગરની ભરતીને અટકાવનાર કોણ છે ? પણ, ભરતી પછી તો ઓટ છે. એ નિયમ જડ પ્રકૃતિનો છે, ચેતનમય માનવીને તે લાગુ ન પડે; અને શિવબા સરખા સિંહ માટે તો તે હોઇ શકે જ નહિ. હું સર્જાયો છું મહારાષ્ટ્રનો ઉદ્ધાર કરવા— ના, સમસ્ત હિન્દુ જાતિને તારવા, હિન્દુ ધર્મની પુનઃ સ્થાપના કરવા, ‘ગૌબ્રાહ્મણપ્રતિપાલ’ થવા. મારા સ્વામી શ્રી સમર્થ રામદાસજીની પણ એ જ આજ્ઞા છે. શિવબા,

તને ધન્ય છે! તારી શક્તિને ધન્ય છે!– (ગઢ પરથી કામ કરનાર કારીગરોનાં ટોળાંને જોઇને) આ બધી પ્રજા મારી છે, હું તેમનું રક્ષણ કરૂં છું, તેમને પોષું છું–તેમનો રક્ષક, પાલક, અને શાસક હું છું. આ ગઢ થોડા સમયમાં પૂરો બંધાઇ રહેશે એટલે તેના જેવા શત ગઢો તૈયાર કરાવીશ, મહારાષ્ટ્રને અજય્ય બનાવીશ, હિન્દુધર્મનાં મૂળ પાતાળ લગી નાખીશ, અને પછી!–પછી અમર થઇશ.

(સ્વામી રામદાસ શિવાજી પાસે એકાએક આવે છે.)

શિવાજી (ચરણસ્પર્શ કરી, પદધૂલિ મસ્તક પર ચઢાવી)—મહારાજ, આજ આપનું આગમન અચાનક કેમ?

રામદાસ—શિવબા, મારે આ તરફ થઇ દૂરના જંગલમાં જવું હતું; પરન્તુ તને એકલો ટહેલતો જોઇ આ તરફ જ આવ્યો. ઇચ્છા થઇ કે તું કેવો ગઢ બંધાવે છે તથા તેમાં શી શી યોજનાઓ રાખી છે તે જોઇ આવું.

શિવાજી—સ્વામિન્, આપની આજ્ઞાનુસાર એક પછી એક ગઢ બંધાતા જાય છે. પણ આ સ્રાસૂગઢને વધારે મજબૂત કરવાનો મેં નિશ્ચય કર્યો છે: આ ગઢને હું અજય્ય ગઢ બનાવીશ. આપ પણે દૂર કારીગરોનાં ટોળાં જોઇ શકશો; એ સર્વ લોક અહીં કામ કરવા આવે છે. ખરે, આવા ગઢો બંધાવીને હું રાજ્યને નિર્ભય બનાવું છું. એટલું જ નહિ, પણ કલાને પોષી હજારો માણસોને પાળું છું.

રામદાસ—શિવબા, રાજા પ્રજાનો પિતા છે. તે તેનું પાલનપોષણ ન કરે તો રાજા બનવાને લાયક નથી. ખરે,

હું મને ધન્ય માનું છું કે મને તારા જેવા અનુયાયીઓ મળ્યા છે. હવે ગઢની કિલ્લેબંધી વગેરે જોવાની મને ઇચ્છા છે.

( જોતા જોતા બન્ને ફરે છે. )

શિવાજી—આ કોઠાર; આ જલાશય; આ લશ્કરને રહેવાનાં મકાન; અહીં હયશાળા અને ગજશાળા; આ બજાર; અહીં પૌરજનો વાસ કરશે; આ કેન્દ્રસ્થાને કિલ્લાનો હાકેમ રહેશે; અહીં એક આશ્રમમાં પઠનપાઠનનો બન્દોબસ્ત થશે; આ સ્થળે ગુપ્ત માર્ગ છે, સંકટસમયે તેનો ઉપયોગ કરી શકાશે. આપને નથી લાગતું કે આ ગઢ અજય્ય બનશે?

રામદાસ—તને સૂર્યદેવના પ્રતાપની ખબર છે. પૃથ્વી તપ્ત કરનાર ને તેને રસ સિંચનાર એ દેવનેય મ્લાન મુખે અસ્તાચલે જવું પડે છે. ઘણાં નગરો વસ્યાં, ને ઉજ્જડ થયાં; જંગલમાં મંગલ અને મંગલમાં જંગલ થાય છે; પહાડ ત્યાં ખીણ, ખીણ ત્યાં પહાડ તથા સાગરનાં રણ ને રણનાં સાગર થયાં છે ને થશે; ભરતી અને ઓટ, ચઢતી ને પડતી ચક્રને ક્રમે ચાલ્યા જ કરે છે. પ્રકાશ ને અન્ધકાર, જન્મ ને મરણ, દિવસ ને રાત, સુખ ને દુઃખ, ઉંચ ને નીચ, એમ દુનિયા દ્વન્દ્વથી ભરેલી છે. તો તારા આ ગઢને અજય્ય કેમ કહી શકાય? તારી આ કૃતિ ક્યારે નાશ પામશે, ક્યારે તેનું નામનિશાને ય નહિ રહે, તેની કોને ખબર?

શિવાજી—મહારાજ, ક્ષમા કરશો. મારી પાછળ શું થશે તે ન કહી શકાય. પણ, મારા બાહુબળ આગળ તો કોઇનું કંઇ નહિ ચાલે. ચઢતી ને પડતી, ભરતી ને ઓટ,

એ જડ પ્રકૃતિનો નિયમ છે, ચેતનનો નહિ. વળી આપ જેવા સમર્થ મારા ગુરુ છે, તો પછી શિવબાને ભય શેનો ?

રામદાસ—એ તારી અહંતા છે, પામર માનવી શું કરી શકે ? અજ્ઞતાને લીધે તારામાં કૂપમંડુકતા આવી છે. આ ગમ્ભીર, ઉંડા, શાન્ત આકાશ તરફ નજર કર. આ અસંખ્ય તારા પ્રકાશ આપે છે તે કોના પ્રતાપથી ? આ શાન્ત રજનીમાં પૃથ્વી શાન્તિમાં વિરાજશે તે કોના પ્રતાપથી ? પુષ્પ ખીલે છે, ઋતુઓ બદલાય છે, નદીઓ વહે છે, યથાસમય યથોચિત વર્ષા થાય છે, એક કણમાંથી હજાર કણ ઉદ્ભવે છે તે કોના પ્રતાપથી ? રક્ષણ ને ભક્ષણ, સૃષ્ટિ ને સંહાર, પાલન ને પ્રલય એમ રૂપાન્તરો થાય છે તે કોના પ્રતાપથી ? ઉપદ્રવ, મહામારી, દુર્ભિક્ષ, ભૂકમ્પ, વજ્રપાત વગેરે થાય છે તે કોના પ્રતાપથી ? શું માનવી આ સર્વ કરવા સમર્થ છે ? પામર માનવીની શકિત સંકુચિત છે; તે અલ્પજ્ઞ છે.

શિવાજી—મહાત્મન્, અવિનય ક્ષમશો. આપના કથનથી માનવશકિત પરનો મારો વિશ્વાસ જરા ડગતો નથી. આપે પ્રકૃતિનાં કાર્ય વિષે ઘણું કહ્યું, પણ તે તો જડ પ્રકૃતિનો નિયમ છે. સૂર્યની ગતિ, તારાનો પ્રકાશ, પુષ્પનો વિકાસ, નદીનું વહન, ઉપદ્રવ, મહામારી, દુર્ભિક્ષ એ સર્વ જડ પ્રકૃતિના નિયમ છે. માનવી ધારે તો તેને ફેરવી શકે. મહાસાગરની ગહનતાથી કોણ અજાણ્યું છે ? છતાં, માણસો તેને ય કબજે કરે છે ને તેની પાસે દાસત્વ કરાવે છે. વાયુ, જલ ને અગ્નિ પાસે મનુષ્ય સેવા કરાવી શકે છે. પહાડ ને

પર્વતોને તોડી માનવી નગરો બાંધે છે, કિલ્લા કરે છે, સોનું રૂપું મેળવે છે. પૃથ્વીમાતાના ઉદરને ફાડી માણસ સર્વ સમ્પત્તિનો સંગ્રહ કરી શકે છે, મહાન્ ધન્વન્તરીઓ રાજરોગની સામે પણ થઇ શકે છે. દુર્ભિક્ષની સામે પણ માનવી લડત ચલાવી શકે છે. હા, એ વાત ખરી કે હજી સુધી માણસે જડ પ્રકૃતિ પર પૂર્ણ સત્તા મેળવી નથી, પણ માનવસભ્યતાનો ઇતિહાસ જણાવે છે કે માનવજાતિ ઉત્તરોત્તર જડપ્રકૃતિ પર વધારે ને વધારે સત્તા મેળવતી જાય છે. વિચારતાં મને લાગે છે કે માનવશકિત સમય જતે પ્રકૃતિ પર ચઢી બેસશે.

રામદાસ—તારી તર્કશકિતથી હું પ્રસન્ન થયો છું. તારામાં આટલી વિચારશકિત છે, તેથી જ તું ઉંડું સત્ય સમજી શકશે. મેં કહ્યું તેમ કંઇ મનુષ્ય પ્રકૃતિ સાથે લડત ચલાવતો જ નથી; તેની સાથે લઢવાથી સૃષ્ટિના સામંજસ્યમાં—સંગીતમાં—ખલેલ થાય, ને સૃષ્ટિ સૃષ્ટિ ન રહે. વિજ્ઞાનશાસ્ત્ર સૃષ્ટિના નિયમો સામે બંડ નથી કરતું; તે તો તેના નિયમોનું શોધન કરી તે નિયમો આપણને સમજાવે છે. વાયુ, જલ અને અગ્નિ પાસેથી ત્યારે જ કામ લેઇ શકાય કે જ્યારે આપણે તેનાં સ્વરૂપને ઓળખી તે પ્રમાણે વર્તીએ. એટલું સમજવાની જરૂર છે કે વિજ્ઞાનશાસ્ત્રી પ્રકૃતિના નિયમોનો દાસ છે, અને તે તેમને બદલી શકતો નથી.

વળી, એ નિયમોનો કરનાર ને ચલાવનાર કોણ? અખિલ બ્રહ્માણ્ડને બનાવનાર, સુવ્યવસ્થિત કરનાર, તેને નિયમન આપનાર ને તે નિયમનનું પાલન કરાવનાર કોણ?

( રાજા વિચારમાં પડે છે. બન્ને જણ મૂગા રહી ઘડીભર આમ તેમ આંટા મારે છે. એટલામાં સ્વામીજી એક પત્થર આગળ થોભી જાય છે. )

**રામદાસ**—શિવબા, અહીં આવ. એક માણસને બોલાવી આ પત્થરના બે ભાગ કરાવ. ઘણી જ સાવચેતીથી મધ્યમાંથી તેના વિભાગ કરવાના છે.

( શિવાજી આ આજ્ઞાથી આશ્ચર્યચકિત થાય છે. આજ્ઞા પ્રમાણે પત્થરના બે ભાગ કરાવે છે. સ્વામીજી આમ તેમ ફરતા હોય છે. )

**શિવાજી** ( એકદમ )—મહારાજ, તાજ્જુબ ! આ શું ? પત્થરની મધ્યમાં અંજલિભર પાણી ને એક દેડકું ! અરે, આ કેવી ઘટના ! ભગવન્, જરા અહીં આવીને જૂઓ તો ?

**રામદાસ**—આમાં આશ્ચર્ય પામવા જેવું શું છે ? પ્રકૃતિના નિયમોના કરનાર, બ્રહ્માણ્ડના રચનાર ને પાલનારની એ કૃતિ છે. શિવબા, આટલી સમ્પત્તિ, રાજ્ય અને પ્રજા જોઇને તને અહંતા આવી છે. ' મેં મહારાષ્ટ્રનો ઉદ્ધાર કર્યો છે, હું હિન્દુ ધર્મની પુનઃ સ્થાપના કરીશ, ગઢ હું બંધાવું છું, પ્રજાનું પાલન હું કરૂં છું ' એ સર્વ મિથ્યાભિમાન છે. વિચાર, આ દેડકાનું રક્ષણ તેં કર્યું છે ? એ તારા ગઢમાં—તારા રાજ્યમાં છે; તારી આ પ્રજાનું રક્ષણ તેં કર્યું છે ?—

( શિવાજી સમર્થના ચરણમાં ઢળી પડે છે. હૃદયકાલિમા અશ્રુથી ધોવાઇ જઇ, હૃદય વિશુદ્ધ બને છે. )

**રામદાસ**—

' કરૂં છું ને કર્યું છે મેં, જૂઠું એ અભિમાન હા !
કરી તે શું શકે પ્રાણી આ અનન્ત અગાધમાં ! '

કરનાર અન્ય છે. સૂત્રધાર આપણે નથી. માનવી નિમિત્ત માત્ર છે. તારો અવતાર હિન્દુ ધર્મની પુનઃ-સ્થાપના કરવા માટે જ થયો છે; પણ એ સર્વ મહાન્ પિતાની યોજના છે. બેટા, માનવશક્તિ પરિમિત છે. પ્રભુ દરેકને કંઇ કંઇ થાપણ આપે છે, અને જેને જે મળ્યું હોય, તેનો તેની સેવામાં ખર્ચ કરવો તે જ કર્તવ્ય છે. તેનું આપેલું છે, ને તેને માટે વાપરીએ તેમાં આપણે કંઇ વધારે કરતા નથી. મારૂં કામ પૂરૂં થયું છે, હવે હું જઇશ. તને જે જે કામ સોંપાય તે તે ભક્તિ ને શ્રદ્ધાથી કરજે, જે કંઇ કરે તે કૃષ્ણાર્પણ કરજે. અહર્નિશ–

**तेन त्यक्तेन भुञ्जीथाः ।**

(સ્વામીજી અન્ધકારમાં અદૃશ્ય થઇ જાય છે, ને શિવાજી ધ્યાનમાં રહે છે.)

(ગદ્યસંગ્રહ) હૈસાઇભાઇ નાથાભાઇ પટેલ

---

# ૩૪—ઉદ્યોગ

જે દિવસ ગયા તે તો સર્વદા ગયા અને જે દિવસ આવવાના છે તે ઉપર મુદ્દલ ભરોંસો નથી; વાસ્તે, હે માનવી! જે વખત તારો વ્યર્થ ગયો હોય તેની ચિન્તા કે દિલગીરી કર્યા વગર અને જે વખત આવવાનો છે તે ઉપર ઘણો આધાર રાખ્યા વગર, તું તારા ચાલતા વખતનો રૂડો ઉપયોગ કર. ચાલતો વખત એ તારો વખત છે; હવે પછીનો વખત ભવિષ્યના ગર્ભમાં છે. તું જાણતો નથી કે તે

ગર્ભમાંથી શું નિકળશે. વાસ્તે જે કાંઇ કરવાનો તું વિચાર કરતો હોય તે જલદીથી કર, અને જે કાંઇ સ્હવારે થઇ શકતું હોય તે સાંઝ ઉપર ન રાખ.

આળસ એ દુઃખ અને તંગીનો પિતા છે. પ્રામાણિક ઉદ્યોગથી સુખ અને વૈભવ ઉત્પન્ન થાય છે. ઉદ્યોગનો હાથ તંગીને નસાડે છે. ઉદ્યોગી માણસના સાથી સુખ અને વૈભવ છે. જે પુરુષ દોલત મેળવે છે, જે પુરુષ મોટી પદવીએ ચઢે છે, જે પુરુષ આબરૂ અને માનથી ભરપૂર છે, જે પુરુષની સ્તુતિ સર્વ લોક કરે છે, જે પુરુષ રાજદરબારમાં બેસે છે, તે પુરુષ કેવો ઉદ્યોગી અને ચપળ છે તે તું તપાસ. તે પુરુષ આળસને પોતાના ઘરમાંથી વેગળું રાખે છે અને આળસુને પોતાનો કટ્ટો શત્રુ કરી લેખે છે.

ઉદ્યોગી પુરુષ સ્હવારના જલદીથી ઉઠે છે અને મોડો સૂવે છે. તે વિચારથી પોતાના મનને, અને મહેનતથી પોતાના તનને, કસરત આપીને સુખાકારી સ્થિતિમાં રાખે છે. પણ આળસુ માણસ પોતાની ઉપર પોતે જ ભાર રૂપ થઇ પડે છે. દરેક ઘડી અને દરેક પળ તેને મોટી માલમ પડે છે. તે અહીં તહીં તરફડીયાં મારે છે અને જાણતો નથી કે “હું શું કરૂં.” તેના દિવસ વાદળના ઓળાની પેઠે જતા રહે છે અને તેની યાદગીરીની કંઇ પણ એંધાણી પાછળથી માલમ પડતી નથી. તેનું શરીર મહેનત વગર, રોગ અને દરદથી ભરેલું રહે છે. તે કામ કરવાને કોઇ કોઇ વેળાએ ઇચ્છા રાખે છે પણ તેનામાં ચાલવાની શક્તિ રહેતી નથી. તેનું મન આંધળું બની જાય છે. તેના વિચાર

ગુંચવણમાં આવી પડે છે. તે જ્ઞાન મેળવવાની ઇચ્છા દેખાડે છે, પણ મહેનત કરતો નથી. તે બદામનો માવો ખાવાને ઘણો જ આતુર રહે છે, પણ તેનાં છોડાં ભાગતાં તેને આળસ થાય છે.

તેના ઘરમાં સર્વ ઠેકાણે અંધેર અને અવ્યવસ્થા માલમ પડે છે. તેના ચાકરો ઉડાઉ અને મસ્તીખોર હોય છે. તે નિત્ય ખરાબીના પંઝામાં વધારે અને વધારે આવતો જાય છે. તે પોતાની આંખે જૂવે છે અને કાને સાંભળે છે, તે પોતાનું માથું હલાવે છે અને મોટી મોટી ઉમેદો બાંધે છે, પણ તેનામાં નિયમ અને નિશ્ચય હોતાં નથી. વંટોળીઆની પેઠે ખરાબીનું વાદળ તેની ચારેગમ આવીને વીંટાઇ જાય છે અને આખર તે શરમ તથા દિલગીરીમાં પડી આ દુનિયા છોડી ચાલતો થાય છે.

( નીતિ વચન ) કરસનદાસ મૂળજી

---

# ૩૫-તોપોના મુખમાં

આપણે પશુ પક્ષી અને વૃક્ષોની હિંસા કરતાં અચકાઇએ છીએ તે દયા નથી; પરસ્પર વર્તનની અન્દર આપણામાં દયા દેખાતી નથી. દયા એ શક્તિને, શૌર્યને, ઉદારતાને જ શોભે છે. દયા એ ટેવ નથી; ટેવ તરીકે દયાનો સદ્‌ગુણ શીખવવા જતાં માત્ર અશક્તિ જ ઉત્પન્ન થાય છે. દયામાં ગૌરવ હોવું જોઇએ, ગામ્ભીર્ય હોવું જોઇએ; જે લોકોના મોટા ભાગમાં શિકારનો રિવાજ નથી, જે લોકો લડાઇનું નામ સાંભળતાં ( દયાથી નહિ, પણ બ્હીકથી ) કમકમે છે,

તે લોકો દયાળુ તો નહિ, પણ દયાપાત્ર છે. શિકાર અને લડાઇ બન્નેના અસ્તિત્વ પરથી જનસ્વભાવના જે દોષ સૂચિત થાય છે, તે અમને માન્ય છે; અને તે છતાં અમને પ્રતીતિ છે કે માનરક્ષાની ખાતર લઢવાની શક્તિ મેળવ્યા વગર મનુષ્યમાં ખરું મનુષ્યત્વ આવી શકે તેમ નથી. અને લઢવાની શક્તિ લઢવાથી જ આવી શકે છે. બધા મનુષ્યો દયાળુ, પ્રામાણિક, અને નિઃસ્વાર્થી છે જ નહિ, અને જ્યાં સુધી નથી ત્યાં સુધી નિર્દય, અપ્રામાણિક, અને સ્વાર્થી મનુષ્યો સામે લઢી શકાય તેવી શક્તિ મેળવવાની દરેક સારા મનુષ્યની ફરજ છે.

અમે દિલગીર છીએ કે વાચકોની વૃત્તિ પર ધ્યાન રાખીને અમારે લડાઇઓનું વર્ણન દૂર રાખવું પડયું છે. પણ લડાઇઓનું વર્ણન નહિ આપવા છતાં એક હમ્મેશાં સ્મરણમાં રાખવા લાયક બનાવ તો અહીં નોંધવાની જરૂર જ છે. ૧૮૬૪ ના મે માસમાં જે વખતે દાક્ષિણાત્ય મુખ્ય લશ્કર વિલ્ડરનેસ અને સ્પૉટ્સિલ્વેનિયાની પ્રચંડ લડાઇઓમાં રોકાયું હતું, તે વખતે સેનાપતિ બ્રેકનરિજને ૩૫૦૦ માણસોથી સિગલના ૧૫૦૦૦ માણસોને અટકાવવાનું કામ આવી પડયું હતું. સ્ટૉન્ટન આગળ લેકિંસગ્ટનની સાંગ્રામિક પાઠશાળાના ચૌદ અને સત્તર વર્ષ વચ્ચેની વયના ૨૫૦ વિદ્યાર્થીઓ તેની સાથે થયા હતા. એ બધા હજી છોકરાઓ જ હતા અને દેશના રક્ષણને માટે તેઓ પણ કંઇક કરી શકશે એવી આશાથી અને અતિશય જરૂરને લીધે જ તેમને લશ્કરમાં સામેલ થવાની પરવાનગી આપવામાં આવી

હતી. પણ વય અને દેખાવમાં એ બધા બાળકો હોવા છતાં તેમનામાં ધીર વીરોના જેવી બહાદુરી હતી, અને આવેશને લીધે કસાએલા લોકો પણ જે શ્રમ સહન કરી ન શકે તે તેઓ સહન કરી શકતા હતા. આટલી કુમકથી સેનાપતિ બ્રેકનરિજે ન્યુમાર્કેટનો રસ્તો લીધેલો.

ન્યુમાર્કેટ આગળ બન્ને લશ્કરો એકઠાં થયાં. સિંગલ નદી ઉપરના પૂલનું રક્ષણ કરવાને એક મજબૂત ટુકડી પાછળ રાખીને એક તરફથી ન્યુમાર્કેટની સરહદ સુધી પહોંચ્યો હતો. બ્રેકનરિજે એક છાપરે ચઢી તેની હિલચાલ જોયા પછી કર્નલ ગિલમોરને પૂલ તરફ ધાસ્તી આપવા મોકલ્યો; અને પોતે સિંગલ ઉપર આગળથી હલ્લો કરવાને બદલે તેની ડાબી બાજુએ જઈને પૂલની સાથેનો તેનો સમ્બન્ધ તોડી નાખવાને ચાલ્યો. સિંગલ તેને અટકાવવાને બદલે પોતાના પાછલા લશ્કરની સાથે રહેવાને પાછો ફર્યો; અને તેમ કરવામાં જે ગરબડ થઈ તેનો લાભ લેવાને બ્રેકનરિજે એકદમ ધસારો કરી દુશ્મનના લશ્કરને તોપોની પાછળ આશ્રય લેવાની ફરજ પાડી.

એ અણીએ લેકિંગ્ટનના છોકરાઓએ ખરેખરૂં પરાક્રમ કરી બતાવ્યું. તેઓ સ્ટૉન્ટનથી કુચ કરીને આવ્યા હતા, પાછલી આખી રાત વરસાદ અને કાદવમાં રહ્યા હતા, અને હવે તેમના ઉપર પાછળ રહેલા પાયદળથી સુરક્ષિત તોપો ઉપર હલ્લો કરવાનું કામ આવી પડ્યું. તેમના શિક્ષક અને નાયક મેજર શિપે તેમને હારબંધ ગોઠવ્યા, અને તેઓ આગળ ચાલ્યા. વાવટો ઉપાડનાર જુવાન પડ્યો, તેની જગા

બીજા બહાદૂર જુવાને લીધી. શિપે તોપોના મારાની સામે તેમને શોભાવીને સંગીનો તૈયાર કરાવ્યાં; અને તેઓએ ધસારો કર્યો. શિપ જખમી થયો, પણ છોકરાઓને ઉશ્કેરતો ગયો. તેઓ બહાદૂરીથી ધસ્યા; કાદવમાં તેમના જોડા નિકળતા ગયા; પણ છેવટે બધા તોપોમાં કૂદી પડ્યા. તેમણે ફોડનારા આદમીઓને કતલ કર્યા, પાછળના પાયદળને હઠાવ્યું, તાબે થવાની ના પાડતા કર્નલને સંગીનો મારી, અને તોપો કબજે કરી. તેમના ૮૦ જુવાનો પડ્યા. આખા લશ્કરના દેખતાં આ અદ્ભુત પરાક્રમ કરી બતાવવામાં આવ્યું; અને જ્યારે ઘણી લડાઇઓ અને ઘણા સેનાપતિઓના નામનું વિસ્મરણ થશે ત્યારે પણ લેકિસંગ્ટનના જુવાનોનું આ વિક્રમ ભૂલાશે નહિ, અને તવારીખોમાં તેનું સર્વથી માનનીય વૃત્તાન્ત તરીકે વર્ણન થશે.

આપણા લોકો કહે છે કે જીવ આપવાનું કામ સહેલું નથી; અને ખરે, આપણને મળે છે તેવી કેળવણીમાં જીવ આપવાનું કામ બિલકુલ સહેલું નથી. તોપોની સામે ચલાય જ કેમ? લેકિસંગ્ટનના ચૌદ ચૌદ સોળ સોળ વર્ષના જુવાનો ચાલેલા અને ફતેહમન્દ થયેલા. દેશવાત્સલ્ય તે એનું નામ. કેળવણી તે એનું નામ. ઉત્તર દક્ષિણના મહાભારત પરથી આપણા લોકોને ઉપદેશ એ જ લેવાનો છે. હકની ખાતર, યોગ્ય સ્વતંત્રતાની ખાતર લઢવું, એના કરતાં ઉચ્ચતર વર્તન બીજું કશું નથી. જીવ આપવાનું કામ સહેલું લાગે ત્યારે જ જીવ્યું સફળ છે, ત્યારે જ માણસને જીવવાનો હક છે.

( પ્રેસિડન્ટ લિંકનનું ચરિત્ર ) મણિશંકર રત્નજી ભટ્ટ

# ૩૬—પટ્ટણીઓનું સ્વદેશાભિમાન

( કર્ણદેવના મરણ પછી બાળક **જયદેવ પાટણ**ની ગાદીએ બેઠો. તેના વતી રાજમાતા **મીનળદેવી** રાજ્યકારભાર ચલાવતી પણ મંડલેશ્વરોના જોર અને **મુંજાલ** મંત્રીની અતુલ શક્તિ આગળ તેનું કાંઇ ચાલતું નહિ. જૈનોનો પગ પેસારો રાજ્યમાં થવા માંડયો હતો એટલે જૈનજતિ **આનન્દસુરી**ની ભંભેરણીથી રાજમાતાએ **જયદેવ** મારફત **મુંજાલ**ને **અર્બુદપુર**માં પડેલા પાટણના લશ્કરનો તેમજ જૈનપુરી **ચન્દ્રાવતી**નો નાયક નીમી **પાટણ**માંથી ખસેડયો અને જૈનમતાનુયાયી **શાન્તિચન્દ્ર**ને **પાટણ**ના દંડનાયકની બહુમાનભરી પદવી આપી. **પાટણ**ના શત્રુ **માલવા**ને રાજી રાખવા પોતાની ભત્રિજી **પ્રસન્ન**ને **માલવરાજ** સાથે પરણાવવા અને દુભાએલા મંડલેશ્વરો **જયદેવ**ને ઉપાડી ન જાય તે માટે રાજમાતા **આનન્દસુરી**ના સાથમાં **જયદેવ** અને **પ્રસન્ન** સાથે છાનીમાની **પાટણ** બહાર ઉપડી ગઇ. **ચન્દ્રાવતી**ના લશ્કરની મદદથી **મુંજાલ** તેમજ **જયદેવ**ના નજીકના પિતરાઇ ભાઇ મંડલેશ્વર **દેવપ્રસાદ**ને અને **અર્બુદપુર**ના લશ્કરની મદદથી **પાટણ** વશ કરી રાજમાતા પાટણમાં રાજ્ય કરવા માગતી હતી. માર્ગમાંથી **પ્રસન્ન** ભૂલથાપ દેઇ **પાટણ** આવતી રહી. રાણી **પાટણ** બહાર ગઇ એ વાત એના દ્વારા ઉદા મારવાડીએ જાણી અને ધીમે ધીમે યુક્તિ પ્રયુક્તિથી એ હકીકત **પાટણ**માં ફેલાવી. જૈનોની સત્તા **પાટણ**માં જામે એ વિચારે **પટ્ટણીઓ** ખીજાયા અને સાચી ખોટી હકીકત સાંભળી ઉશ્કેરાએલા શહેરીઓનું સરઘસ રાજગઢ તરફ ચાલ્યું.

**ત્રિભુવનપાલ** એ **દેવપ્રસાદ**નો પુત્ર હતો અને **શામળ** બારોટ એ કર્ણદેવના પિતા તેમજ દેવપ્રસાદના દાદા **ભીમદેવ**નો માનીતો બારોટ હતો. હાલ નેવું વર્ષે તેમની આંખો ગઇ હતી, બોલવાની શક્તિ ઓછી થઇ હતી, યાદદાસ્ત ઘટી ગઇ હતી; તોપણ પહેલાંનાં યશોગાન સંભારી સંભારી તે જીવતા હતા. તે રાજગઢમાં રહેતા અને સહુ તેમની તરફ માન અને ભાવથી જોતા. )

દૂરથી આવતો, વધતો, ગમ્ભીર પણ ભયંકર આછો અવાજ સંભળાયો; **શાન્તિચન્દ્ર**ના હૃદયમાં ગભરાટ છૂટયો.

ઉલટતા સાગર સમો અવાજ કોનો હતો, તે તેણે પારખ્યો. આ ગમ્ભીર, હૃદયભેદક ગર્જના એક મહાશક્તિનાં બે સ્વરૂપો જ કરી શકે છે: એક સાગર અને બીજો સમાજ. તે સ્વરૂપો ઘણે અંશે મળતાં દેખાય છે; તેના અમેય ઉંડાણમાં રત્નોનો ચમકાટ, વડવાનળની ભયંકર આગ, ત્રાસદાયક મગરમચ્છોની લોહીતરસી રસાકસી સમાએલી છે, એમ કવિઓ લખી ગયા છે. ગૌરવશીલ શાન્તિને સમયે આનન્દના તરંગો બન્ને ઉપર આવે છે, આહ્લાદજનક સંગીતનો ધ્વનિ થઇ રહ્યો હોય એમ લાગે છે. પળમાં, પવન બદલાતાં, શાન્તિનો નાશ થાય છે; વડવાનળ, અને મગરમચ્છોનો પ્રભાવ પણ ભૂલી જવાય, એવી ભયાનક ગર્જના શરૂ થાય છે; રાક્ષસી ક્ષુધા સન્તોષવા એ શક્તિઓ આગળ વધે છે. જે પોતાની પાસે આવે તેને તે ગળી જાય છે; અને માણસની બુદ્ધિએ ઉભી કરેલી નાની મોટી રેતીની ઢગલીઓ એક વિપળમાં ધોવાઇ જાય છે.

પાટણમાં પવન બદલાયો હતો. આનન્દની લહરીઓએ પ્રચંડ સ્વરૂપ ધાર્યું હતું. રાણીએ, જતિએ, શાન્તિચન્દ્રે રચેલી યોજનાઓને જમીનદોસ્ત કરવા સમાજ આગળ વધતો હતો. તે સમાજના પ્રલય તરંગે તાણ્ડવનૃત્ય આરંભ્યું હતું, અને તે નૃત્યનું ગાન સાંભળતાં શાન્તિચન્દ્ર વિચારમાં પડયો હતો. તેના સરળ જીવનમાં તેણે આવા પ્રસંગો ઘણા જોયા ન હોતા. ભીમદેવના જુવાનીના પ્રસંગો, ગીઝનીના મહમદની સ્વારી વખતની સ્થિતિ તેણે માત્ર સાંભળેલી હતી; અને પટ્ટણીઓ હવે સાદા, સીધા થઇ ગયા

છે, એમ એનું માનવું હતું. અત્યારે આ અવાજ શું સૂચવતો હતો, તેનું પરિણામ શું આવશે, એ બધા પ્રશ્નોનું રહસ્ય સમજવા જેટલું મુત્સદ્દીપણું શાન્તિચન્દ્રમાં ન હોતું.

ધીમે ધીમે અવાજ વધારે ગમ્ભીર અને સ્પષ્ટ થતો ગયો, "જય સોમનાથ"ની બૂમો સંભળાવા માંડી. રાજગઢની ઉંચી બારીએથી શાન્તિચન્દ્રે સામો આવતો જળપ્રવાહ જોયો; તેનું બળ, તેની દિશા અને તેના નાયકો પારખવાને પ્રયત્ન કર્યો. દૂરથી જાણે એક મહા નદી પર્વતમાંથી પહેલી વાર નિકળી સાગરને મળવા જતી હોય, તેવો કાંઇક ખ્યાલ આવ્યો. ગુંચવાડામાં દંડનાયકે બેસી જઇ માથે હાથ મૂક્યો. આશરે આઠ ઘડી દહાડો ચઢ્યો હશે અને કલ્યાણનાયક દોડતો પાછો આવ્યો.

"મહારાજ! ખેંગાર અંડલેશ્વર આવ્યા છે, અને આપને અને મીનળબાને મળવા માગે છે."

અન્દરથી ગભરાતાં છતાં, મહા મહેનતે શાન્તિ રાખી શાન્તિચન્દ્રે પૂછ્યું, "તેં શું કહ્યું?"

મેં કહ્યું કે "બા શોકને લીધે કોઇને મળતાં નથી, અને શાન્તિચન્દ્ર શેઠ ધ્યાનમાં બેઠા છે."

"પછી?"

"પછી તેણે કહ્યું કે જ્યાં સુધી શેઠ નવરા થાય ત્યાં હું બેસીશ. એટલે ન છૂટકે એમને અન્દર લાવ્યો છું, અને હેઠળ સિંહાસનવાળા ખંડમાં બેસાડ્યા છે."

"ઠીક, હું આ આવ્યો. આપણે અહીંઆં સૈનિકો કેટલા છે?" વિચારમાં ને વિચારમાં દંડનાયકે પૂછ્યું.

" દોઢસોએક નિકળશે. "

" પણ કાંઇ તોફાન થાય ત્યારે આપણે કહીએ તે કરે એવા કેટલા છે ? "

" તેવા તો પચાસ સાઠ નિકળે, " કલ્યાણનાયકે કહ્યું.

" ઠીક. બાકીના હોય તેમને હમણાં ને હમણાં કાંઇ કામને બહાને ગઢની બહાર મોકલી આપ. પાછલે દરવાજે, હાં કે. આપણે અહીંઆં બીજી બધી જોઇતી વસ્તુઓ છે કે ? "

" હા. "

રાજગઢ એક માત્ર મહેલ ન હોતો. તે અરસાના રાજગઢો તોફાની વખતોમાં રાજાઓનું રક્ષણ કરવાના નાના સરખા દુર્ગો હતા, અને તેમાં દરેક જાતની સોઇ હમ્મેશાં તૈયાર રહેતી; એટલે થોડો વખત ઘેરો પણ સહી શકે, એવી તેમની શક્તિ રાખવામાં આવતી.

" ઠીક ત્યારે. તું ચાર પાંચ વિશ્વાસુ માણસને આગલા બારણા પર રાખજે, અને મારા કહ્યા સિવાય બારણાં ખૂલે નહિ, એવો બન્દોબસ્ત કરજે, " કહી શાન્તિચન્દ્ર નીચે ઉતર્યા.

સિંહાસનવાળો ખંડ વિશાળ, સોને મઢેલો, અને ભપકાદાર હતો. તેમાં એક ખૂણે ખેંગાર મંડલેશ્વર ધોળી મૂછો અધીરાઇમાં તાણતા ઉભા હતા.

" કેમ, મંડલેશ્વર ! અત્યારે કાંઇ આવવું થયું ? " શાન્તિચન્દ્રે પૂછ્યું.

" મારે મીનળદેવીને મળવું છે. "

"મીનળબા શોકમાં છે, તે કેમ મળશે ?" આ ઉપર જરા ભાર દેતાં દંડનાયકે કહ્યું.

"હરકત નહિ. અન્દરના ઓરડામાં બેઠાં બેઠાં વાત કરશો તો ચાલશે," ખેંગારે કહ્યું.

"પણ એવું શું કામ પડ્યું છે ? અત્યારે મળાય એમ લાગતું નથી."

"કેમ ?"

"બાનો સખત હુકમ છે કે કોઇએ આવવું નહિ."

"ઠીક. ત્યારે જયદેવકુમારને તો શોક નથી. તે ક્યાં છે ?"

"પણ એટલું બધું છે શું ?"

"જુઓ, શાન્તુશેઠ, બધા કહે છે કે મીનળબા ને જયદેવકુમાર નાસી ગયાં છે, અને તેની મારે ખાત્રી કરવી છે."

"ખેંગારસિંહજી ! અત્યાર સુધી તમે કર્ણદેવના ખાસ મિત્ર હતા; હવે મિત્રતાથી આવ્યા છો કે શત્રુતાથી ?" શાન્તિચન્દ્રે પૂછ્યું.

"શેઠ, કર્ણદેવનો છોકરો તે મારો માથાનો મુગટ ! પણ તેથી કાંઇ મારા પાટણની ટેક જવા દેઉં ? જયદેવકુમારને અહીંઆં બોલાવો. હું તેને મળી તરત ચાલ્યો જઇશ."

"મંડલેશ્વર, ત્યારે જરા સાંભળી જાઓ. બા બધું મને સોંપી, દેવપ્રસાદ અને મુંજાલ બે ભેગા મળી પાટણ પર ચઢી ન આવે માટે, મધુપુર ગયાં છે."

"શાન્તુશેઠ, ખેંગારને છેતરવો છે કે ?"

"ના, ના."

વવાનો છે. બહુ થશે તો હું મારે ગઢમાં બેસી રહીશ. લોકો બહાર ગમે તે કરે.”

“લોકો હમણાં ગઢમાં આવશે. **શાન્તુશેઠ**, જીદ છોડી દો, લોકોને શાન્ત કરો, અને **પાટણ**ના દરવાજા અમને સોંપી દો; અમારે બીજું કાંઇ નથી જોઇતું.”

“તમારા જેવા ઘણા યે **મંડલેશ્વરો** આવે, પણ હું ડગવાનો નથી,” **શાન્તિચન્દ્રે** કહ્યું.

“જુઓ, મારી સલાહ સાચી છે. માની જાઓ, તમે પણ પટ્ટણી છો; **પાટણ**ની આબરૂ પર પાણી નહિ ફેરવો.”

“તમે કહી રહ્યા ? મારો ધર્મ મારા રાજાની આબરૂ જાળવવાનો છે, અને **ચન્દ્રાવતી**ના જૈનો આવશે તો ક્યાં પારકા છે ? આપણા ને આપણા જ છે ને ?” **શાન્તિચન્દ્રે** કહ્યું,

“તમારા ભલે હોય, અમારા નથી. ઠીક, તમારે માનવું નથી તો હું આ ચાલ્યો. હવે મારે માથે કાંઇ દોષ નહિ,” પાછા ફરતાં **મંડલેશ્વરે** કહ્યું.

“**ખેંગારસિંહજી**, હવે બહાર નહિ જવાય. રાજગઢનાં બારણાં બંધ છે.”

**ખેંગાર મંડલેશ્વર** મગરૂરીમાં પાછો ફર્યો અને ભયાનક અવાજે પૂછ્યું, “મને કેદ કરો છો ?” એમ પૂછતાં જ તેણે તરવાર પર હાથ મૂક્યો.

“**મંડલેશ્વર**, ક્ષમા કરો, પણ અત્યારે રાજગઢનાં બારણાં ઉઘડે નહિ.”

"લોકોનું શું? બહાર બધા વાટ જૂવે છે."

"ભલે તે વાટ જૂવે, અને પોતંપોતાને ઘેર ચાલ્યા જાય. ખેંગારસિંહજી, મારા જીવતાં અત્યારે ગઢનાં બારણાં ખૂલે નહિ."

"કેમ?" એક કોમળ પણ સત્તાવાહી અવાજ બારણામાંથી આવ્યો. ફીક્કો, નબળો પડી ગયેલો હતો, છતાં ક્રોધથી જ્વલન્ત કાન્તિ ધારતો ત્રિભુવનપાલ બારણામાં ઉભો હતો; પાછળ ઉદાએ તેની પીઠ પર એક હાથ રાખ્યો હતો; સાથે લીલો વૈદ્ય અને શામળ બારોટ પણ આવ્યા હતા.

શાન્તિચન્દ્ર અને ખેંગાર બન્નેએ ત્રિભુવનનું ભવ્ય રૂપ ભાળ્યું, અને જાણે અણચિન્તવ્યો કોઈ દેવદૂત આવ્યો હોય તેમ તેમને લાગ્યું; તેઓ ચમક્યા.

"શાન્તુ મહેતા, પાટણની પ્રજા બહાર પોકાર કરી રહી છે; અને બારણાં કેમ બંધ રાખો છો? ગૌબ્રાહ્મણ-પ્રતિપાલનાં બાર કદી બંધ સાંભળ્યાં છે?" શામળ બારોટે મોટે અવાજે કહ્યું.

"બારોટજી," શાન્તિચન્દ્રે ગુસ્સામાં કહ્યું. "હું બધાને ક્યાં જવાબ આપવા બેસું? મારે રાજ્ય સંભાળવું છે. કોની મગદૂર છે કે, બારણાં ઉઘાડે? જે ઉઘાડવા જશે, તેનું માથું ધડથી જૂદું કરીશ."

ત્રિભુવનપાલે હોઠ કરડ્યા. તેનામાં ઝાઝી શક્તિ હતી નહિ, છતાં મહા મહેનતે શાન્તિ રાખી તે બોલ્યો, "મહેતા, મગદૂર મારી છે. જયદેવકુમાર નથી; મારા બાપુ નથી;

એટલે આજ પાટણની લાજ મારે રાખવાની છે. હું બારણાં ઉઘાડીશ. આમ સ્ત્રીઓની માફક સંતાતા શું ફરવું ?"

શાન્તિચન્દ્રે અને ખેંગારસિંહે છોકરાને ઓળખ્યો. એક ગભરાયો, અને બીજો હરખાયો. ખેંગાર બોલ્યો, "કોણ, મારા અંડલેશ્વરનો દિકરો ? જીવતો રહે મારો સોલંકી !"

"પણ જરા સાંભળશો ?" શાન્તિચન્દ્રે નરમ પડી જઇ કરગરતાં કહ્યું.

"ના, પાટણની પ્રજા બહાર ઉભી હોય અને તેનું સ્વાગત કરતાં વિલમ્બ થાય ! શાન્તુશેઠ, થાય તે કરો, હું ઉઘાડું છું. જોઉં, મને કોણ રોકે છે ?" કહી ત્રિભુવનપાલ ચોગાનમાં આવ્યો. એટલાથી રાજગઢનો કોટ જરા દૂર હતો, અને એ બે વચ્ચેનું ચોગાન કોઇ મોટા પ્રસંગે લશ્કર માટે વપરાતું. ખેંગારસિંહ સાથે આવ્યો. શાન્તિચન્દ્ર શેઠની દૃઢતા ગઇ, ખેંગારને પકડવો સહેલ હતો, પણ ત્રિભુવનપાલને શું કરવું ?

"બાપુ ! હું દંડનાયક છું; મારો હુકમ તમારે માથે ચઢાવવો જોઇએ."

ત્રિભુવનપાલ મૂગે મોંઢે આગળ આવ્યો. ખેંગારને વધારે કહેવું પડે એમ ન હતું. તે ઝપાટાબંધ કોટના દરવાજા આગળ ગયો; કલ્યાણમલ્લ જોડે થોડી વાત કરી; કલ્યાણમલ્લ ગુંચવાઇ શાન્તિચન્દ્ર તરફ ફર્યો; તો એટલા પર નિરાશામાં હાર ખાધેલા દંડનાયકને નીચે મોંઢે ઉભેલો જોયો; થોડે દૂર ચોકની વચ્ચે ત્રિભુવનપાલને જોયો. પ્રસંગ ઘણો ગમ્ભીર લાગ્યો, અને તે પણ મૂગે મોંઢે ઉભો રહ્યો.

મુંગારે બારી ઉઘાડી, અને મહા મુશ્કેલીએ રોકી રાખેલો પ્રવાહ એક નાને માર્ગે વહેવા માંડે, તેમ બારીમાંથી પાંચ, સાત, દસ માણસ એક સામટા અન્દર આવ્યા. તેઓએ બારણાની ભોગળ ઉઘાડી, અને બાર ખોલી દીધાં.

ખોલેલા દરવાજામાંથી મનુષ્યસમુદ્રની એક મોટી છોળ અન્દર આવી, અને આખા ચોગાનમાં પથરાવા લાગી.

ધીમે ધીમે **લીલા**નો હાથ ઝાલી **ત્રિભુવન** સિંહાસનના સોનેરી બાજઠ આગળ આવ્યો, અને નીચે ગાદીતકિયા પર બેઠો; તેનાથી લાંબો વખત ઉભા રહેવાયું નહિ.

નાગરિકોનો સમૂહ પહેલાં તો એકદમ અન્દર ધસી આવ્યો, પણ થોડે આવી, ઉભો રહ્યો. રાજગઢમાં પ્રતિષ્ઠા વિનાના માણસો પેસવા ભાગ્યશાળી થતા ન હતા, એટલે આજે તેઓ ખંચાઇ માનસહિત ઉભા. બધો ઘોંઘાટ શાન્ત થઇ ગયો. રાજગઢ ઘણાને મન દેવમન્દિર સમાન હતું. અને તેની શાન્તિનો, વિનયહીનવાળી વર્તણુકથી નાશ કરવા કોઇની હિમ્મત ચાલી નહિ. માત્ર સામન્તો, શેઠો, અને એવા બીજા પ્રતિષ્ઠિત ગૃહસ્થો આગળ આવ્યા, અને સિંહાસનવાળા ખંડમાં પેઠા. **લીલા**એ બધાને બેસવા સૂચવ્યું એટલે બધા બેઠા.

આટલી વખત **શાન્તિચન્દ્ર**ને આંખે અંધારાં આવતાં હતાં. **ત્રિભુવનપાલ**થી થોડે દૂર, હાથમાં હાથ નાખી, **દંડ**-નાયક શોકાગ્રચિત્તે ઉભો હતો. રાણીને પોતે શો જવાબ દેશે, એ ચિન્તા સિવાય તેના મનમાં બીજી ચિન્તા ન હોતી.

"ત્રિભુવનપાલજી," ખેંગારે બધા શાન્ત થયા એટલે કહેવા માંડયું, "હવે આપ અમારા શિરોમણિ છો. આજ વખત એવો આવ્યો છે કે, કાંઈ પણ કરવું જોઇએ."

"ખેંગારકાકા, આપ વડીલ છો, આવે પ્રસંગે આપણી લાજ રાખવી તમારૂં કામ છે. શાન્તિચન્દ્ર શેઠ, તમે શું કહો છો ?"

શાન્તુશેઠ જાણે ઉંઘમાંથી ઉઠયા હોય એમ, ઉંચું જોઇ રહ્યા, અને કાંઇક મહેનતે શબ્દો ઉચ્ચારવા શક્તિવાન્ થયા.

"મહારાજ, કૃપા કરી મારૂં જરા સાંભળો. શા માટે આકળા પડો છો ? આટલે વર્ષે મારા ધોળા પર ધૂળ શા માટે ઘાલો છો ? જેવા આપ પાટણના હિતેષી છો, તેવો હું પણ છું; હું પણ સોલંકીઓનું તેજ તપ્યાં કરે એવા પ્રયત્નો જીવનભર કરતો રહ્યો છું. જરા મારૂં માનો."

"શું ? શું ? શું ?" બેચાર અગ્રેસરોએ કહ્યું.

ડોસાની વૃદ્ધાવસ્થાનું ગૌરવ દીપી રહ્યું હતું.

"શાન્તુશેઠ, આપ બેસો. પછી નીરાંતે જે કહેવું હોય તે કહો," ત્રિભુવને કહ્યું.

"ભાઇ," ધીમે ધીમે બેસતાં ઘરડા મંત્રીએ કહ્યું, "તમે બધા શું કામ ઉતાવળા થાઓ છો ? દેવી રાજ્યમાં શાન્તિ રહે માટે જ પાટણ છોડી ગયાં છે. એક તરફ ગુસ્સે થયેલો મુંજાલ મધુપુરમાં પડયો છે; બીજી તરફ રોષે ચઢેલા અંડલેશ્વરનું લશ્કર મોરળમાં પડયું છે. એ બેનું સમાધાન કરી આવતી કાલે સાંજે દેવી અહીં પાછાં ફરવા-નાં છે. તમે ફોકટના વહેમાઓ છો. ત્યાં સુધી વાટ તો જુઓ;

પછી જે કરવું હોય તે કરજો. પણ એટલામાં નકામાં, ધાંધળ કરી આપણા રાજ્યતંત્રને શા માટે બગાડી મૂકો છો? તમે બધા શાણા છો, જરા વિચાર તો કરો. એક દિવસમાં શું ખાટું મોળું થવાનું છે?"

બધાએ સાંભળ્યું. કેટલાક પીગળ્યા. દંડનાયકનું કહેવું વાસ્તવિક લાગ્યું.

ખેંગાર, ત્રિભુવન, બધાને લાગ્યું કે, કાંઇ ગભરાવાનું કારણ નથી. પણ ઉદ્દો ઉંચો નીચો થતો હતો; તેણે ધીમેથી પૂછ્યું, "પણ ચન્દ્રાવતીનું લશ્કર ક્યાં સુધી આવ્યું છે, તેની ખાત્રી કરી? વખત છે ને પાધરે પડ્યું હોય તો?"

"તદ્દન ખોટી વાત. મારા પર ભરોંસો નથી? મધુપુરથી જરા આગળ નથી આવ્યું, અને ત્યાં જ તે રહેશે," શાન્તુશેઠે ખાત્રી આપી.

"ત્યારે કાંઇ હરકત નથી." કહી બે ચાર જણે ઉઠવાની તૈયારી કરી. તેમનો જુસ્સો નરમ પડી ગયો હતો, અને બધું બરાબર હોય તો હથિયાર ઝાલવાની કોઇને હોંસ ન હોતી. શાન્તુ મહેતાને ધીરજ આવવા લાગી, કારણ કે વાએ વાદળ ઉતરી જાય એમ દેખાતું હતું.

એટલામાં બહાર ઉભેલો ઠઠ એકદમ બૂમ મારી ઉઠ્યો, બહાર ઘોંઘાટ વધ્યો, અને 'જય સોમનાથ'ની બૂમો પડવા લાગી. ખેંગાર, ત્રિભુવન વગેરેનો મિજાસ ગયો. સામાન્ય લોકો મર્યાદા ઓળંગી તોફાન કરે, તે કોઇને ગમ્યું નહિ.

"કલ્યાણનાયક," સખ્તાઇથી ત્રિભુવને પૂછ્યું, "આ ધાંધળ શું છે?"

કલ્યાણનાયક તેનો જવાબ આપે, તે પહેલાં ડુંગરસિંહ ધસતો બારણામાં પેઠો અને આગળ આવ્યો. તેના હાથમાં એક પત્ર જેવું કાંઇ હતું.

"શું છે? શું છે?" બે ત્રણ જણાએ પૂછ્યું.

"મહારાજ, અન્નદાતા!" નીચા નમી ડુંગરે નમસ્કાર કર્યા અને બોલ્યો, "વિંખરાટથી કાસદ આવ્યો છે. મીનળબાને આ પત્ર આપવાનો છે."

ત્રિભુવને બારણામાં ઉભેલા કાસદ સામે જોયું. તે બહુ ઝપટથી આવેલો લાગતો હતો, અને ઉતાવળ અને આતુરતાથી હાંફતો હતો.

"જોઇએ, લાવ જોઉં," ત્રિભુવને કહ્યું.

"લો, મારા અન્નદાતા!" કહી ડુંગરનાયકે પત્ર આપ્યો.

ત્રિભુવને તે ઉઘાડયો અને વાંચ્યો. ત્રિભુવને કાગળમાં લખેલા શબ્દો વાંચ્યા, અને તેને કપાળે ભયંકર કરચલીઓ પડી. જુસ્સામાં અને જુસ્સામાં તે ઉભો થઇ ગયો. તેણે દંડનાયક સામે ગુસ્સામાં જોયું. "શાન્તુશેઠ, તમે કોને પટાવો છે? ચન્દ્રાવતીનું લશ્કર તો આ પાવરે આવ્યું," ત્રિભુવનનો અવાજ ગાજી રહ્યો.

બધા એકદમ ઉભા થઇ ગયા અને પૂછવા લાગ્યા, "શું? શું? શું?"

"આપણને શાન્તુશેઠ રમાડે છે. જુઓ, વિંખરાટનો દેવો સુખી સન્દેશો મોકલે છે તે." ત્રિભુવને વાંચવા

માંડ્યું, "ચન્દ્રાવતીના સૈનિકોએ વિખરાટમાં પડાવ નાખવો શરૂ કર્યો છે."

જતિએ કેટલીક ટુકડી રસ્તેથી વિખરાટ તરફ વળાવી હતી. કારણ કે રાણીનો વિચાર પાછા આવી ત્યાં પડાવ નાખવાનો હતો. પણ વિખરાટના મુખીને કશી પણ વાતની ખબર ન હતી, તેથી પહેલી જ ટુકડી જ્યાં ગામમાં પેઠી કે ગભરાઇને, તેણે રાણીને આ એક સન્દેશો મોકલ્યો હતો. પત્રના શબ્દો સાંભળી કડકડતી વીજળી પડી હોય, તેમ બધા સ્તબ્ધ થઇ ઉભા રહ્યા.

શાન્તિચન્દ્રે આકાશ સામું જોયું, અને ઈશ્વરી મદદની માગણી કરી. તેણે જોયું કે, હવે કોઇ હાથમાં રહેવાનું નથી. તેણે એક પ્રયત્ન કર્યો, "શું છે? આપણે કાસદને બોલાવી પૂછીએ."

"શું છે શું?" ઉદાએ આગળ આવી મોટે સાદે કહ્યું, "ડોસા! તમારી મતિ ગઇ છે કે શું? અમને વાતોમાં ને વાતોમાં ફોસલાવી વખત કહાડો છો? અમને દગો દો છો? મહારાજ! મહારાજ! જે કરો તે જલદી કરો."

જીવતુંજાગતું લશ્કર થોડે દૂર આવતું સાંભળી કેટલાકના હાંજા ગગડી ગયા. તિલકચન્દ બોલવામાં ઘણો શૂરો હતો, પણ ખરેખરી લડાઇ વખતે તેનું હૈયું જરા ગભરાતું.

તેણે કહ્યું, "અરે ઉદા, જરા શાન્તિ તો રાખ."

"શાન્તિ! શાન્તિ! એ કોણ બોલે છે? મને એનું નામ કહે." શામળ બારોટ અત્યાર સુધી પગે દુપટ્ટો બાંધી બેસી રહ્યા હતા, અને અવારનવાર ઝોકાં ખાતા

હતા. જ્યારે બધા ઉભા થયા ત્યારે એ પણ ઉભા થયા. “ શાન્તિનું નામ દેતાં એની જનેતા લાજતી નથી ? અહીંઆં કોઇ રાણીજાયો નથી કે કહેનારની જીભ ખેંચી કહાડે ? ”

“ બારોટજી, જરા ધીમા પડો, મને કહેવા દો, ” **શાન્તિચન્દ્ર** શેઠે પોતાનો બચાવ કરતાં કહ્યું. **દંડનાયક** બિચારા આ ઉશ્કેરાએલી સભામાં એકલા હતા, અને શું કરવું તેનું કાંઇ તેને સૂઝતું ન હોતું. **વિખરાટના** **કાસદે** દાટ વાળી નાખ્યો હતો, પણ તેને હજી આશા હતી કે ધીમે ધીમે તે લોકોને સમજાવીને એ દિવસ સુધી શાન્ત રાખશે. **મોરારપાલ** પર તેને પૂર્ણ વિશ્વાસ હતો, અને કાલે સાંઝે તે રાણીને શહેરમાં લેઇ આવે, એટલે પોતાની જોખમદારી પતે, એમ તેનું માનવું હતું. શેઠ બારોટની જીભ જાણતા હતા, અને તેથી તેને શાન્ત પાડવા પ્રયાસ કર્યો. પણ **શામળ** બારોટ એમ માને એમ ન હોતું.

“ ધીમો પડું ! ધીમો પડું ! બહુ વાર ધીમો પડી રહ્યો, અને તમારા જેવાનું ચાલવા દીધું. **શાન્તુ** મહેતા ! જે બાપે ચાર દિકરા સાથે **સોમનાથ** આગળ કેસરિયાં કર્યાં, તે બાપનો તું દિકરો, આજે **પાટણ**ને પાધર કરવા નિકળ્યો છે ? અને આ બધા શું જોઇ રહ્યા છે ? ક્યારની શી માથાકૂટ કરો છો ? **વનરાજ** દેવના **પાટણ**માં આવા કાયરો ! ”

આંધળા બારોટનો સંસ્કારી, ઘડપણથી તૂટેલો છતાં બુલંદ સાદનો ધ્વનિ થઇ રહ્યો. **શામળ** બારોટની ખ્યાતિ આખું **પાટણ** જાણતું; તેનાં ગુણ કીર્તન સ્ત્રીઓની ગરબીમાં પણ ગવાતાં; છતાં ઘણા થોડાએ એને નજરે જોયો હતો,

એટલે બધા ચકિત થઇ જોઇ રહ્યા. પહેલાં બારોટે ડોકું ધુણાવી, અડધું કવિત અને અડધું ગદ્ય બોલવા માંડ્યું; મ્હોંડામાંથી થૂંક ઉડતું. પણ બે ત્રણ વાક્યો પછી તો મરતો યોદ્ધો અતુલ પરાક્રમ દાખવે, તેમ તે વૃદ્ધનો અવાજ પ્રભાવશાળી થતો ગયો, તેમાંથી થડથડાટ જતો રહ્યો, વાંકું વળેલું શરીર ટટ્ટાર થયું, નિસ્તેજ થયેલી આંખોમાં વિચિત્ર તેજ આવ્યું. જે શબ્દોએ પ્રતાપી ભીમદેવનું જીવન પ્રેર્યું હતું, તે શબ્દો ફરી ગાજ્યા, સચોટ થયા, અને વીરતાનો દાવાનળ ચેતાવવા મંડ્યા.

"બારોટજી!" ત્રિભુવને ડોસાને શાન્ત પાડવાને વિચારે કહ્યું; પણ શામળનો જુસ્સો હવે ઉકળ્યો, તે શાન્ત પડે એમ હતું જ નહિ.

"બાપુ! બાપુ! મારા સોલંકી!" ડોસાએ કહેવા માંડ્યું, "આ શું દિવસ આવ્યો છે? ક્યાં છે મારા પ્રભાવશાળી પટ્ટણીઓ? ક્યાં છે મારા શૂરવીર સોલંકીઓ? બાપુ! આ દિવસ દેખી મારો જીવ બળી જાય છે. મેં તો પાટણમાં શૌર્યની સીમાઓ જોઇ છે, મેં ટેક ખાતર પિતાઓને વીસ વીસ પુત્રોની રણયજ્ઞમાં આહુતિ આપતા જોયા છે, ગૂજરાતના ગૌરવ કાજે કાચી કેળ જેવા બાળકોને કેસરિયાં કરતા જોયા છે, પ્રેમઘેલા પ્રણયીઓને યુદ્ધમાં મોકલવા સતીઓને જીવતા ધણીએ અગ્નિમાં પ્રવેશતી જોઇ છે. હું ભીમ અને વિમલની પડખે ઘૂમ્યો છું, દોઢ દોઢ મહિના આ કોટની પાછળ રહી અફઘાનો હંફાવ્યા છે, દેવદાનવ સરખા યુદ્ધમાં સોમનાથની સહાયથી

શત્રુઓ સંહાર્યા છે, **પાટણ**ને માટે પ્રાણ અર્પતા કેસરી સમા નરોના વિજયઘોષે **ગીઝ**નીની અનાથ **યવન**સુન્દરીઓ ત્રાસતી સાંભળી છે.” ડોસા શ્વાસ લેવા જરા થોભ્યા; સાંભળનારાઓ ચિત્રવત્ ઉભા રહ્યા.

“બાપુ! બાપુ!” દયામણે અવાજે **ત્રિ**ભુવન તરફ ફરતાં તેણે કહ્યું, “તે વખત વહ્યો ગયો! **પાટણ** હવે પડ્યું; વેચાય છે. તેમાં આજે કોઇ નર નથી, નારીઓ છે; **ચન્દ્ર**પુરની **મી**નળકુંવરીનું દાસત્વ સ્વીકારેલી દાસીઓ છે. બાપુ! હું અંધ છું, અપંગ છું; પણ ગઢને ખૂણે બેઠો બેઠો બધું સાંભળું છું. દિકરીઓ આપી **માલ**વરાજની મહેરબાની મેળવાય છે! ગુર્જરતિલક **મં**ડલેશ્વરને મારી હાંકવાની યોજનાઓ થાય છે! **મું**જાલ મહેતાને કહાડી આ **શાન્તુ**શેઠ મઝાહ કરે છે, અને **ચન્દ્રા**વતીના જતિડા અહીંઆં કારભાર કરે! બાપા! એટલે અટક્યું નથી. **પાટણ**નો પ્રતાપ હવે તો છેક ઝાંખ્યો છે. પરદેશીઓનાં દળો પાધરે પડ્યાં છે; આ કોટો કાલે સ્હવારે મેદાન થશે; અને ભૂમંડલમાં મહારથી કહેવાતા **પટ્ટ**ણીઓ બાયલા; ભયવ્યાકુળા બની, **ચન્દ્રા**વતીની શેરીઓમાં ભીખ માગશે, કકડો રોટલો ખાઇ દાસ બની રહેશે. **સો**મનાથ! **શમ્ભો**! **દીન**-દયાળ! આંખો લીધી; તો શા માટે મને આખો નહિ લીધો? ક્યાં ગયો મારો **ભીમ**, મારો **વિ**મલ, મારો **ક્ષે**મરાજ? જેમનાં શબ્દો હૃદયો દારતાં, જેમનાં ખડ્ગો દળસહસ્ર સંહારતાં, જેમની વીરતાનું ગાન કરતો હું મારૂં રંક જીવન વીતાડતો તે? કોઇનું હૈયું ઉછળે છે? કોઇ

**પાટણ**ને માટે જીવ આપવા તૈયાર છે? ના, ના, ના," જોરથી ડોકું હલાવતાં બારોટે કહ્યું.

તેની અંધ આંખોમાંથી આંસુની ધારા નિકળી, આખી સભાની આંખો ભીની થઇ રહી. બારોટે આગળ ચલાવ્યું: "ના, ના, ના. અહીંઆં તો એકે નથી મર્દ, નથી સતીનો સ્વામી, નથી સતીનો જાયો. **પાટણ**માં પરગામની ધજા ફરકશે. વિમલ મંત્રીનું ગામડું અહીંઆં રાજ કરશે, મન્દિરોના ઘૂમટોની હરરાજી બોલાશે, બ્રાહ્મણો ગદ્ધાવહીતરૂં કરી જતિઓના પગ ચાંપશે. મારા મહારાજ! મારે એ નથી જોવું. હું જૂનો છું, વૃદ્ધ છું, મને મરવા દો. **પાટણ**માં પરગામી આવે, તે જોવા કરતાં મરવું ભલું. મને મારો, પણ તમારાં ધારરહિત રમકડાંથી નહિ; મારા **ભીમ**ની પ્રચણ્ડ ગદાથી, તેની લોહીતરશી સમશેરથી મને મારો. કાયરોમાં હું કામનો નથી. શું કરૂં આજે, કે હું અપંગ છું; નહિ તો કાયરમાત્રને યમપુરી પહોંચાડત, નહિ તો જોત કે બાયલા થઇ બેસી રહેવાની કોણ સલાહ આપે છે, નહિ તો જોત કે, એક કાંગરો ઉભો છતાં, એક વીર જીવતાં છતાં, પરગામી કેમ અન્દર આવે છે? આવી વખતે શાન્તિ! ના, અત્યારે તો એક જ શબ્દ ઉચ્ચારવો જોઇએ, એક જ મંત્રનો જાપ જપવો જોઇએ; તે મંત્રના જ ઉચ્ચારણે વિભુ **ભીડભંજન** આરાધવો જોઇએ."

બારોટના શબ્દોનો પ્રવાહ પળમાં ધીમે ધીમે વહેતો, પળમાં ત્વરાથી સરતો, પળમાં ઘનગર્જના જેવો ગમ્ભીર લાગતો. સાંભળનારા બધા એક ચિત્તે ઉભા. તેમનામાં

શ્વાસ લેવાનું સ્વાસ્થ્ય ન હોતું; તેમનાં હૃદયો આ પ્રવાહના તરંગો પર ઉછળતાં આગળ વધ્યાં; બારોટની મરજી પ્રમાણે રડ્યાં, ગુસ્સે થયાં, નિરાશ થયાં, અને આખરે બીજું બધું ભૂલી કયા શબ્દથી ભીડ ભાગે, તે જાણવા તલસી રહ્યાં. સંસ્કારી વક્તાની છટાથી બારોટ થોડી વાર અટક્યા, બધાની ઉત્કણ્ઠા પળવાર આતુરતાના શિખરે જઇ અટકી. બારોટે બુલંદ અવાજે તે જવાબ આપ્યો, "**જય સોમનાથ!**"

એક પળ ગમ્ભીર, સ્મશાનસમી શાન્તિ રહી; બીજી જ પળે ત્યાં ઉભેલા બધાઓએ, બહાર ઉભેલી ઠઠે, તે શબ્દ ઉંચકી લીધો. "જય **સોમનાથ!**"ની ભયંકર ઘોષણા ગાજી રહી; ઉત્સાહના આવેશમાં **ત્રિભુવને** તથા **ખેંગારે** પોતાની તરવારો ખેંચી કહાડી; એક ક્ષણમાં, અગ્નિમાં આહુતિ આપતાં અનેક ભડકા ઉઠે તેમ, અનેક તરવારો બહાર નિકળી.

"**પાટણના** વીરો," **ત્રિભુવને** આગળ આવી કહ્યું, "બારોટજીએ આજે બીજી વખત **પાટણને** પડતાં બચાવ્યું છે. હવે રસ્તો એક જ છે. આપણે દરવાજા બંધ કરી લઢવાને માટે તૈયાર થવું જોઇએ. **ખેંગારસિંહજી**, આપ અનુભવી અને જૂના છો, માટે હવે એ કામ આપ જ પાર ઉતારો."

"પણ **શાન્તુશેઠનું** શું? તે કેમ બોલતા નથી?" વસ્તુપાલે મૂગા ઉભેલા દંડનાયક તરફ ફરીને કહ્યું. **શાન્તિચન્દ્ર** અત્યારે દયાને પાત્ર દેખાતા હતા; બધા તેના તરફ

તિરસ્કારથી જોતા હતા.

"શાન્તુશેઠને શું હોય?" ઉદાએ વચ્ચે માથું મારી કહ્યું, "એ હવે ઉંચા બેસે ને પ્રભુનું ભજન કરે."

વસ્તુપાલને કોષાધ્યક્ષ થવાની આકાંક્ષા મોટી હતી, પણ પોતાની જાતે કેવી રીતે કહી શકે? તેણે ઉદા તરફ આજીજીભરી નજર કરી, અને એક નજરમાં જેટલું સૂચવાય એટલું સૂચવ્યું અને બોલ્યા, "પણ ઉદા, કોષ કોણ સાચવશે? હાલ એ ઘણી જરૂરની વસ્તુ છે."

ઉદો એમ હાથમાં આવેલી બાજી જવા દે એમ ન હતો. તે ત્રિભુવન તરફ ફર્યો. "મહારાજ, મારું માનો તો આવે વખતે કોઇ કોષાધ્યક્ષ નિમવો કામનો નથી. ઘડી પછી શું થાય અને શું નહિ? એના કરતાં કોષે મારો તાળાં ને ઉપર મૂકો પહેરા કે, કાંઇ પંચાત જ નહિ."

"પણ પૈસા વગર–" ખેંગાર બોલવા જતો હતો.

"પૈસા પૈસા શું કરો છો?" ઉદાએ કહ્યું, "જાઓ, જ્યાં સુધી આ તોફાન ચાલે ત્યાં સુધી મારી પાસેથી પૈસા આપીશ. પછી કાંઇ છે?"

બધા શેઠો જોઇ રહ્યા; આ મારવાડીની શું અક્કલ ગઇ હતી? બધા રાજપૂતોને એ વાત ગમી. કારણ કે બધા કરતાં ઉદાની ઉદારતા વધારે હતી, તે તેઓ જાણતા હતા.

પણ વધારે કાંઇ થાય, તે પહેલાં શામળ બારોટ ભૂસ દઇને ભોંય પર પડી ગયા. બોલી રહ્યા પછી, તે ડોકું છાતી પર નાખી ઉભા ઉભા હાલ્યાં કરતા હતા. તેનો જુસ્સો પૂરો થતાં તેની અશક્તિ અને ઘડપણ પાછાં દોડી

આવ્યાં હતાં, અને જીવનનો દીપ ઝંખવાતો ચાલ્યો હતો. કોઇ તેના તરફ ધ્યાન આપતું ન હોતું. તે ભોંય પર પડ્યા, એટલે બધા તેના તરફ ફર્યા. લીલા વૈદે ભોંય પર બેસી તેની નાડ હાથમાં લીધી, અને તે બોલ્યો, "શિવ! શિવ! શિવ!"

આખી સભા શોકમાં ગરક થઇ ગઇ. જે બારોટે જૂની વીરતા સજીવન કરી, ખરા જીવનની જ્યોતિ પ્રકટાવી હતી, તે સ્વર્ગે સંચર્યો હતો. યવનને હંફાવનાર, પટ્ટણીઓનો ગુણ ગાનારો તેમના નાહિંમત પુત્રોને પૂર્વજોનો સન્દેશો સોંપી ચાલ્યો ગયો. શામળે બે વખત પાટણ બચાવ્યું હતું: ભીમની પડખે લડતાં પોતાના બાહુબળથી; તેના પ્રપૌત્રની પાસે રહી પોતાના શબ્દબળથી.

( પાટણની પ્રભુતા ) કનૈયાલાલ માણેકલાલ મુનશી

---

## ૩૭—સાહિત્ય એ જ ઇતિહાસ

પ્રજાનું સાહિત્ય એટલે એ પ્રજાનો પુરુષાર્થ, એ પ્રજાની વીરતાનો પુરાણુ છતાં દિન દિન નવા નવા વિજય ઉડાવતો ધ્વજસ્થંભ, એ પ્રજાનાં સતત સ્ફૂર્તિભર્યાં વિજય-ગીતોમાં નવી નવી ચેતના પૂરતો અને ફૂંકતો શંખનાદ. કોઇ પણ પ્રજાનો પુરુષાર્થ નષ્ટ કરવો હોય તો તેના સાહિત્યનો નાશ આવશ્યક છે; એ ક્રૂર મર્મ માનવજાતિને જૂના કાળથી જાણીતો છે. પૂર્વકાળમાં યુનાની સિકન્દરે

જ્યારે તે વેળાનું મહાબળી ઇરાન જીત્યું ત્યારે તેની મુખ્ય પુસ્તકશાળાને બાળી નાખી હતી. આ પુરાણા સાહિત્યનો નાશ તે પછીની ઇરાનની વેદકાળજૂની પ્રજાની ઉત્તરોત્તર અધોગતિ પામેલી દશાનું મુખ્ય કારણ થઇ પડયો હતો. ઉત્તર કાળમાં ઇંગ્લેન્ડે આયર્લેન્ડ જીત્યું; અને ત્યાં પણ આયર્લેન્ડના સાહિત્ય પર પડદો ઢાળવા તેના પ્રજાસાહિત્યને ખોળંબે નાખીને નિશાળોથી માંડી તમામ લોકવહેવાર અને રાજ્યવહેવારમાં અંગ્રેજી ભાષાની સ્થાપના કીધી, અને તેનો જ પ્રચાર સારા દેશમાં કરાવ્યો. બહુ લાંબા કાળસુધી આયર્લેન્ડની પ્રજાનો આત્મા એમાં કચરાયા કીધો, અને આખરે આજથી ત્રીસેક વર્ષ ઉપર ત્યાંના વિચારકો, કવિઓ અને રસવેત્તાઓએ પાછો પોતાની પુરાણી ભાષાનો અને તેના ખૂણે ખોચરે રાખેલા સાહિત્યનો ઉદ્ધાર કરવાનો ખંતથી પ્રયાસ કર્યો, તથા એ પ્રયાસ કરતાં પ્રજાની નાડીઓમાં પાછું કેવું નવચેતન અને નવજીવન આવ્યું અને પોતાની વહાલી સ્વતંત્રતા કેટલા મહાભોગ આપીને પણ પાછી મેળવી, એ તો આપણી નજર આગળ બનેલો આજનો ઇતિહાસ છે.

આપણા આ પુરાણ ભારત દેશનો આ છેલ્લાં દોઢસો વર્ષનો પણ એવો જ કાંઇ ઇતિહાસ આપણે જોઇએ છીએ. આપણી કથાઓ અને આખ્યાનોના ગામે ગામે અને શેરીએ શેરીએ થતા મેળાવડાઓ આછા આછા નહિ જેવા થતા ગયા, આપણા ધર્મગ્રંથોને પણ પાશ્ચાત્ય ફિલસુફીની કસોટીએ ચઢવું પડયું, આપણા ઇતિહાસને પણ પરબુદ્ધિએ

જાણી જોઇને આપેલી વિરૂપતા આપણે ખરી માની તેવો જ વિરૂપ માનતાં થયાં, આપણા અખાડાઓ, આપણાં તાલીમખાનાં, આપણી યુદ્ધવિદ્યા, આપણા સ્વયંવરો, આદિ મર્દાનગીનાં સાહિત્ય ગુમ થયાં, આપણા ગરબાઓની હૈયા હલાવતી હીંચ તથા આપણા રાસડાઓની તાલભર છલંગો ભૂલાતી અને નિર્માલ્ય થતી ગઇ, આપણું કંઠસ્થ સાહિત્ય, આપણી અનુભવરસિક લોકકથા, આપણાં ગૃહ-ભાવકૂંળાં લોકગીત, આપણી લલિતકળાઓ, વગેરે સર્વ ધીરે ધીરે અદૃશ્ય થતું ચાલ્યું, આપણે સ્વજનમય મટી પરજનમય બન્યાં, એ સર્વ આપણી ભાષાને અને આપણા સાહિત્યને ખૂણે બેસાડી પરભાષા અને પરસાહિત્યને ઝોલે ચઢાવવાનાં પરિણામો છે. આપણા લોહીમાં આપણી પોતાની સંસ્કૃતિનાં રાતાં કણો બહુ કમી થઇ ગયાં છે. અને તે સાટે આપણી રગોમાં પરભાષાના સાહિત્યની મોહનીભર પીચકારી મારી આપણે આપણા પોતાના આત્મા અને હૃદયની શક્તિ તથા પ્રભુતા ભૂલી બેઠાં છીએ.

આપણી પ્રજા તરીકેની અધોગતિ આપણા સાહિત્યની અધોગતિનું જ પરિણામ છે. આ સત્ય ભલે અપ્રિય હોય, ભલે કડવું હોય, પણ સત્ય આપણે તેના સ્પષ્ટ રૂપમાં જોવું જ પડશે. સત્યનું શુદ્ધ સ્વરૂપ જોવા જ આપણે અશક્ત હોઇએ, તો સત્યને શુદ્ધ રીતે આપણે કેમ દર્શાવી કે દેખાડી શકીશું ? સત્ય જેવી ભવ્યતા કોઇ નથી, સત્ય જેવી પ્રબળતા કોઇ નથી, સત્ય જેવી નવીનતાયે કોઇ નથી. એ સત્યને પ્રત્યક્ષ કરીશું ત્યાંથી જ આપણી આ અમાસ પાછી

ગઇ કાલની ગણાશે, અને આપણી પ્રજા તરીકેની ચઢતી કળા તે જ પળથી વધવા માંડશે. આપણી ગંગા અને યમુના, આપણી સિન્ધુ અને સાબરમતી, આપણી તાપી અને નર્મદા, એ સર્વ પવિત્ર નદીઓની રેલ હાલ ખારા સમુદ્ર-માં ઢોળાઇ અકારત જાય છે. તેના સભર પ્રવાહોને પાછા આપણાં સરોવરમાં વાળો, તેનાં પુણ્યોદકમાં આપણા આત્મા અને હૃદયને અંઘોર કરાવો, અને તેની વહી જતી શક્તિ-ઓને આપણા જીવનમાં જ એક વાર પાછી સમાવો. આપણા વિદ્વાનો અને પંડિતો જ્ઞાનનાં પોટલાં નહિ પણ પ્રજ્ઞાના પ્રભાકર થાય, આપણા કવિઓ ઘરના ભારવટીઆ પર માળો બાંધી ચીં ચીં કરતી ચકલીઓ નહિ પણ આકાશ વિંધતા ગરૂડ બને, આપણા ગવૈયાઓ અને સંગીત-શાસ્ત્રીઓ ગ્રામોફોનની ચૂડીઓ નહિ પણ નંદવનની પ્રાણભર મોરલી બને, આપણા ધર્મશાસ્ત્રીઓ મન્દિરોની પૂજા પાતરી નહિ પણ મન્દિરોના દેવોની આકાશવાણી થાય, આપણા કળાધરો ભીંતના રંગો કે પત્થરની હથોડી નહિ પણ સૌન્દર્યના સરોવરમાં નીરક્ષીરને જૂદાં પાડતાં રાજહંસ બને કે તાજ મહેલના જેવા ભાવનાપૂર્ણ મિનારા થાય, આપણા વેપારીઓ દલાલ અને દુભાસીઆ નહિ પણ નરસિંહ મહેતાની કુંવરબાઇનું મામેરૂં કરતા દામોદર દોશી બને, આપણા વિદ્યાર્થીઓ વિદ્યાપીઠના બાંકડા નહિ પણ સરસ્વ-તીના રસભુવનના ડોલતા મોરલાઓ થાય, આપણી મહિલાઓ ઘરનાં વાસણો કે રમવાની પૂતળીઓ નહિ પણ રસની રાણીઓ અને ગૃહમન્દિરની ચેતનવન્તી દેવીઓ

બને,—અરે, આપણે પોતે જીવનનાં ગાડાં નહિ પણ પુરુષાર્થ-ના ગાણ્ડિવટંકાર કરતું આપણા સાહિત્યનું પ્રબળ રણશિંગડું બનીએ, તો જ આ સાહિત્યમાં પાછું નવજીવન ફૂંકી શકાશે અને એના નવજીવન સાથે આપણી શુકલ કળાનો ચન્દ્રકુમ્ભ દિનપરદિન અમૃતથી વધુ વધુ ભરાતો જતાં આપણું પ્રજા તરીકેનું જીવન પાછું પ્રફુલ્લ બનશે, અને ત્યારે જ—અરે ત્યારે જ આપણે આંગણે આછા મોતીના ચોક પૂરાશે, આપણે કપાળે લક્ષ્મીજી રોજ પોતાને હાથે ચાંલ્લો કરશે, અને વીણાધારી સરસ્વતીનાં ગાન આપણા જીવનમાં સતત પ્રભુતા અને ઉલ્લાસ ભરશે. એ પ્રભુતા અને ઉલ્લાસ આ દેશમાં જલદી લાવવા મહા કૃપાળુ કિરતાર શક્તિ અને પ્રેરણા આપો ! આમીન !

( સાતમી ગુજરાતી સાહિત્ય
પરિષદનાં ભાષણો ) અરદેશર ફરામજી ખબરદાર

---

# ૩૮—શંકરાચાર્ય

શ્રી શંકરાચાર્ય કેરલ દેશમાં એક બ્રાહ્મણ માતાને પેટે જન્મ્યા હતા. એમના પિતા એમના નાનપણમાં જ ગત થઇ ગયેલા હોવાથી, એમને ઉછેરીને મોટા કરવાનું કામ એમની માતાને શિર પડ્યું હતું. માતાએ એમને પૂર્ણ સ્નેહથી ઉછેરી, પાંચમે વર્ષે એમને સગાંવહાલાંની મદદથી જનોઇ દીધું. શંકરે બ્રહ્મચર્ય ધારણ કર્યું, અને સકળ

શાસ્ત્રમાં પારંગત થયા. સમય થતાં માતા એમને સંસારમાં —ગૃહસ્થાશ્રમમાં—જોડવાનો વિચાર કરતાં હતાં, ત્યાં શંકરે એક દિવસ માતા પાસે હાથ જોડી સંન્યાસ ગ્રહણ કરવાની રજા માગી.

માતાના કોમળ હૃદયને આથી ઘણું દુઃખ થયું. પછી એમ કહેવાય છે કે એક વાર શંકર નદીએ નહાવા ગયા હતા ત્યાં મગરે એમનો પગ પકડ્યો. શંકરે ચીસ પાડી તે સાંભળી માતા દોડી આવ્યાં. એમને શંકરે કહ્યું કે "માતા, તમે મને સંન્યાસ લેવાની રજા આપો તો આ મગર મને છોડે." આથી માતાએ તેમ કરવા કબૂલ્યું, અને મગરે શંકરનો પગ છોડ્યો. આ કથાનું તાત્પર્ય એવું જણાય છે કે શંકરે પોતાની માતાને સમજણ પાડી કે આ સંસારરૂપી નદીમાં મોહરૂપી મગર માણસને પકડે છે, અને એના મુખમાંથી છૂટવાનો ઉપાય સંન્યાસ સિવાય બીજો નથી. આ સમજણ પડવાથી માતાએ એમને સંન્યાસ ગ્રહણ કરવાની રજા આપી.

શંકરે વૃદ્ધ માતાને દૂર નહાવા જવાની તસ્દી ન પડે તે સારૂ ઘરમાં કૃષ્ણની મૂર્તિ હતી તે નદીકિનારે લાવીને સ્થાપી, સગાંવહાલાંને માની સુપરત કરી, અને કહ્યું કે "હે મા, જ્યારે તું સંભારીશ ત્યારે હું તારી સમક્ષ આવીને ઉભો રહીશ." પછી શંકરાચાર્યે નર્મદા નદીને કાંઠે જઇ ગોવિન્દપાદાચાર્ય પાસે સંન્યાસ લીધો, અને એમની પાસેથી વેદાન્ત સાથે યોગનું પણ ઘણું જ્ઞાન મેળવ્યું. એમ કહેવાય છે કે એ પ્રયાગ ગયા ત્યાં કુમારિલ

ભટ્ટે અગ્નિ સળગાવી એમાં પોતાનો દેહ હોમ્યો હતો. અર્ધો અગ્નિ એમને શરીરે ફરી વળ્યો હતો ત્યાં શંકરે એમને જ્ઞાનનો ઉપદેશ કર્યો, તે સાંભળીને કુમારિલ ભટ્ટે કહ્યું, "યતિરાજ, મેં નાસ્તિક મતનું ખંડન કરીને વૈદિક કર્મમાર્ગ પ્રવર્તાવ્યો છે, તમે જ્ઞાનમાર્ગ પ્રવર્તાવો. અને તે માટે મંડનમિશ્ર નામનો એક મારો શિષ્ય છે એની પાસે જઇ એના ઉપર જય મેળવો."

શંકરાચાર્ય મંડનમિશ્રને ગામ ગયા. ગામને ગાંદરે પનીયારીઓને મંડનમિશ્રનું ઘર પૂછ્યું. તેમણે નિશાની બતાવી કે "જે ઘરને બારણે મેનાપોપટ વેદ ઉચ્ચારી રહ્યાં હોય તથા શાસ્ત્રના વાદવિવાદ કરી રહ્યાં હોય એ ઘર મંડનમિશ્રનું જાણજો." શંકરે મંડનમિશ્રનું ઘર એ એંધાણી પરથી શોધી કાઢ્યું. મંડનમિશ્ર શ્રાદ્ધ કરતા હતા તે સંન્યાસીને જોઇને બહુ ગુસ્સે થયા. કારણ કે શ્રાદ્ધમાં સંન્યાસી આવે તે નિષિદ્ધ ગણાય છે. પછી મંડનમિશ્રનો અને શંકર ભગવાનનો મીમાંસા અને વેદાન્તના સિદ્ધાન્ત સમ્બન્ધી વિવાદ ચાલ્યો. તેમાં મંડનમિશ્રનાં પત્ની સરસ્વતી મધ્યસ્થ થયાં. એ એનો વિવાદ સાંભળી છેવટે સરસ્વતીએ શંકરાચાર્યનો જય થયો એમ જણાવ્યું. અને પ્રથમના કરાર મુજબ મંડનમિશ્ર સંન્યાસી થયા. ત્યાર બાદ શંકરાચાર્યે આખા હિન્દુસ્થાનમાં ફરી પ્રાચીન ઉપનિષદોનો અદ્વૈતવાદ અને જ્ઞાનવાદ પ્રવર્તાવ્યો અને એના રક્ષણ માટે ચાર ખૂણે ચાર મઠો સ્થાપી તે ઉપર પોતાના ચાર મુખ્ય શિષ્યોની યોજના કરી.

આ સર્વ સમયમાં શંકરાચાર્ય એમની માતાને ભૂલી ગયા ન હતા. એ સ્નેહાળ પુત્ર માતાના અવસાન સમયે એની પાસે જઇ પહોંચ્યા, અને સગાં વહાલાં એને બાળવાને પણ ન આવ્યાં તેથી જરા પણ ન ગભરાતાં શંકરાચાર્યે એની સઘળી ઉત્તરક્રિયા (સંન્યાસીને ક્રિયાનો નિષેધ છતાં) પોતે જાતે કરી, અને શાસ્ત્રના વિધિનિષેધ કરતાં માતાપુત્રનો સ્નેહ અધિક છે એ મહાન્ સત્ય જગતને દેખાડયું.

શંકરાચાર્યના હિન્દુસ્થાન ઉપર બે મોટા ઉપકાર છે: એક તો એમના સમયમાં હિન્દુસ્થાનમાં અસંખ્ય નાના મોટા દેવોની વિવિધ જાતની પૂજા, એને લગતા અસંખ્ય ધાર્મિક વહેમો અને કેટલીક વાર દુરાચારો, પ્રવર્તતા હતા –તેનું એમણે ખંડન કર્યું. એ ખંડનને અંગે એમણે બતાવ્યું કે શિવ અને વિષ્ણુ એક જ પરમાત્માનાં આનન્દ અને વ્યાપકતા સૂચવનારાં માત્ર જૂદાં જૂદાં નામો છે, અને દેવી તે એ પરમાત્માની જગન્માતા માયાશક્તિ છે. બીજું–શંકરાચાર્યે જીવમાત્રનું પરમાત્મામાં અદ્વૈત સાધીને આગળ ઉપર થનારા જ્ઞાનપ્રધાન સન્તધર્મ (ઉદા૦ કબીર વગેરે)નું બીજ રોપ્યું. આ સમ્બન્ધમાં એક આખ્યાયિકા એવી છે કે એક વાર શંકરાચાર્ય એમના શિષ્યોને લેઇ કાશીમાં ગંગાએ નહાવા જતા હતા, ત્યાં રસ્તામાં એમને એક ઢેડ આડો આવ્યો. તેને શંકરાચાર્યે કહ્યું, 'ખસ.' ત્યારે ઢેડે એમને ઉપદેશ દીધો, "હે મહારાજ, હું બ્રાહ્મણ અને તું ઢેડ એવી મિથ્યા બુદ્ધિ આપને શોભે ? શરીર માત્રમાં રહેતા પરમાત્મા એ જ

મારૂં, તમારૂં અને સર્વનું ખરૂં સ્વરૂપ છે એ કેમ ભૂલી જાઓ છો ?" શંકરાચાર્યને આ સાંભળી એકદમ પોતાના સ્વરૂપનું ભાન આવ્યું, અને આવું અભેદજ્ઞાન જેણે પ્રાપ્ત કર્યું છે તે બ્રાહ્મણ હો કે ઢેડ હો—જે હો તે હો—પણ એ વન્દનીય જ છે એમ એમણે જાહેર કર્યું. આ આગળ ઉપર થનારા સન્તધર્મનું બીજ.

શંકરાચાર્યે સોળમા વર્ષથી સંન્યાસ ગ્રહણ કરી સોળ વર્ષ ઉપનિષદ્ધર્મનો ઉપદેશ કર્યો. એ દરમિયાન એમણે, કન્યાકુમારીથી બદરિકાશ્રમ અને કાશ્મીર સુધી અને દ્વારકાથી જગન્નાથપુરી સુધી હિન્દુસ્થાનના સર્વ ભાગમાં પગે ચાલીને પુષ્કળ મુસાફરી કરી. રાજ્યોની અન્ધાધુધીના એ કાળમાં એમને રસ્તામાં કેવાં દુઃખો વેઠવાં પડ્યાં હશે એ આપણે સહજ કલ્પી શકીએ. શારીરિક શ્રમને પરિણામે, તેમજ વાદવિવાદ અને ઉપદેશને અંગે જે અથાગ શ્રમ ઉઠાવવો પડેલો તેને લીધે, બત્રીસ વર્ષની તરુણ વયે એમનો દેહ પડ્યો.

એમના મુખ્ય સિદ્ધાન્ત નીચે પ્રમાણે:—

(૧) કર્મ અને ભક્તિ થકી ચિત્ત શુદ્ધ થાય, પણ આ સંસારમાંથી મુક્તિ મેળવવાનું છેવટનું સાધન તો જ્ઞાન જ છે.

(૨) એ જ્ઞાન તે એવું કે—"બ્રહ્મ સત્ય છે, જગત્ મિથ્યા છે, અને જીવ તે (ખરૂં જોતાં) બ્રહ્મરૂપ જ છે."

(૩) એ જ્ઞાન બરાબર મેળવવા માટે સંન્યાસની જરૂર

છે. અને એ સંન્યાસ જે ઘડીએ ખરો વૈરાગ્ય ઉપજે તે ઘડીએ લેઇ શકાય. ગૃહસ્થાશ્રમ કરવાની જરૂર નથી.

( ધર્મ વર્ણન ) આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ

---

# ૩૯—વ્યક્તિપ્રયત્ન

ઘણી વાર એમ કહેવામાં આવે છે કે એક માણસથી શું થઇ શકે ? એકલે હાથે તો તાળી પણ પડી શકતી નથી. મોટાં કામ ઘણાના એકત્ર પયત્ન વગર થઇ શકતાં નથી. પણ એક રામે લંકા લીધી, તે આપણે જાણીએ છીએ. એક બુદ્ધે વિશાળ ધર્મની સ્થાપના કરી, એક શંકરે દિગ્વિજય કર્યો, એક સિકંદરે તે વખતની જાણીતી દુનિયાં જેર કરી, અને એક બોનાપાર્ટે આખા યુરોપને ધ્રુજાવી મૂક્યું હતું ! દૃઢ મનનો, હિમ્મતવાન્, બુદ્ધિશાળી અને જુસ્સાવાળો માણસ શું કરી નથી શકતો ? કાળા માથાનું માનવી ધારે તે કરી શકે છે, માટે એકલાથી કંઇ થાય નહિ, એમ માની બેસી રહેવું યોગ્ય નથી.

હરેક કામની શરૂઆત એકલાથી થાય છે. દરેક માણસ બીજાઓની રાહ જુએ, તો કોઇ કામ આરંભી ન શકાય. રણમાં પણ પ્રથમ સરદારને એકલાને ધસારો કરવો પડે છે, અને તે પછી તેની પાછળ તેનું લશ્કર તૂટી પડે છે. હરેક માણસ સરદાર બની શકતું નથી, અને તેથી મહત્ કામની

આગેવાની કરી શકતું નથી, એ વાત ખરી; તથાપિ દરેક માણસ યથાશક્તિ કામ ઉઠાવી શકે છે. દેશકલ્યાણનું કામ પોતાથી બને તેટલું કરવું, એમ જો દરેક વ્યક્તિ ધારે, અને તે પ્રમાણે કામ આદરે, તો શું થઇ ન શકે?

ઘણી વાર એમ કહેવામાં આવે છે કે હજી સમય આવ્યો નથી. કાળે કરીને સૌ આપોઆપ થશે. પરન્તુ સમય આવ્યો નથી, એટલે શું? સમય શી ચીજ છે, અને તે પોતે શું કરી શકે છે? સમયને માણસ લાવે છે, એ ધ્યાનમાં રાખવું. સુધરેલા કે બગડેલા સમય-યુગનું મૂળ મનુષ્યનાં કૃત્ય છે. માણસ ધારે તો બગડેલો સમય સુધારી શકે છે, અને તેની નિષ્કાળજીથી કે અયોગ્ય વર્તણુકથી સુધરેલા કાળમાં કળિયુગ વ્યાપે છે,

કોઇ એમ કહે છે કે ભાઇ, સંસાર સુધારાનાં કામ તો સંસાર જ કરી શકે. નાત જાતના સમર્થ લોકો જે ધારે તે કરી શકે; પણ કોઇ એકલો કંઇ કરવા બેસે તો તેને ફજેત થવાનો, દંડાવાનો કે નાત બહાર થવાનો સમય આવે; અને તેમ છતાં પણ કોઇ તેનું અનુકરણ ન કરે, તેથી ધારેલો સુધારો દાખલ પણ થઇ ન શકે. આ વાત કેટલેક દરજ્જે ખરી છે, અને તેથી જ ઘણા લોકો મૂગા બેસી રહે છે કે સુધારાવાળા પાછા પડે છે, અથવા પોતાની ધારણા બર લાવી શકતા નથી. તથાપિ નાત જાતના સમર્થ લોકોને પણ કોઇ વ્યક્તિ સમજાવનાર કે તૈયાર કરનાર મળે ત્યારે જ તે કંઇ કામ લેઇ બેસશે. નાત વ્યક્તિઓથી થઇ છે; માટે વ્યક્તિવાર બળ જ્યાં સુધી વધે નહિ ત્યાં સુધી નાતનું

બળ વધવાનું નહિ. વ્યક્તિઓ જ્યાં સુધી સુધરે નહિ, ત્યાં સુધી નાત સુધરવાની નથી.

હરેક સુધારકને સર્વ યુગમાં ને સર્વ દેશમાં કંઇ ને કંઇ સહેવું પડે છે. જોખમ વગર ભારે કામ થઇ શકતાં નથી. દહીંમાં અને દૂધમાં પગ રાખવાનું હમ્મેશ બનતું નથી. સૌને રાજી રાખીને કામ કાઢી લેવાનું ક્વચિત જ બને છે. પગમાં કુહાડો માર્યા વગર પરાક્રમ થતું નથી. માટે સુધારો કરવાની ધારણા રાખનારા દેશહિતેચ્છુએ કંઇ પણ જોખમ માથે લેવું ઘટે છે. અલબત, જેથી સુધારો સિદ્ધિએ ન જાય, તેવું પગલું એકાએક ભરવાની જરૂર નથી; પરન્તુ ઘણાં કાર્યો એવાં છે કે જેથી હમ્મેશને માટે નાત બહાર થવાની ધાસ્તી નથી કે તેનું અનુકરણ બીજા ન કરે એમ બનવાનું નથી. લોકો નિન્દાને લેખામાં ન લે તોયે ઘણાં કામ થઇ શકે.

સુધારાના વિચાર લોકોમાં પ્રસારવા એ સુધારાનું પહેલું પગથિયું છે, અને તે દરેક કેળવાએલી વ્યક્તિ વિના હરકતે કરી શકે એમ છે; પરન્તુ હાલના કેળવાએલામાંથી આટલું કાર્ય પણ કેટલા થોડા કરે છે? જાણે સંસારની ને દેશની કંઇ ગરજ ન હોય, એમ ઘણાક તો બેપરવા રહે છે. કેટલાક તો સુધારકોની નિન્દા કરવામાં વડાઇ સમજે છે. પોતે કંઇ કરવું નહિ, અને બીજાની નિન્દા કરવી, એ ડહાપણનું કામ નથી. દેશ સુધારાની ગમ્ભીર ફરજ દરેક કેળવાએલી વ્યક્તિને અદા કરવાની છે, પછી તે ગમે તે માર્ગે અને પોતાની શક્તિ પ્રમાણે ભલે અદા કરે.

( સંસાર સુધારો ) હરગોવિન્દદાસ દ્વારકાંદાસ કાંટાવાળા

# ૪૦—અરબસ્તાનના રણમાં

રેતીના રણમાં કોઇ કોઇ જગાએ પાણીનાં ઝરણ ફુટી નિકળે છે. આ પાણીને લીધે તેટલી જગામાં ઝાડપાન ઉગે છે. આવા ઝરણની આસપાસ જેટલી જમીનમાં લીલોતરી ઉગે છે તેટલો ભાગ બળતી રેતીના સમુદ્ર વચ્ચે જાણે દ્વીપ હોય તેવો લાગે છે. આપણે તેને રણદ્વીપ કહી શકીએ.

**અરબસ્તાન** દેશમાં **આરબ** લોકો મુખ્યત્વે આવા લીલોતરીવાળા ભાગમાં રહે છે. કેટલાક ત્યાં સ્થાયી રહેનારા હોય છે અને કેટલાક વેપાર માટે એક રણદ્વીપમાંથી બીજે રણદ્વીપ ભટકનારા હોય છે. તેઓ ઊંટ ઉપર માલ લાદીને લેઇ જાય છે. રણમાં ઊંટ બહુ ઉપયોગી છે. તે ખોરાક તથા પાણી વિના દિવસોના દિવસો ચલાવી શકે છે. તેના પગના પંજા પહોળા અને નીચે ગાદીવાળા હોવાથી તેને રણમાં ચાલવાનું બહુ ફાવે છે. ઘણા વેપારીઓ એકઠા મળીને પોતાનાં ઊંટો સાથે મુસાફરી કરે છે. આ સમુહને કાફલો અથવા વણઝાર કહે છે.

એક દિવસ કોઇ વણઝારમાંનો એક **આરબ** મોડો ઉઠવાથી પોતાની વણઝારથી વિખુટો પડી ગયો. જાગ્યો ત્યારે જોયું કે પોતાની વણઝાર ઉપડી ગઇ હતી. કેટલાય ગાઉ આગળ નિકળી ગઇ હશે.

પણ પેલા **આરબે** ધાર્યું કે હું ઉતાવળો ચાલીશ તો એમને પકડી પાડીશ. એમ ધારીને તે નિકળ્યો. તેણે ચાલ્યાં જ કર્યું, પણ વણઝારનો તો કાંઇ પત્તો લાગ્યો નહિ. રણમાં

ચારે તરફ રેતી ને રેતી જ હોય એટલે રસ્તાની કાંઈ નિશાની રહેતી નથી, અને દિવસે તો દિશા પણ ચોક્કસ જાણી શકાતી નથી. આ આરબ કોઈ ખોટે રસ્તે ચઢી ગયો અને રણમાં ભૂલો પડ્યો. અંધારું થતાં સુધી ચાલ્યાં કર્યું. છેવટે થાકયોપાકયો રેતી ઉપર ઉંઘી ગયો.

સ્હવારે પાછું ચાલવા માંડ્યું, પણ ક્યાંય વણઝારનો પત્તો ન લાગ્યો. તેની પાસે ખાવાપીવાનું કશું સાધન ન હતું, આગલા દિવસનો તરસ્યો અને ભૂખ્યો હતો. ચલાયું ત્યાં સુધી ચાલ્યો; છેવટે તરસની પીડાથી તસ્મર ખાઈને પડ્યો. ફરી ઉઠવાની તાકાત તેનામાં રહી ન હતી.

ભાન આવ્યું અને ચોમેર જોવા લાગ્યો તો થોડેક છેટે રેતી ઉપર કાળું કાળું કાંઈક પડેલું જણાયું. ઉભા થઈ ચાલીને ત્યાં જવાની તો શક્તિ ન હતી, એટલે શરીર ઘસડતો ઘસડતો ત્યાં ગયો. જોયું તો ઊંટ ઉપરથી કોઈની પડી ગયેલી નાની કોથળી હતી.

આરબ બહુ હરખમાં આવી ગયો. તેણે ધાર્યું કે આ કોથળીમાં કાંઈક પણ ખાવાનું હશે. ધડકતે હૈયે અને ધ્રુજતે હાથે કોથળી તેણે ઉપાડી. હાય દશા! સોના અને હીરા મોતી એમાં તો ભરેલાં હતાં. બિચારો નીસાસો નાખી બોલ્યો, "મારૂં નસીબ જ ફુટેલું! તેમાં ખજુર કે એવું કાંઈક હોત તો મારી જીંદગી બચત. આને શું કરૂં?"

(પાઠસંચય) નરહરિ દ્વારકાંદાસ પરીખ

---

# ૪૧—ગૂજરાતની એકતા

પ્રગતિનું પહેલું લક્ષણ બુદ્ધિની મુક્તિ છે. આપણા દેશમાં ગયા જમાનામાં બુદ્ધિ શાસ્ત્રની, રૂઢિની અને રાજ્યદ્વારી સ્થિતિની દાસ થઇ રહી હતી. પ્રત્યેકને માટે સત્યની લ્હાણી તેના 'અધિકાર' પ્રમાણે કરવામાં આવી હતી. પણ તેથી વધારે સ્વતંત્ર વિચાર કરવાનો તેનો અધિકાર ન હતો. એટલે બુદ્ધિ નિશ્ચલ થઇ અને કટાઇ ગઇ હતી. આપણા દિલમાં આજે પ્રગતિની, ઉન્નતિની, ગૌરવની વાઞ્છનાઓ ઉછળવા લાગી છે. પણ હજુ જોઇએ તે પ્રમાણમાં બુદ્ધિનું દાસત્વ ગયું નથી. એક રીતે આપણે ઓલમાંથી ચૂલમાં ગયા છીએ. આપણાં શાસ્ત્રો અને રૂઢિનું દાસત્વ મૂક્યું છે તો યુરોપનાં શાસ્ત્રો, વિદ્યા, રૂઢિનાં દાસ થયાં છીએ. સ્વતંત્ર રીતે વિચાર અને આચાર કરવા બહુ જ ઓછા તત્પર છીએ. ઓછામાં પૂરૂં ગૂજરાતના ⅘ ભાગમાં નાનાં મોટાં દેશી રાજ્યો છે. ત્યાં એક પુરુષનું સમ્પૂર્ણ શાસન હોવાથી બુદ્ધિનું દાસત્વ પૂરેપૂરૂં છે. જે સ્થિતિ હોય છે તેમાં ન્યૂનતા જોઇ શકાતી નથી કે તેથી વધારે સારી કલ્પી શકાતી નથી. રાષ્ટ્ર નહિ, પણ શાસન કરનાર વ્યક્તિ જીવનનું કેન્દ્ર બને છે. તેથી સત્યના અન્વેષણ કરતાં તે વ્યક્તિને ખુશ રાખવાનું જ કર્તવ્ય પ્રાપ્ત થાય છે, તેને ઠગવા પોતાની જાતને ઠગવી પડે છે અને પ્રતારણામાંથી અનેક મળ બુદ્ધિ ઉપર ચઢે છે. બ્રિટિશ રાજ્યમાં જે સ્વતંત્રતા હતી તે હવે ઓછી થવા લાગી છે. જ્યાં જ્યાં

એ સ્વતંત્રતા પ્રકટ થવાના પ્રસંગો છે ત્યાં ત્યાં અંકુશો મૂકાતા જાય છે. સત્ય કથન કરતાં પ્રિય કથન માટે અંગ્રેજ અમલદારો વિશેષ આતુર છે. પ્રામાણિક મતભેદ અને સ્વતંત્ર વિચાર એમને રૂચતા નથી પરન્તુ એમના વિચારના દાસ થવાથી તેઓ પ્રસન્ન થઇ શકે છે. આ વસ્તુસ્થિતિ વધારે જામે તો આપણી બુદ્ધિની ખીલવણી બહુ જ ઓછી થશે.

આવા પ્રસંગોમાં સાહિત્યસેવકનું કર્તવ્ય વિકટ થાય છે તેમ વધારે આગ્રહ અને અભિનિવેશની અપેક્ષા રાખે છે. સાધ્યનું દર્શન પણ જેટલું સ્પષ્ટ અને સમૃદ્ધ થવું જોઇએ તેટલું જ સાધનોનું. ભૂતકાળમાં નજર નાખી, કલ્પનાના પ્રભાવે વર્તમાન કાળની ન્યૂનતા, દોષો, સ્ખલનો દર્શાવી ભવિષ્યની આશાઓ, વાઞ્છનાઓ, ભાવનાઓની ઝાંખી કરાવી શકાય. જે પ્રાન્તિક રાષ્ટ્રજીવન આપણું લક્ષ્ય છે તે સાહિત્યસૃષ્ટિમાં અનેક રૂપે અને અનેક સ્થળે આવિર્ભાવ પામી શકે. વાર્તાઓમાં, કાવ્યોમાં, નાટકોમાં, સમાલોચનામાં કલાની ચર્ચામાં, નીતિશાસ્ત્રમાં, રાજ્યશાસ્ત્ર કે અર્થશાસ્ત્રની ચર્ચામાં, ઇતિહાસમાં વગેરે વગેરેમાં રાષ્ટ્રનાં સ્વપ્નાં, દર્શનો ( Visions ). અભિલાષાઓ, વૃત્તિઓ પ્રકટે છે. ગૂજરાતના પરમ સૌભાગ્યમાં ગૌરવ અને પૌરુષભરી શ્રદ્ધા જાગે છે. ગૂજરાતની પ્રત્યેક વસ્તુ માટે પૂજ્યભાવ જાગે છે. દાસત્વની લાગણીમાંથી મુક્ત થઇ, છાતી ઠોકી રાષ્ટ્રજન કહી શકે છે "હું ગૂજરાતી છું." ગૂજરાતી થવામાં એનું ગૌરવ છે, પ્રતિષ્ઠાહાનિ નથી. આને માટે અતીત અને વર્તમાન ગૂજ-

રાતના જીવનમાં જે જે પ્રેરણા આપે એવા પ્રસંગો હોય તે સાહિત્ય દ્વારા પ્રજાનાં જીવનમાં એકરસ કરી દેવા જોઇએ.

અંગ્રેજી વિદ્યાને લીધે આપણા અનેક ભેદોમાં એક નવો ભેદ ઉમેરાયો છે: તે ભેદ અંગ્રેજી ભણેલા અને નહિ ભણેલા વચ્ચેનો છે. બન્નેની દિશાઓ, સંસ્કારો, વાંછનાઓ ભાવનાઓ, જીવનપ્રવાહ તદ્દન નિરાળા છે. પરન્તુ વર્તમાન સાહિત્યકારો એ નિરાળાપણું કાઢી નાખશે. રાષ્ટ્ર માટે એકતા જરૂરની છે, એકતા સમભાવ વિના નથી. સર્વે ગૂજરાતીઓ અમારા છે અને એમના અમે છીએ. અલગપણું એકતાનું વિરોધી છે. શિક્ષણના ફેલાવાથી, સાહિત્યની વિવિધસૃષ્ટિથી અલગપણું નિર્મૂલ થઇ શકશે અને રાષ્ટ્રના જીવનમાં સરખો પ્રવાહ વહેશે.

સાહિત્યની રાષ્ટ્રીય ખીલવણીની સાથે કલાની ખીલવણી આવશ્યક છે. ચિત્ર, સંગીત, સ્થાપત્ય, મૂર્તિવિધાન, વગેરે વગેરેમાં રાષ્ટ્રીય ભાવનાથી સંચલન થવું જોઇએ. ગૂજરાતનાં પરાક્રમો, ગૂજરાતનાં સંકટો, ગૂજરાતની વાંછનાઓ, ગૂજરાતનાં સ્વપ્નાં, ગૂજરાતના વતનીઓ, ગૂજરાતના ભૂપ્રદેશ ચિત્રકલાથી નિર્મિત થાય; સંગીતમાં રાષ્ટ્રનો આત્મા પ્રકટે; સ્થાપત્ય અને મૂર્તિવિધાન પ્રજાના નવજીવનમાંથી ઉદ્ભવે અને માત્ર નકલરૂપે ન જન્મે તો જ રાષ્ટ્રજીવનને પોષણ મળે. જે વાતાવરણમાં, જે સંજોગોમાં લોકો વસતા હોય તેને અનુલક્ષી કલાવિધાન હોવાથી મમત્વ જાગે છે અને મમત્વને અંગે રહેલી અસ્મિતા, એ રાષ્ટ્રજીવનનું મુખ્ય પોષક અંગ છે. ગૂજરાતની કલા હજુ આ સ્થિતિ પ્રાપ્ત કરી શકી

નથી. ગૂજરાતમાં હજુ રાષ્ટ્રનું એવું ચેતન નથી કે જેનાથી કલાના વિધાનમાં પણ વેગ મળે. પણ એકતાની, રાષ્ટ્રોન્નતિની આકાંક્ષા જાગે તો આ દિશામાં પણ ફેર પડશે.

ઉદ્યોગહુન્નર અને વેપાર માટે આપણું ગૂજરાત મશહૂર છે. એ કાર્યોમાં આપણે જેટલા મશગુલ છીએ તેટલા બીજા કોઈ કાર્યમાં નથી. એ કાર્યો માટે આપણામાં સ્વભાવસિદ્ધ યોગ્યતા છે. પણ એ કાર્યવિશારદતાને લીધે જે ઉંચી અસ્મિતા આપણામાં હોવી જોઈએ તે નથી. એથી આખું ગૂજરાત ઐક્યભાવ અનુભવતું હોય એવું પણ નથી. આપણે ઉદ્યોગવેપાર માત્ર આપણા (એટલે વ્યક્તિઓના) લાભને માટે કરીએ છીએ. સમસ્ત દેશના હિતની ખાતર, આપણાં દેશનાં સુખ, કીર્તિ, ગૌરવ વધારવા ખાતર, આપણા દેશનું પરાવલમ્બન કમી કરવા ખાતર, એથી પ્રાપ્ત થતી લક્ષ્મીથી દેશના ઉદય માટે નવી નવી જાતનાં સુખ, સગવડ, વૈભવનાં સાધનો યોજવા ખાતર, એ લક્ષ્મીથી પ્રાપ્ત થતી સત્તા પ્રજાતિ અર્થે વાપરવા ખાતર, એ લક્ષ્મીથી વિદ્વત્તા પોષવા ખાતર, એ લક્ષ્મીથી નવા નવા ઉદ્યોગો અને વેપારો ખેડવા ખાતર, આપણી જોઈએ તેવા પ્રમાણમાં પ્રવૃત્તિ નથી. જો હોત તો ગૂજરાત પ્રાન્તની આખી પ્રજા એક ભાવથી, એક વિચારથી, એક વર્તનથી, એક આગ્રહથી, એક નિષ્ઠાથી એક આદર્શથી પ્રમુદિત હોત, સ્થુલ રીતે ગૂજરાતે પોતાની એકતા સાધી હોત. પણ પારસી, માત્ર પારસી જ રહે, ખોજા માત્ર ખોજા રહે, મેમણ માત્ર મેમણ રહે, હોરા માત્ર હોરા રહે, ભાટીઆ માત્ર ભાટીઆ રહે, કપોળ

માત્ર કપોળ રહે, બ્રાહ્મણ માત્ર બ્રાહ્મણ રહે, પાટીદાર માત્ર પાટીદાર રહે અને ગૂજરાતી ન થાય ત્યાં લગી જે એકતા આવવી જોઇએ તે આવતી નથી.

દુર્ભાગ્યે ગૂજરાતનો ઇતિહાસ એક સંકલનાવાળો ઇતિહાસ નથી અને જે છે તેનું સંકલિત નિરુપણ થયું નથી. યાદવોના સમયથી આજ લગી ગૂજરાતે અનેક અસ્માની સુલતાની જોઇ છે. હિન્દુ, મુસલમાન, હિન્દુ (મરાઠા), અંગ્રેજના વિગ્રહો, પરાક્રમોથી બનેલો ગૂજરાતનો ઇતિહાસ આકર્ષક અને ઉત્તેજક લાગતો નથી. મહામહોપાધ્યાય હરપ્રસાદ શાસ્ત્રીએ બંગાલાના ગૌરવ વિષે જેવું ભાષણ વર્ધમાનના બંગાળી સાહિત્યસમ્મેલનના પ્રમુખપદેથી આપ્યું હતું, તેવો લેખ ગૂજરાતના ગૌરવ માટે લખવાની સામગ્રી મોજુદ નથી એમ નથી. પણ ગૂજરાતનું ગૌરવ ગાવું એ પાપ ગણાય છે. એ વિચાર હાસ્યાસ્પદ લેખાય છે. આવી સ્થિતિમાં ગૌરવથી અનુપ્રાણિત એકતા કેવી રીતે અનુભવાય? ગૂજરાતને પોતામાં, પોતાના ભૂતવર્તમાનમાં શ્રદ્ધા નથી, તેમને માટે આદર નથી. ગૂજરાતને કોઈ પ્રબળ મહેચ્છા નથી તો પછી ઇતિહાસથી જે એકતા આવવી જોઇએ તે ક્યાંથી આવે?

પોતાની જીંદગીનું સાર્થક કરવા ગૂજરાતીઓ પુણ્યદાન કરે છે, તીર્થયાત્રા કરે છે, કષ્ટ વેઠે છે; પોતાનાં સુખસગવડ સાચવવા, પોતાનો વૈભવ માણવા, સત્તા ભોગવવા પ્રયત્ન કરે છે; પરન્તુ ગૂજરાતના અસ્તિત્વનું સાર્થક કરવા, ગૂજરાતને વૈભવશાળી, સત્તાવાન્, સુખી, પ્રતાપી, સમર્થ

કરવા કોઇ પ્રયત્ન કરતું નથી. બધા ભેદભાવોને, બધા અણુરાગોને, જમાનાથી ઘડાઇ ગયેલી બધી જુદાઇને ભાંગી નાખે, ઓગાળી નાખે, એકરસ કરી દે, એવું સ્વદેશપ્રેમનું બળ જોઇએ એવા પૂરમાં નથી.

રાજ્યછત્ર એક હોવું જોઇએ તે પણ નથી. અનેક વાર મેં કહ્યું છે કે આપણા જેવો કોઇ પણ કમનસીબ દેશ નહિ હોય, કારણ કે રાજ્યદ્વારી દિવાલો ઠેરઠેર ચણાએલી છે, અને આપણી એકતાને બાધક નિવડે છે. ડેલહાઉસીએ બીજાં રાજ્યો ખાલસા કર્યાં ત્યારે ગૂજરાતનાં દેશી રાજ્યોને પણ ખાલસા કર્યાં હોત તો આ દિવાલો રહી ન હોત અને ગૂજરાતની એકતાને આજે ખંડિત કરતી ન હોત. એક રાજ્યતંત્ર હોય છે ત્યારે રાજ્યવ્યવહાર, ધારાવ્યવહાર, રાજ્યસેવા, લોકસેવાના સરખા પ્રસંગો પ્રાપ્ત થવાથી એકતા પોષાય છે.

પરન્તુ આવી એકતા બે રીતે આવી શકે: પાટનગરથી અને આગેવાનોથી. ગૂજરાતનું પાટનગર અમદાવાદ ગણાય છે પરન્તુ જે માનદૃષ્ટિ બંગાળીઓની કલકત્તા પ્રત્યે છે, દક્ષિણીઓની પૂણા પ્રત્યે છે, હિન્દુઓની કાશી પ્રત્યે છે, શીખ સોઢીવાળાઓની અમૃતસર પ્રત્યે છે, તેવી દૃષ્ટિ કોઇ ગૂજરાતીની અમદાવાદ પ્રત્યે નથી. સમસ્ત દેશી રાજ્યોને એની સાથે લેવાદેવા નથી. અમદાવાદના જાડા સંસ્કારોને લીધે સુરત ભરૂચમાં એ હાંસીને પાત્ર રહેલું છે. ગૂજરાતના બુદ્ધિમાન કે પ્રતિભાશાળી કે વ્યવહારનિપુણ પુત્રો અમદાવાદ તરફ આકર્ષાતા નથી. વાનપ્રસ્થ થયેલા અધિકારીઓ પણ ત્યાં નિવૃત્તિનિવાસ કરતા નથી. દેશમાં કોઇ

પણ પ્રશ્ન ઉઠે ત્યારે અમદાવાદ શું કરશે અથવા શું ધારે છે, એવો પ્રશ્ન કોઇ ગૂજરાતીને ઉઠતો નથી. અમદાવાદમાં મિલો છે એટલું જાણીતું છે પણ અમદાવાદ પ્રજાજીવનનું તીર્થ છે એવું કોઇ જાણતું નથી. આજ મહાત્મા ગાંધી ત્યાં વિરાજે છે એટલે એ અતીર્થ તીર્થ જેવું થયું છે. ગૂજરાત નર્મદાશંકરના નામથી જેવું ભાવમય થાય છે, તેનું સુરત જોવા ઉત્સુક થાય છે તેમ દલપતરામ, ભોળાનાથ કે હરિલાલનું અમદાવાદ જોવા થતું નથી. અમદાવાદનું મોટું પ્રતિસ્પર્ધી મુમ્બાઇ છે. ગૂજરાતનું ખરૂં પાટનગર મુમ્બાઇ જ છે—અમદાવાદ નથી, ગૂજરાતી આગેવાનોનું એ જ નિવાસસ્થાન છે. ગૂજરાતની સમૃદ્ધિ પણ ત્યાં જ છે. ગૂજરાતનો પ્રજામત પ્રકટ કરનાર અને ઘડનાર વર્તમાનપત્રો મુમ્બાઇમાંથી નિકળે છે, અમદાવાદમાંથી નહિ. દેશી રાજ્યોની વસ્તીનો મોટો અને સમૃદ્ધ સમુહ પણ ત્યાં જ જઇ વસ્યો છે. મુમ્બાઇના ગૂજરાતીઓની સમૃદ્ધિ મુમ્બાઇ અને પૂણાના વૈભવો અને દેશોદયસાધક પ્રવૃત્તિઓનું પોષણ કરે છે. ભારતવર્ષના વેપારમાં જો કોઇ પણ નગરનું અગ્રસ્થાન હોય તો તે મુમ્બાઇનું છે અને તેનું કારણ ગૂજરાતીઓ છે. અત્યારની સ્થિતિ જોતાં મુમ્બાઇ ગૂજરાતનું પાટનગર જેવું છે, અમદાવાદ નથી. પણ મુમ્બાઇ ગૂજરાતની બહાર છે અને ત્યાંની પચરંગી પ્રજાને લીધે તે કોઇ પ્રજાનું નહિ પણ વિશ્વનું નગર છે. મુમ્બાઇના ગૂજરાતીઓમાં ગૂજરાતીભાવ નથી, ગૂજરાત માટે મમતા નથી, ગુજરાતીપણા માટે અભિમાન નથી, ગૂજરાતીઓના ઉત્કર્ષ માટે

પહોંચતા નથી. જ્યાં લગી આ સ્થિતિ ફેરવાઇ નથી, અમદાવાદ અને સુરત અન્યોન્યના પૂરક થઇ ગૂજરાતનાં પાટનગર બનશે નહિ ત્યાં લગી ગૂજરાતનું ગૌરવ નથી.

પણ ગૂજરાતીઓ એકતા સાધે અથવા ગૂજરાતને અનુભવાવે એવા ગૂજરાતમાં આગેવાન નથી; અને તેમાં ખાસ કરીને અમદાવાદમાં તો નથી જ. જેવા આગેવાનો તેવું તેમની પ્રજાનું માનસ. સોબતે અસર જેવું છે. ગૂજરાતના ગૌરવની અહોનિશ ચિન્તા કરતા હોય અને તેની સિદ્ધિ લાવવા પ્રયત્નશીલ હોય એવા આગેવાનો ક્યાં છે? ગૂજરાતનાં ગૌરવનું દર્શન છે કોઇને? ભવિષ્ય સરળ કરવા કોઇ પણ પ્રકારની ચળવળ છે? હિમ્મત, નિશ્ચય, કળ, ગણત્રી, ડહાપણ, સાહસ, ત્યાગ વગર આગેવાનો કેવી રીતે ગૂજરાતની એકતા સાધી શકશે? ગૂજરાતનાં બુદ્ધિપ્રભાવ, સૌન્દર્યજ્ઞતા, વીરત્વ, ધનપ્રાપ્તિત્વ, ડહાપણ, વ્યવહારકુશળતા વગેરેની સંકલના કરી તે સૌ દ્વારા ગૂજરાતનું ગૌરવ પ્રફુલ્લ કરનારા આગેવાનો ક્યાં છે? ગૂજરાત હજુ પોતાના આગેવાનની રાહ જુવે છે—ગૂજરાતનું હૃદય સંચલિત કરે, પોતાની હિમ્મત, ઉદ્યોગ, નિશ્ચય, અને સતત કાર્યથી ગૂજરાતની બુદ્ધિને પણ ઉત્તેજિત કરે એવા આગેવાનની રાહ જુવે છે.

ગૂજરાત હિન્દુસ્થાનનું સારામાં સારૂં અંગ થાઓ—એની શક્તિઓ, સમૃદ્ધિઓ અને પ્રસંગોને ઉચિત એનું ગૌરવ થાઓ અને એની પ્રતિષ્ઠા હિન્દુસ્થાનમાં સર્વત્ર

સ્થપાઓ અને હિન્દુસ્થાનની ઉંચામાં ઉંચી સેવા કરવા આવું ગૂજરાત શકિતવાન્ થાઓ, એ જ આ ઘોષણાનો ઉદ્દેશ છે.

( સમાલોચક પુ. ૨૨ ) રણજીતરામ વાવાભાઇ મહેતા

# ૪૨–હિમાંલયમાં સાધુઓ

હિમાલયમાં જનાર માણસને સૌ કોઇ એક જ સવાલ પૂછે છે, "ત્યાં તમને કોઇ સાધુ મહાત્મા મળ્યા ખરા ?" લોકો શું માનતા હશે તે ખબર નથી. શું લોકોને એમ લાગે છે કે હિમાલયમાં ઝાડને બદલે સાધુઓનાં જ વન ઉગે છે ? જેમ હું હિમાલયમાં ગયો હતો તેમ ઘણા સાધુઓ હિમાલયમાં જાય છે. પણ લોકોને એવા સાધુ નથી જોઇતા. એવા તો તેમને ઘેર પણ ભિક્ષા માગવા આવે છે. તેમને તો જોઇએ છે ત્રિકાળજ્ઞાની, ચમત્કારો કરી જાણનાર અને કાંઇ પણ ખાધા વગર જીવી શકનાર મહાત્માઓ, જેમને પગે માત્ર પડ્યાથી મોક્ષ પ્રાપ્ત થઇ જાય, અગર કીમિયાની કંઇ અજબ યુક્તિ અગર કંઇ નહિ તો છેવટ કાંઇક રોગ ઉપરની અદ્ભુત જડીબુટ્ટી અનાયાસે મળી જાય ! રાજ્યપ્રકરણમાં રસ લેનાર લોકો પૂછે છે, "હિન્દુસ્થાનનું ભવિષ્ય શું છે એ વિષે તમે હિમાલયના સાધુઓ પાસેથી કશું જાણ્યું છે ખરૂં ?" આવા બધા પ્રશ્નોનો જવાબ હું એક જ વાક્યમાં પતાવી દેઉં છું. હું સાધુઓની શોધમાં ગયો જ ન હતો.

ઉપદેશ તરીકે મને જે મળ્યું હતું તે મારે માટે બસ હતું. મારી સાધના મારે જ કરવી હતી. પરાન્ન ખાઈને કોઈના આશ્રિત રહેવું એ જેમ શરમભરેલું છે, તેમજ કોઈ પણ સાધુની તપશ્ચર્યામાંથી ભીખેલો ટુકડો આપણને મળી જાય અને તેના ઉપર આપણે સુખી થઈએ એવી ઇચ્છા પણ આધ્યાત્મિક કંગાલિયત સૂચવે છે. સાધુઓનાં દર્શનથી આપણું હૃદય પવિત્ર થઈ જાય, એમનો વૈરાગ્ય આપણામાં ઉદ્ભવે, એમની ઈશ્વર ઉપરની નિષ્ઠા આપણામાં જાગે અને એમના જેટલી જ તપશ્ચર્યા કરવાનું આપણામાં નિશ્ચયબળ આવે એ ઇચ્છવાજોગ છે. પણ તેમના પ્રસાદ તરીકે આપણને કાંઈ પણ મળી જાય અને અનાયાસે, વગર મહેનતે આપણે સુખી થઈ જઈએ એમ ઇચ્છવામાં તો પામરતા જ રહેલી છે. બજારમાંથી શાક ખરીદતી વેળાએ તોલ પૂરો થયા પછી 'બે ચાર બટાટા કે મરચાં ઉપર આપો' એમ માગનાર; દેશસેવામાં એક સામાન્ય સૈનિકની યોગ્યતા ધરાવતાં છતાં પોતાની સેવામાંથી જ રાષ્ટ્રને સ્વાતંત્ર્ય મળે તો જ હું બલિદાન કરૂં, નહિ તો નહિ, એમ કહેનાર; અંગ્રેજ લોકોને માગી માગીને હેરાન કરીને સ્વરાજ્ય મેળવીશું એવી ઉમેદ રાખનાર; તેમજ મહાત્માઓનો ચરણસ્પર્શ અગર વસ્ત્રસ્પર્શ કરવાથી, અથવા તેમનું એઠું ખાવાથી તેમની તપશ્ચર્યાનો કંઈક અંશ વીજળીની પેઠે આપણામાં સહેજે આવી જાય એમ ઇચ્છનાર; બધા જ સરખા રંક છે. વગર મહેનતે મોક્ષ મળે તો એ મોક્ષની કિમ્મત શી? અને તે મોક્ષ પણ કેમ કહેવાય?

સાધુ વિષે આપણા લોકોમાં બહુ જ વિચિત્ર ખ્યાલ જોવામાં આવે છે. કેટલાકને સાધુ એટલે કોઇ જીવતીજાગતી જડીબુટ્ટી અથવા મંત્ર છે એમ લાગે છે, અને કેટલાકને તે સંસારને છેતરનાર, ધતીંગ ચલાવનાર ને મફતનું ખાઇને મસીદે સૂનાર આળસુ ઠગ લાગે છે; કેમકે તેઓ કશી સમાજસેવા કરતા નથી, તેમજ દ્રવ્ય ઉપાર્જન કરતા નથી. પણ એક રાષ્ટ્રભક્તે મારી આગળ પોતાની ઇચ્છા પ્રકટ કરી હતી કે આ બધા સાધુઓને પકડીને તેમની એક ફોજ તૈયાર કરીએ અને તેમને કવાયત શીખવીને અંગ્રેજો સામે લઢાવીએ. સાધુઓની સંખ્યા બાવન લાખની છે એ આજે હિન્દુસ્થાનમાં સૌ કોઇ જાણે છે; અને અર્થશાસ્ત્ર જાણનારા આપણા વિદ્વાન્ લોકો રાષ્ટ્રની શક્તિનો આટલો અપવ્યય કેમ સહન કરે ? માટે આ બાવન લાખ સાધુઓનું શું કરવું એ જ ચિન્તામાં કેટલાક દેશહિતચિન્તકો કૃશ થઇ રહ્યા છે ! સંસાર અસાર છે, તેમાં 'એક રોટી ઓર દો લંગોટી'ની જ હાજત રાખીને નિર્લેપ રહો અને હરિનામ લો અથવા આત્મચિન્તન કરો એમ કહેનાર સાધુઓને ખાખી પોષાક પહેરાવીને હાથમાં બન્દુક ને સંગીન તથા કમરપટામાં પ્રાણઘાતક દારૂગોળી બન્ધાવીને 'લેફ્ટ, રાઇટ, લેફ્ટ' ચાલતા કર્યાનું દૃશ્ય હિન્દુ ધર્મનો વિજય સૂચવશે ખરૂં ?

આજના સાધુઓ આદર્શ છે એમ કોઇ નહિ કહે. હિન્દીમાં કહેવત છે કે 'જૈસા જુગ વૈસા જોગી.' જોગી આસમાનથી ઉતરતા નથી કે જમીનમાંથીયે ઉગતા નથી.

તે તે કાળના સમાજમાંથી જ તેઓ પાકે છે. પોતાના જ દોષો સાધુઓમાં ઉતરેલા જોઇ સાંસારિક લોકોને આટલું આશ્ચર્ય શા માટે થતું હશે? સાધુવર્ગને સુધારવો હોય તો પ્રથમ સમાજને જ સુધારવો પડશે; એટલે કે દરેક જણ પોતપોતાને જ સુધારે. આપણે તો બધા સાધુ સરખા જ માન્યા છે. સાધુઓમાં ભળીને કોણે તેમને તપાસ્યા છે? કેટલાક સાધુઓમાં તમારા સંસારી લોકો કરતાં વધારે ખાનદાની, વધારે ભૂતદયા અને વધારે ઉદ્યોગ હોય છે. તેમનામાં દુનિયાનું જે જ્ઞાન હોય છે તેટલું મેળવવા તમારી બધી લાયબ્રેરીઓ તમે પૂરી કરો તો પણ તે બસ નહિ થાય.

એક દિવસ સ્હવારે અમે વહેલા ઉઠીને ગ્રેનાઇટ ટેકરી ઉપર ફરવા ગયા હતા અને ત્યાંના એક દેવદાર વૃક્ષ નીચે એમર્સનના સર્કલ્સ ઉપર વાતચીત કરતા હતા, એવામાં જમણી બાજુએ દૂર વાદળાંથી ઢંકાએલો એક નાનકડો કોટ જોવામાં આવ્યો. મેં સ્વામીને પૂછ્યું, “પેલું નાના બેટ જેવું શું દેખાય છે? કંઇ મન્દિર કે સાધુઓનો અખાડો તો ન હોય?” સ્વામીએ કહ્યું, “એ જ તો ખાખી બાવાનો ખગમરા કોટ. આપણે બપોરે ત્યાં જઇશું. ખાખી બાવા એક દિવ્ય પુરુષ છે. હું ઘણીવાર એમની પાસે જાઉં છું. એકાદશીને દિવસે એમને ત્યાં આખી રાત ભજન ચાલે છે. ત્યાં એક બંગાળી સાધુ પણ આવે છે. તે જેટલો ભક્ત છે તેટલો જ અપ્રતિમ ગાનારો છે.”

નિશ્ચય પ્રમાણે અમે બપોરે ખાખી બાવાનાં દર્શને

ગયા. આલમોડાની કેડ ઉપરથી ઉતરીને એક ઝરણા પાસે અમે આવ્યા. ત્યાં મીઠું સાકર પાણી પીધું ને ખગમરા ટેકરી ચઢીને જગામાં ગયા. બાવાઓનું ટાઉનપ્લૅનિંગ જોવા જેવું હોય છે. શહેરોમાં એકબીજાની ફૅશનનું અનુકરણ કરનારાઓના જેવા તેઓ ઘેટાં નથી હોતા. તેમના અખાડા-ની રચનામાં હેતુ હોય છે. તેનો દરેક ભાગ સાભિપ્રાય બાંધેલો હોય છે, બધી રચના ઉપયુક્ત, પ્રમાણબદ્ધ તેમજ કાવ્યમય હોય છે, એશઆરામની સગવડ વગર મકાનોમાં કેટલી સુન્દરતા આણી શકાય તેનું જાણે ત્યાં એક પ્રદર્શન જ હોય છે.

ખાખી બાવા પોતે જ્યાં રહેતા હતા તે એક આઠ-ખૂણી ઝુંપડી હતી. ઉપર લાકડાંના લાંબા લાંબા પાટડાનું છાપરૂં હતું, જે ઉપરથી બરફ ને વરસાદ તથા અન્દરથી ધૂણીના ધૂમાડાથી વિવર્ણ બની ગયું હતું. વચમાં એક મોટી ધૂણી ધખતી હતી. ધૂણીમાં લોઢાના બે ચાર ચીપિયા અને એક બે ત્રિશૂળ ખોસેલાં લતાં. પાસે લાકડાનું એક લાંબું, પહોળું અને જાડું પાટીયું હતું ને તેની ઉપર ખાખી બાવાની ભવ્ય મૂર્તિ વિરાજેલી હતી. આસપાસ પહાડી લોકોનું શિષ્યવૃન્દ બેઠેલું હતું. ધૂણી પાસે એક લોટીમાં પાણી ગરમ થતું હતું. અમે અન્દર ગયા. નીચા વળી બાવાને નમસ્કાર કર્યા અને બેઠા. બાવાએ અત્યન્ત પ્રેમભર્યો સત્કાર કર્યો. સ્વામીએ તેમને અમારી બન્નેની ઓળખાણ કરાવી. હું બેલગામથી આવું છું એમ સાંભળતાં વેંત તેઓ બોલી ઉઠ્યા, “તમે બેલગામના કે શહાપુરના?”

હું ચકિત થયો. બેલગામ–શહાપુર જોડાજોડ વસેલાં છે. બે વચ્ચે એક માઇલનું પણ પૂરું અન્તર નથી. ત્યારે હિમાલયના આ સાધુને બેલગામ અને શહાપુર વચ્ચેના ભેદની પણ ખબર છે! મેં કહ્યું, “હું શહાપુરનો.” બાખી બાવા બોલ્યા, “તમારું શહાપુર તો સાંગલીની હદનું. તે બ્રિટિશ રાજ્ય નથી. તમારે ત્યાં મારવાડી લોકોએ બાલાજીનું મન્દિર બાંધ્યું છે તે પૂરું થયું કે?” મેં ત્યાંની બધી હકીકત કહી દીધી. પછી મેં શું શું કર્યું, ક્યાં ક્યાં ફર્યો એ બધું તેમણે પૂછી લીધું. હું ઓછું ફરેલો ન હતો, છતાં જે જે ગામ કે શહેરનાં નામ લેઉં ત્યાંના જ તેઓ પોતે જાણે વતની હોય એમ ત્યાંની વિગત કહે અને પોતે પૂછવા લાગે. ત્યારપછી અમારા બુવાનો વારો આવ્યો. બુવા રામદાસી સમ્પ્રદાયના હતા, એટલે એમનો મઠ, એમનો ફિરકો બધું પૂછી લીધું. એક ઘડીની અન્દર અમે જોઇ લીધું કે બાખી બાવાનું હિન્દુસ્થાનની ભૂગોળનું અને ધાર્મિક ઇતિહાસનું જ્ઞાન ઇમ્પીરિયલ ગેઝેટીઅર્સના કરતાં વધારે હતું, અને આ બધું સ્કૂલમાં કે કૉલેજમાં ગયા વગર, રૉયલ એશિયાટિક સોસાયટીના મેમ્બર થયા વગર મેળવેલું હતું! અમારું પોતાનું જ્ઞાન લગભગ થઇ રહેવા આવેલું જોઇ એમણે વધારે સવાલો પૂછીને અમને લજ્જિત કરવાનું છોડી દીધું.

પછી અમે કહ્યું, “અમારે ગંગોત્રી, જમ્નોત્રી, કેદાર, બદરી વગેરેની યાત્રા કરવી છે. સ્વામીને કૈલાસ જવું છે.” એટલે તેમણે હિમાલયનાં બધાં તીર્થસ્થાનોનું વર્ણન શરૂ

કરી દીધું ! અમારી મૂઝવણ જોઇ તેમણે પાસે પડેલું લાકડાનું એક પાટીઉં હાથમાં લીધું અને ધોળી માટીનો એક ગાંગડો લેઇ ચટ દઈને કામચલાઉ નકશો દોરી કાઢયો. તેમાં બદરીનારાયણ જવાના ચાર રસ્તા બતાવેલા હતા. તેઓ કહે, "વધારેમાં વધારે રેલની મુસાફરી કરીને ઓછામાં ઓછી પગની મુસાફરી કરવી હોય તો આ રસ્તો છે. ખાવાપીવાની સગવડ જોઇતી હોય તો આ રસ્તો છે. ઝટ જવું હોય તો આ ત્રીજો રસ્તો છે. પણ એ રસ્તે તમારે માત્ર પૂરતું પરચુરણ પાસે રાખવું જોઇએ. તમારી 'નોટો' ત્યાં નહિ ચાલે; અને ગરીબ લોકો પાસે પૂરતું પરચુરણ પણ નહિ મળે." ચોથો રસ્તો એમણે પોતાના રસ્તા તરીકે ઓળખાવ્યો. તેમાં જંગલો અને સૃષ્ટિશોભા વધારેમાં વધારે હતાં. એ રસ્તો છેક એકાન્ત હતો, અને મનુષ્યવસ્તી આવે એવાં બે સ્થળો વચ્ચે ઓછામાં ઓછું ચાળીસ ચાળીસ માઇલનું અન્તર રહેતું. મેં પૂછયું, "મહારાજ, આપ બદરીનારાયણ કયારે પધાર્યા હતા ?" તેમણે કહ્યું, "બધીવાર મળીને સત્તર વખત ગયો છું." સ્વામીને કૈલાસ જવું હતું એટલે મેં બાવાને પૂછયું, "આપ કૈલાસ પણ જઇ આવ્યા હશો ?" એમણે કહ્યું, 'આઠ વેળા." અને જાણે તે રસ્તાનું આખું દૃશ્ય આંખ સામે ઉભું હોય તેમ એ વર્ણવવા લાગ્યા. કૈલાસને રસ્તે આવતા મોરપંખી બાવા કરીને દર વર્ષે કૈલાસની યાત્રા કરનાર એક સાધુનું વર્ણન પછી ચાલ્યું.

પછી અમે આસપાસના પ્રદેશમાં રહેનારા સોમબારગિરિ

બાવા જેવા બીજા સત્પુરુષો વિષે પૂછ્યું. હિન્દુસ્થાનના ભિન્ન ભિન્ન પ્રાન્તોની આબોહવા, ત્યાંનો ખોરાક, લોકોના રીતરિવાજ અને સ્વભાવ વિષેનો પોતાનો અનુભવ, એ બધું તેમણે કહી સંભળાવ્યું. ગૂજરાતની ધર્મશ્રદ્ધાની તેમણે ખૂબ તારીફ કરી. મહારાષ્ટ્રનું આદરાતિથ્ય તેમને બહુ જ ગમેલું. બંગાળની ગંદકી અને ત્યાંનાં જળાશયોની સ્વચ્છતા તરફની બેદરકારીની તેમણે ફરિયાદ કરી. રામેશ્વર તરફનાં મન્દિરોની વ્યવસ્થામાં શી શી ખામીઓ છે તે વિષે તે બોલ્યા. પછી તેમણે અમને ચ્હા લેવાનો આગ્રહ કર્યો. હિમાલયની ચ્હા લિપ્ટનની ચ્હા નથી હોતી. ત્યાંની ત્યાં જ ઉગેલી હોય છે, અને ત્યાંની ચ્હા તૈયાર કરવાની પદ્ધતિ પણ જૂદી જ હોય છે. હિમાલયની કડક ઠંડીમાં આ ચ્હા બહુ ઉપયોગી વસ્તુ છે એમ ત્યાંના લોકો કહે છે. અમે ચ્હા લેવાની તો ના પાડી. ત્યારે તેમણે પાસેની જ એક ટોપલીમાંથી પેંડા આપવાને એક હરિજનને કહ્યું. મેં કહ્યું, “હું ખાંડ નથી ખાતો.” તેમણે કહ્યું, “મારી ખાંડ દેશી હોય છે. હું દર વર્ષે કાનપુરથી ખાસ ખાંડ મગાવી રાખું છું.” મેં કહ્યું, “૭ વરસ સુધી ખાંડ ન ખાવાનું મારૂં વ્રત છે, માટે મને માફ કરો.” પણ બાવા એમ ક્યાં છોડે એવા હતા? તરત જ મને ખારેક અને બદામ આપવામાં આવ્યાં અને ફરી વાતો ચાલી.

બાવાએ લોટામાંથી ગરમ પાણી પીવાને લીધું, પણ પીતા પહેલાં એનાં બે ચાર ટીપાં પ્રથમ અગ્નિને અર્પણ કર્યાં. મને એની જરા નવાઇ લાગી. ત્યારે સ્વામીએ મને

કહ્યું, “ખાખી બાવા કંઇ પણ ખાય કે પીવે તે પ્રથમ અગ્નિને અર્પણ કરે જ.” ખાખી બાવા બોલ્યા, “આપણે તો દહાડામાં એક જ વાર એક બાટી બનાવીને ‘પાઇયે’ છીએ. આજે બપોરે, તે પાછા કાલે બપોરે.” હું મનમાં બોલ્યો, “ત્યારે આ પેંડા ને બદામ ને ખારેક ને એ બધું અમારા જેવા અતિથિઓને માટે જ શું ? ધન્ય છે આ સાધુને !” ખાખી બાવાની કેડે મુઞ્જનું એક જાડું દોરડું અને એક બ્હેંત પહોળી કૌપીન હતી. આખું શરીર ભસ્મ-ચર્ચિત રહેતું. દાઢી અને મૂછના લાંબા લાંબા વાળ તાપથી લાલ થઇ ગયા હતા.

પછી હાલના સાધુઓના ધર્મોપદેશ વિષે વાત ચાલી. અંગ્રેજી ભણેલા કેટલાક સાધુ થઇ જાય છે, તેઓ અંગ્રેજી-માં ચોપડીઓ લખે છે, વ્યાખ્યાનો આપતા ફરે છે, સમાજ-સેવાના પાઠ શીખવે છે એ જોઇ ખાખી બાવાનું હસવું ખાળ્યું ન રહેતું. તેઓ બોલી ઉઠ્યા, “તમે અંગ્રેજી ભણેલા સાધુઓ ગરીબ લોકોની શી સેવા કરો છો ? દુઃખિયાંને શો દિલાસો આપો છો ?” અને એકદમ શૂન્ય દૃષ્ટિએ સામેની ધર્મશાળા પર નજર ફેરવી સ્વગત બોલતા હોય તેમ ઉદ્વેગથી બોલ્યા, “સાલે સુસરે લેકચરબાજી કરતે હૈ !! ઉસ્મેં ભી ઔર કોઇ બિબેકાનન્દ બનને કી તો તાકાત નહિ; ખાલી ટ્રાન્સલેશન કરતે હૈ ! ભગવાનકા નામ લો, કુચ્છ તપ કરો, બન સકે તો ભૂખે કો અન્નદાન દો, ઔર અપના કામ કરો. યે ક્યા ખાલી લગાઇ હૈ ?” સ્વામીએ પૂછ્યું, “આપ આ વરસે બદરીનારાયણ જવાના

છો ખરા ?" એમણે પોતાનાં મોટા મોટા ચીરા પડેલાં પગનાં તળીઆં બતાવીને કહ્યું, "ઈશ્વરે મને આ સજા કરી છે. આ માણસ યાત્રા ખૂબ કરે છે, માટે એને એક ઠેકાણે બેસાડવો જોઇએ એમ ધારી ઈશ્વરે જ મારા પગની આ દશા કરી મૂકી છે. હવે મારે જવું હોય તો કંતાનના જોડા વાપરવા પડે.

બગસરામાં રહીને ખાખી બાવા જે મૂગી સમાજસેવા કરતા તેનો આંક કોણ બાંધી શકે ? દર્દીઓને તેઓ દવા આપતા, વહેવારકુશળ અને નિઃસ્પૃહ હોવાથી મૂઝાએલા સંસારીઓને સલાહ આપતા. ભૂખ્યાં તરસ્યાં સહુ બગસરા-માં સંતોખાતાં. અદાલતોમાં ન પતનારા ભાઇ ભાઇ વચ્ચેના કજીઆ એમના ઉપદેશથી પતી જતા. તેઓ પોતે યોગ-માર્ગી હતા અને છેલ્લી ઘડીએ પદ્માસન વાળી પ્રાણ બ્રહ્માણ્ડમાં લેઇ જવાની તેમની અભિલાષા હતી. સંસારની ધાંધલમાંથી તેઓ નિવૃત્ત થયા હતા છતાં આ નિવૃત્તિમાં જ તેમણે સાત્ત્વિક પ્રવૃત્તિ ઉભી કરી હતી, અને આ સાત્ત્વિક પ્રવૃત્તિ વચ્ચે પણ કમલપત્રની પેઠે અલિપ્ત રહેવા-નો અદ્ભુત યોગ તેમણે સાધ્યો હતો.

ધર્મની ચર્ચા કરનારા આપણા આધુનિક વિદ્વાનો, મુત્સદ્દીઓ, સમાજસેવકો, અર્થશાસ્ત્રીઓએ સાધુઓ ઉપર ટીકા કરતા પહેલાં પરિગ્રહશૂન્ય નિર્મળ વૃત્તિથી તેમના જીવનનો અભ્યાસ કરવો જોઇએ. બીજું કાંઇ નહિ તો આ દેશમાં કેવી રીતે રહેવાથી સારામાં સારી રીતે આરોગ્ય જાળવી શકાય છે એ બતાવવાની એમની સેવા દેશને માટે

આજે પણ એટલી આદર્શરૂપ છે કે સાધુઓ પર ખરચાતો પૈસો સાર્થ ગણાય. શું સંસારમાં રહીને લોકોની અધમ વૃત્તિને પોષીને ધન મેળવનાર અને મરતી વેળાએ પ્રાણ અને શહૂર વગરનાં છોકરાંની ફોજ પાછળ મૂકી જનાર લોકો સમાજના હિતકારી, અને સાધુઓ મફતનું ખાનારા ?—એ ન્યાય અજબ છે !

તમારી સમાજસેવાની સંસ્થાઓ જૂઓ. તે કેટલી ખર્ચાળ હોય છે ! તેના વ્યવસ્થાપકોને કેટલો ભારે પગાર આપવો પડે છે ! તેનો રીપોર્ટ છાપવા પાછળ પણ પૈસાનો અને સત્યનો કેટલો વ્યય કરવો પડે છે ! અને છતાં પૈસાની ઘાલમેલ પણ તેમાં કેટલા બધા દાખલાઓમાં થાય છે તે જોવા જેવું છે; બીજી બાજુએ, સાધુઓને હાથે ચાલતી સંસ્થાઓ નનામી હોય છે; તેના રીપોર્ટો કદી બહાર પડતા નથી; તેને લાઇફ મેમ્બરો અને પેટ્રનો હોતા નથી; છતાં બધો ખરચ કસર કરી કરીને કરવામાં આવે છે અને દરેક પાઇ કામ આવે છે.

હિન્દુસ્થાનનું અપ્રતિમ લોકસાહિત્ય આ સાધુઓની જ કૃપાએ જીવતું રહ્યું છે, અને ભવિષ્યમાં પણ જીવતું રહેશે. ધાર્મિક સંસ્કૃતિ ટકાવવા, વધારવા, ફેલાવવા ને સુધારવા માટે દુનિયામાં આટલી સુધરેલી, સસ્તી અને ખાત્રીલાયક વ્યવસ્થા બીજે ક્યાંયે નહિ મળે.

હિન્દુસ્થાનની રાષ્ટ્રીય એકતા ઐતિહાસિક અને ભૌગોલિક પુરાવા આપીને ચોપડી લખનારા વિદ્વાનોએ સિદ્ધ કરી હશે, પણ તે રાષ્ટ્રીય એકતા ઉત્પન્ન કરવાનું

શ્રેય તો સાધુઓને જ છે. જૂના વખતમાં દરેક પ્રજાહિત-દક્ષ રાજા કોઇ પણ મહાન્ સાધુ પોતાની રાજધાનીમાં આવે એટલે તેને દર્શને જતો, અને દૂરદૂરના દેશોમાં શું ચાલે છે, લોકોની શી સ્થિતિ છે વગેરેની પૂરી માહિતી તેની પાસેથી મેળવતો. અને તે સાધુ પણ રાજાની રાજ-ધાની છોડતી વેળાએ રાજા પાસે આશીર્વાદ આપવા જઇ તેના રાજ્યમાં પોતે જે કાંઇ જોયું હોય તે સાફ સાફ કહી દેતો. આ રીતે દીન રંક પ્રજાની પણ ફરિયાદ આવા નિઃસ્વાર્થીમાં નિઃસ્વાર્થી વકીલની મારફત રાજાને પહોંચતી. રાજાના અમલદારો પર આ એક ભારે અંકુશ રહેતો અને કીર્તિની ખેવના રાખનાર દરેક રાજા પણ સાધુની ધર્મબુદ્ધિ-ને પસન્દ પડે અને સન્તોષ થાય એવી જ રાજ્યવ્યવસ્થા રાખવાને ઇન્તેજાર રહેતો. સાધુ જ્યારે ગામડાંમાં વિચરે ત્યારે ગ્રામદેવતાના મન્દિરમાં અગર કોઇ ઝાડ તળે પોતાની ધૂણી નાખે. ત્યાં તેની પાસેથી ગામનાં છોકરાંને વાર્તાઓ ને ભૂગોળનું જ્ઞાન મળે; વેપારીઓને વેપારની માહિતી મળે; શૂરવીરોને પોતાની બહાદુરીની કદર કયાં થઇ શકે તેમ છે તે જાણવાનું મળે; ગામની ડોશીઓના વૈદકના જ્ઞાનમાં ઉમેરો થાય; દુઃખિયાંના રોગ મટે; અને ઘણી વાર ગામના જૂના મન્દિર કે ધર્મશાળાનો જીર્ણોદ્ધાર પણ થાય. પતંગિયું જેમ એક ફૂલ ઉપરથી બીજા ફૂલ ઉપર બેસી ઝાડોને સુફલિત કરે છે તેમ સાધુઓ એક દેશમાંથી બીજા દેશમાં વિચરીને સંસ્કૃતિની આપલેના વણઝારા બને છે અને દેશોદેશ સંસ્કૃતિની પેઠો ઉઘાડે છે. સમાજના ઉચ્ચ અને સંસ્કારી વર્ગના લોકો

ગૃહલોલુપ થયા, સંયમનો સ્વાદ તેમનામાંથી લોપ પામ્યો, અને તેથી સાધુ વર્ગમાંથી પણ સારા લોકો ઓછા થયા. સમાજ આળસુ, વિષયાસક્ત અને લાલચુ બન્યો, સાધુની કદર કર્યા વગર ધર્મનું પુણ્ય ખીસામાં પડે એટલા જ હેતુથી સાધુઓનું પાલન થવા લાગ્યું, તેથી તે વર્ગ પણ સમાજના જેટલો જ પડયો. હવે આપણે પારકાઓની ટીકા સાંભળીને તે વર્ગનો નાશ કરવા તૈયાર થયા છીએ!

આમ આપણી સંસ્કૃતિની દરેક ઉચ્ચ અને ઉદાત્ત સંસ્થા પ્રાણને અભાવે આપણે સડવા દીધી, અને આજ તેને સુધારવાને બદલે તેનો નાશ કરી આપણે જંગલી દશાને વળગવા માગીએ છીએ. ગ્રીસ, રોમ, ઇજિપ્ત, વગેરે રાષ્ટ્રો મરી ચૂક્યાં, હિન્દુસ્થાન એક જીવે છે, એમ અભિમાનપૂર્વક કહેનારા આપણે ધ્યાનમાં રાખવું જોઇએ કે હિન્દુસ્થાન જીવે છે એનો અર્થ એ છે કે હિન્દુસ્થાન હજી પોતાની પ્રાચીન સંસ્કૃતિજન્ય સંસ્થાઓ ટકાવી રહ્યું છે. આ સંસ્થાઓ તોડી નાખી કે હિન્દુસ્થાને કબ્રસ્તાનમાં પ્રવેશ કર્યો સમજવો.

સાધુઓમાં પણ જીવનના બે આદર્શો હોય છે. લેકચરબાજીને માટે અમને ઠપકો આપનાર ખાખી બાવા ગરીબોને અન્નદાન આપી, દર્દીઓને દવા આપી અને બીજી અનેક રીતે સમાજસેવા કરતા હતા. કેટલાક સાધુ આ બે પ્રવૃત્તિઓને પણ ઉપાધિરૂપ ગણે છે. સાધુએ તો ફક્ત આત્મનિષ્ઠ રહેવું જોઇએ, પરોપકારને માટે પણ કોઇ જાતનો પરિગ્રહ એ ન કરે એમ તેઓ માને છે. તેમનું સૂત્ર એ છે કે:

धर्मार्थं यस्य वित्तेहा वरं तस्य निरीहता ।
प्रक्षालनाद्धि पंकस्य दूरादस्पर्शनं वरम् ॥

વિત્ત મેળવીને દાન કરો એના કરતાં વિત્તને અડો જ નહિ એ વધારે સારૂ. કાદવમાં હાથ બોળી ધોઇ નાખો એના કરતાં કાદવથી દૂર રહો એ શું ખોટું ?

આવા લોકોમાં સમાજ વિષે ઉદાસીનતા અથવા દયાનો અભાવ હોય છે એમ નથી. તેઓ કહે છે, "પ્રવૃત્તિને તમે બરાબર ઓળખતા નથી. પ્રવૃત્તિમાત્ર બન્ધક છે. અને એમાં તે જેટલી સાત્ત્વિક તેટલી તે વધારે બન્ધક, કેમકે તેનો બન્ધ બન્ધ જેવો લાગતો જ નથી અને જલદી છૂટતો પણ નથી. પ્રવૃત્તિના જ સાધન વડે તમે દુનિયાનું ભલું કેવી રીતે કરી શકો ? ખાસ ઉપદેશ કરવા ન જ જાઓ એમાં પણ દયાનો અભાવ નથી. તમારો ઉપદેશ ઘણે ભાગે નિષ્ફળ જાય છે એ વાત પ્રવૃત્તિમાં ફસાએલા તમે જોઇ શકતા નથી. જે માણસને તમારા ઉપદેશની જરૂર હોય તે પોતાની મેળે તમારી પાસે આવે એવી ઈશ્વરી યોજના છે. તમે ઉપદેશ કરવા ફરો અથવા સમાજસેવાનો ધંધો લઇ બેસો એમાં વિશ્વની અનાદિ કાળથી યથાતથ રચના કરનાર પ્રભુ વિષે કેટલી અશ્રદ્ધા છે એ તમે કેમ નથી જોઇ શકતા ? પ્રસંગવશાત્ જે ઉપદેશ કરવો પડે અથવા જે કોઇની સેવા કરવી પડે તેટલી કરીને છૂટી જાઓ. ત્રિગુણોની અન્દર તમે હો ત્યારે સ્નેહ, દયા વગેરે સાત્ત્વિક ગુણો કેળવવા ખાતર તમે ભલે થોડા દિવસ સમાજસેવા કરો, પણ એ સાધન છે, ચિત્તશુદ્ધિનો ઉપાય છે; પણ તેથી મોહમાંથી મુક્તિ ન મળે

એટલું ધ્યાનમાં રાખજો.” આ વૃત્તિના એક સાધુનું દર્શન મહદ્‌ભાગ્યે અમને થયું.

જેને દર્શન કરવા જવું હોય તેણે હાથ પગ ધોઇ શુદ્ધ થઇ જવું એવો બાવાજીનો નિયમ હતો. પણ પોતે નદી પાર રહેતા હોવાથી આ નિયમ સ્હેજે પળાતો હતો. નદીના પ્રવાહ વચ્ચે જ એક મોટો પથરો હતો તેના ઉપર અમે હાથપગ ધોઇને બેઠા, સન્ધ્યાવન્દન ટુંકામાં પતાવી દીધું અને આગળ વધ્યા. સામો કાંઠો ચઢી બાવાજીનું દર્શન કરવા ગયા. બાવાજી તો કુદરતની જ મૂર્તિ હતા. એક લંગોટી સિવાય એમના શરીર પર કંઇ હતું જ નહિ. માથા ઉપરના વાળની જટા થયેલી હતી અને એની નાની નાની લટ આંખ ઉપર અને કપાળ ઉપર રમતી હતી. હાથમાં એક ચલમ હતી.

અમે જઇને ભક્તિપૂર્વક નમસ્કાર કર્યા. એમણે પણ એટલી જ નમ્રતાથી સામો નમસ્કાર કર્યો, અને મન્દિરની વાડની દિવાલ હતી એના પર જઇને બેઠા અને અમને પાસે આવીને બેસવાનું કહ્યું. અમારાથી સમાન આસને કેમ બેસાય? અમે નીચે એક પગથિયું હતું તેના પર જઇને બેઠા. બાવાજીથી આ ભેદભાવ સહન ન થયો. તેઓ તરત જ પગથિયા ઉપર આવીને બેઠા. અમે નીચે એક ચટાઇ હતી તેની ઉપર જઇને બેઠા. તોયે બાવાજી હારી જાય એમ ન હતા. તેઓ છેક જમીન ઉપર જઇને બેઠા. હવે શું કરીએ? અમે ચટાઇ કાઢી નાખી, ત્યારે બાવાજી કહે, “પ્રભુ, હું તો તમારામાં ઈશ્વર જોઉં છું. હું સ્હવારથી

તમારી રાહ જોઉં છું. બ્રહ્મા, વિષ્ણુ, મહેશ–તમે મને દર્શન આપવા આવ્યા છો.”

સોમબારગિરિની ઓળખાણ તો હતી જ નહિ. અમે આવવાના છીએ એવી બાતમી પણ કોઇએ તેમને આપી ન હતી. છતાં સ્હવારથી જ તેઓ પાસે બેઠેલા લોકોને કહેતા હતા કે ‘આજે મને મળવા કેટલાક આવવાના છે તેમની રાહ જોઉં છું.’ અને બપોરથી પોતાનું સ્થાન છોડીને ઉઠી ઉઠીને દૂર સુધી જોતા અને નિરાશ થઇ પોતાના સ્થાન પર આવીને બેસતા એમ ત્યાંના એક ખેડૂતે કહ્યું. નિરાશ થાય તોપણ કહે, “ના, ના, આજ તો તેઓ આવવા જ જોઇએ.” અમે કહ્યું, “મહારાજ, અમારો ઘોડા-વાળો મોડો આવ્યો, નહિ તો અમે અહીં ક્યારના પહોંચી ગયા હોત.” પછી યાત્રાની વાત ચાલી. પોતે ખૂબ યાત્રા-ઓ કરી હતી; એટલે આખી બાવાની પેઠે પોતે પણ જીવતો જાગતો વિશ્વકોષ હતા. ગમે તે પ્રાન્ત વિષે વાત કાઢો તો ત્યાંનું વિગતવાર વર્ણન કરે. ભાષા શુદ્ધ હિન્દી જ હોય, એટલે આ સાધુ મૂળ વતની ક્યાંના એ તો કોઇ વરતી જ ન શકે.

છતાં આખી બાવા અને સોમબારગિરિ બાવામાં ઉત્તર ધ્રુવ અને દક્ષિણ ધ્રુવ જેટલું અન્તર હતું. બન્ને એક જ વાર ખાતા. લંગોટી સિવાય બીજા વસ્ત્રની દરકાર એમને રહેતી ન હતી, છતાં બન્નેનાં જીવન અને જીવનના આદર્શો-માં ઘણો ફેર હતો. આખી બાવા પોતાનો મઠ બાંધીને રહ્યા હતા, જ્યારે સોમબારગિરિ બાવા ઝાઝા દિવસ એક

ઠેકાણે રહેતા જ નહિ. તેઓ કહેતા, ‘એક ઠેકાણે રહેવાથી તે સ્થાન વિષે અને ત્યાંની પરિસ્થિતિ વિષે એક જાતની આસક્તિ ઉત્પન્ન થાય છે. ખાખી બાવા અનેક જાતની વનસ્પતિઓ પાસે રાખતા, અતિથિ, અભ્યાગત મુસાફરને ખવડાવતા, જમાડતા, ત્યારે સોમબારગિરિ બાવા એકદમ અપરિગ્રહી હતા–કશું લે નહિ અને કશું આપે નહિ. તેઓ માનતા કે આ પ્રવૃત્તિ તેમના જેવા વિરક્ત પુરુષને માટે નથી જ. ખાખી બાવાને ત્યાં અમે ગયેલા ત્યારે તેમણે અમને પહેલાં મીઠાઇ આપી હતી અને હું ખાંડ નથી ખાતો એમ જાણી સૂકો મેવો આપ્યો હતો. અહીં સોમબારગિરિ બાવાએ પોતાની બાટીમાંથી એક એક કકડો અમને આપી દીધો. એટલું પવિત્ર અન્ન ખાવાનું ભાગ્ય હમ્મેશાં અમને ક્યાંથી મળે? તેનો સ્વાદ તો કંઇ ઓર જ હતો. સાચે જ, એટલી સ્વાદિષ્ટ રોટલી મેં બીજે ક્યાંયે ખાધી નથી. સોમબારગિરિ બાવાએ તે જ દિવસે સ્હવારે આસપાસનાં બે ચાર ગામડાંમાં જઇ ત્યાં નિષ્પાપ ખેડૂતો પાસેથી ભિક્ષા માગીને તાજો લોટ આણેલો, તેમાં શુદ્ધ ઘી અને શુદ્ધ પાણી રેડીને જંગલનાં લાકડાં ઉપર બાવાજીએ પોતે હાથે બનાવેલી બાટી–એની પવિત્રતા અને એની મીઠાશનું વર્ણન કોણ કરી શકે? પોતાના જ આહારમાંથી અતિથિને ભાગ આપી દેવો એ સોમબારગિરિની વૃત્તિ અને અતિથિને અનુકૂળ સાધનો રાખવાં એ ખાખી બાવાની વૃત્તિ. ખાખી બાવા સ્વદેશી ખાંડની ગુણ ખાસ કારખાનામાંથી મગાવતા; જ્યારે અમે સોમબારગિરિ બાવા

પાસે જઇ પહોંચ્યા ત્યારે તેઓ હુચ્ચાઇ કરી પરદેશી ખાંડ વાપરવા બદલ એક કંદોઇની ખૂબ ઝાટકણી કાઢતા હતા.

અમે જ્યારે ખાખી બાવા વિષે વાત કરી ત્યારે તેમનું નામ સાંભળતાં વાર સોમબારગિરિ બાવાએ તેમના નામને શ્રદ્ધાપૂર્વક નમસ્કાર કર્યાં અને કહ્યું, “તેઓ શ્રેષ્ઠ સાધુ છે, તપસ્વી છે, ખૂબ લોકકલ્યાણ કરે છે.” અને પછી કહ્યું, “હાં, તેઓ તો રાજયોગી છે. ખૂબ પ્રવૃત્તિમાં પડે છે. હું તો નિઃસંગી માણસ રહ્યો. આ મારૂં વ્યાઘ્રચર્મ અને આ કમંડલુ એટલો જ મારો પરિગ્રહ છે. અહીં લોકો વધારે મળવા આવે એટલે અહીંથી પણ નાસી જાઉં. આ પરિગ્રહ પણ ફેંકી દેવાનું મન થાય છે.” પછી એમણે એમના ઓળખીતા અનેક સાધુઓની વાત કરી, તેમનાં કાર્યથી વાકેફ કર્યા અને આ આડકતરી રીતે સાધુમાં પણ ભિન્ન ભિન્ન આદર્શો હોય છે એ તેમણે બતાવી દીધું.

(હિમાલયનો પ્રવાસ) દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

---

## ૪૩—જ્યાં સ્નેહ ત્યાં જ ઈશ્વર

અમદાવાદમાં સ્ટેશન તરફ જતાં પાંચ કુવા નજદીક એક બેઠા ઘાટના મકાનમાં મલજી નામનો દરજી રહેતો હતો; એના ઘરનો એક ભાગ રસ્તા ઉપર પડવાથી સંચો ચલાવતાં ચલાવતાં રસ્તા ઉપર પસાર થતા લોકોને તે જોઇ શકતો અને વખતોવખત કોઈ સારા માણસને ‘ભાઇસાહેબ’

'મ્હેરબાન' કહી સલામ કરતો. દુકાન નાની હતી. એની સિલાઇ અને વખતસર આપવાની ટેવથી ખાડીયા, રાયપુરના પ્રતિષ્ઠિત માણસો ઉપરાન્ત સાહેબ લોકો વગેરે પણ એની પાસે જ કપડાં શિવડાવવા આવતા. શેઠ શાહુકારને બગીમાં જતા દેખી ગ્રાહકોને 'આ શેઠે પહેરેલો કોટ ખમીસ મેં શીવેલાં' એમ કહી આનન્દ માનતો. આ લત્તામાં તે ઘણા વર્ષથી રહેતો હોવાથી શહેરના ઘણા ભાગમાં તે જાણીતો થયો હતો. યુવાવસ્થામાં સારી કમાણી અને ધંધાને લીધે ઈશ્વરનું નામ તે વિસરી ગયો હતો; પરન્તુ જેમ જેમ વૃદ્ધાવસ્થા આવતી ગઇ તેમ તેમ પડોશામાં ભજન સાંભળવાની ટેવથી ઈશ્વર તરફ મન વળતું ગયું. એટલામાં દૈવવશાત્ ત્રણ વર્ષનો છોકરો મૂકી તેની સ્ત્રી દેવલોક પામી. જેમ તેમ કરતાં છોકરો મોટો થયો, અને વૃદ્ધાવસ્થામાં પિતાને મદદ કરવા લાગ્યો. એટલામાં રાત્રે એક ગ્રાહકને તૈયાર લુગડાં આપતાં હેઠળ પડેલા ગાસતેલના દિવાને ધોતિયાનો છેડો લાગ્યો અને છોકરો દાઝયો. દાક્તરોની ઘણીયે મદદ લીધી પણ સખત દાઝવાથી આરામ ન થયો અને પિતાને વૃદ્ધાવસ્થામાં રઝળતો મૂકી ચાલ્યો ગયો.

મલજી શાન્ત સ્વભાવનો, પ્રામાણિક અને ઈશ્વરથી ડરીને ચાલનાર હતો, છતાં વૃદ્ધાવસ્થામાં પડેલા આ ઘાથી એનું હૃદય ખિન્ન થયું, અને નિરાશાના પરિણામે ઈશ્વરને ઠપકો આપવા લાગ્યો, મૃત્યુ માગવા લાગ્યો અને મૃત્યુને ન મોકલનાર પ્રભુને ગાળો દેવા માંડી. એ દિવસથી મલજી-

એ દેવદર્શને જવાનું બંધ કર્યું. એક દિવસ મૂલજીનો ઓળખીતો બ્રાહ્મણ લીંબડીથી મળવા આવ્યો અને એની સાથે વાતચીત કરતાં મૂલજીએ જણાવ્યું કે "કાકા, હું મૃત્યુ સિવાય બીજું માગતો નથી. મને હવે કોઇ તરફની આશા નથી."

"એવું ગાંડુ ગાંડુ બોલીશ નહિ. ઈશ્વરની શી ઇચ્છા હશે તે આપણી ક્ષુદ્ર બુદ્ધિથી સમજી શકાય એમ નથી. તારા છોકરાએ મરવું જોઇએ અને તારે જીવવું, એવી ઈશ્વરની મરજી હશે. તારા છોકરાને માટે દિલગીર થવાને બદલે તારા પોતાના સુખના અભાવને માટે તું વિશેષ દિલગીર હોય એમ લાગે છે."

"મારા પોતાના સુખ અર્થે ન જીવું તો કોને માટે જીવું?"

"ઈશ્વરે આપણને સજીવ કર્યાં છે માટે તેને માટે જ આપણે જીવવું, અને જ્યારે એમ સમજીશ ત્યારે જ જીવન-નાં દુઃખોની અસર નહિ થાય."

"ઈશ્વરને માટે કેવી રીતે જીવવું?"

"એ માટે કથાશાસ્ત્ર શ્રવણ કર. શ્રીકૃષ્ણ પરમાત્માએ અર્જુનને આપેલો બોધ યાદ લાવ અને તરતજ સમજાશે."

આ દિવસથી તે સ્વામિનારાયણના મન્દિરમાં થતી કથા સ્નેહપૂર્વક સાંભળવા લાગ્યો. શ્રદ્ધા ઉત્પન્ન થઇ અને મનઃશાન્તિ થવા માંડી. જે મૂલજી પ્રત્યેક રાત્રિયે નિઃશ્વાસ નાખતો, ઈશ્વરને ઠપકો આપતો અને પથારીમાં આળોટ્યા કરતો, તે જ મૂલજી સહવારે સ્નાન કરી એકાગ્ર ચિત્તથી

માળા લેઇ પ્રભુનું ધ્યાન ધરતો અને 'ઈશ્વર જે કરે છે તે સારા માટે' એમ માની શાન્ત ચિત્તે નિદ્રા લેતો થયો.

સૂલજીના જીવન વ્યવહારમાં પણ ફેરફાર થયા; પ્રથમ કામથી પરવારીને દુકાનની સામે આવેલી દારૂની દુકાનમાં જઇ નિશો કરી, બોલાબોલી કરી ધાંધળ મચાવી ઘેર આવતો, તે હાલ નિર્મળ પાણી અને દૂધ સિવાય કાંઇ પીતો નહિ અને કાર્યથી પરવારી હરિકથામાં જતો.

એક દિવસ સૂલજી કથામાંથી ઘેર આવ્યો; વાળુ કરી ઓટલા ઉપર બેઠો બેઠો માળા ફેરવ્યા કરતો હતો અને કથાનું મનન કરતો હતો.

"ક્ષમા એ ઉત્તમ ભૂષણ છે, દયા રાખવી એ ઈશ્વરી પ્રીતિનું સાધન છે અને દાન એ મહત્ પુણ્ય છે" એ તે દિવસની કથાનો સાર હતો. માળાની ધૂનમાં અને વિચારની શ્રેણીમાં સૂલજી અર્ધનિદ્રિત સ્થિતિમાં પડયો. "સૂલજી, સૂલજી, હું કાલે તારા ઘર પાસે આવીશ, જાગ્રત રહેજે." આવા શબ્દના ભણકારા તેને વાગ્યા. આંખો ઉઘાડી જૂવે છે તો કાંઇ નહિ. પરન્તુ એ ભણકારા હજી વાગતા જ હતા.

બીજે દિવસે સ્હવારે નિત્યકર્મ કરી ચૂલા ઉપર ગરમ પાણી મૂકી તે પોતાનું કામ કરવા લાગ્યો. કામ કરતાં કરતાં પણ સૂલજીનું મન પેલા શબ્દોમાં જ હતું અને સંચા ઉપર બેઠાં બેઠાં રોજના કરતાં દસ ગણી વધારે વખત રસ્તા ઉપર નજર નાખતો હતો.

પોષ માસ ચાલતો હતો, કકડતી ઠંડી પડતી હતી, સ્હવારનો વખત હતો, વાઘરીઓ ટાઢમાં ધ્રૂજતા સડકો

છાંટતા હતા. પાસે આવેલા દરવાજા પાસે પોલિસ અને મ્યુનિસિપાલીટીના સિપાઈઓ દેવતા સળગાવી ચારે બાજુ બેઠી હોકો પીતા તડાકા મારતા હતા. મલજીએ પોતાનું કામ કરતાં બહાર જોયું તો એક વૃદ્ધ માણસ ત્યાં ફરતો હતો. આ જોઈ શ્રીકૃષ્ણ પરમાત્મા–વાર્તામાં સાંભળીએ છીએ તેમ–વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ લઈ ગઈ રાત્રિનું નિદ્રિત અવસ્થાનું સ્વપ્ન ખરૂં પાડવા આવ્યા, એમ ધારીને જોયું તો પાણી છાંટનાર વૃદ્ધ વાઘરી હતો. "અરે દૈવ, સારી આંખો પણ જવા આવી !" એમ નિ:શ્વાસ નાખી જાગ્રત થઈ ફરીને ધંધે લાગ્યો.

મલજીએ થોડી વાર પછી જોયું તો તે વાઘરી એના ઘર પાસે બેભાનાવસ્થામાં પડયો હતો. ટાઢે શરીર જકડાઈ ગયું હતું. પાણીની ડોલ એક બાજુ પડી હતી અને નળમાંથી પાણી વહ્યા જતું હતું. આ દેખાવ જોતાં आत्मवत् सर्वभूतेषु यः पश्यति स पण्डितः । 'સર્વ પ્રાણી માત્રને જે પોતાના જેવાં જ ગણે છે તે જ પંડિત છે' એ વિચાર તેને ઉત્પન્ન થયો અને 'પાણી ઉકળે છે તો જરા મરી વગેરે નાખી ઉકાળો કરી આ માણસને પાઉં' એવો વિચાર થતાં જ નીચે ઉતરી સારવાર કરી વાઘરીને ઘરની અન્દર બેસાડયો. સઘડી સળગાવી ગરમાવો કર્યો અને પ્રેમપૂર્વક ઉકાળો આપી ચેતનમય કર્યો. એક પ્યાલો બસ નથી એમ માની બીજો પ્યાલો આપ્યો એટલે પેલો વાઘરી થોડી વારે ટટ્ટાર થયો. વાતમાં ને વાતમાં મલજીએ રાત્રિએ આવેલા સ્વપ્નાની, શબ્દના ભણકારાની, ઈશ્વરની

વિદુરની ભાજી, સુદામાનાં તાન્દુલ, શબરીનાં બોરની વાતો કહી. વૃદ્ધ વાઘરી જેણે આ કશું કદાપિ સાંભળ્યું ન હોતું તે તો પ્રભુકથાથી માત્ર ઈશ્વર પ્રીત્યર્થે દયા લાવનાર અલજીની વર્તણુકથી દિઙ્ગમૂઢ થઇ ગળગળો થયો. અન્તે રજા માગી રસ્તે પડયો.

અલજી પાછો કામે લાગ્યો. વાઘરીને મદદ કરી માટે સન્તુષ્ટ થયો અને રાત્રિનું સ્વપ્ન ફલીભૂત થશે કે કેમ એ વિચારે પ્રત્યેક પળે શ્રીકૃષ્ણ પરમાત્મા અમૂક રૂપે આવશે એમ આશા રાખતો વખતો વખત બહાર ડોકીયાં કરતો હતો.

બે ભૈયાઓ લશ્કરી પોષાકમાં સ્ટેશન તરફથી ગામમાં ગયા; એક રબરટાયરની ગાડીમાં પારસી બાનુ સ્ટેશન તરફ ગયાં; બે યુવાનો તડાકા મારતા પાસેની ન્હાની હૉટેલમાં પેઠા. થોડીક વારે ઝીણા ફાટી ગયેલા લુગડાવાળી અને કેડમાં રોતું છોકરૂં છે એવી એક આધેડ સ્ત્રી ધીરે ધીરે ચાલતી ત્યાં આવી ઉભી. નાના બાલકને ટાઢથી બચાવવા ફાટેલા લુગડાનો છેડો વખતો વખત તે ઓઢાડતી ને ભૂખથી પીડિત બાલક ધવરાવવા ફાંફાં મારતી. પરન્તુ ખોરાક વિના દૂધ ક્યાંથી આવે? ને દૂધ ન આવે તો બાલકની ભૂખ ક્યાંથી મટે? તેમજ ભૂખ ન મટે ત્યાં સુધી તે છાનું પણ શાનું રહે? અલજીને દયા આવી. તે સ્ત્રીને બૂમ પાડી ઘરમાં આવવા કહ્યું. બૂમ સાંભળી ગરીબ બિચારી સ્ત્રી ગભરાઇ, પરન્તુ અલજીનાં વય શબ્દ અને કોમળ અન્તઃકરણ જોઇ અન્દર દાખલ થઇ.

"બ્હેન! આ પાટ ઉપર બેસ, થાક ખા અને બાલક-

ને ધવડાવ.”

“ભાઇ, ત્રણ ત્રણ દિવસના ઉપવાસ છે, તો પછી શી રીતે ધવડાવું ?”

સલજી તરત ઉઠયો. ઘરમાંથી બાજરીના બે રોટલા, અથાણું, મીઠું લાવ્યો અને પેલી સ્ત્રીને સુખેથી ખાવા કહ્યું. બહાર જઇ અચ્છેર દૂધ લાવી તે બાલકને પીવડાવ્યું. પેલી સ્ત્રી પાસેથી બાલક લેઇ લીધું અને ‘મારે પણ છોકરો હતો’ એટલું કહી બાલકને ચપટીથી, ઓઠોને આંગળી અડકાડી, મ્હોંમાં આંગળી આપી રમાડવા લાગ્યો. નિર્દોષ બાલક આ રમતથી રોતો રહી ગયો અને સ્હેજ હસવા લાગ્યો. આ સ્થિતિ જોઇ તેની માતાને શું થયું હશે તે તે કહેવા કરતાં તે સ્થિતિ અનુભવનારી વિશેષ સમજી શકશે. બાલકને રમતમાં જોઇ માતા આનન્દ પામી અને બે રોટલા ખાઇ પાણી પી શાન્ત થઇ. તે કોણ હતી તે પ્રશ્નના ઉત્તરમાં તેણે નીચે પ્રમાણે જણાવ્યું:

“હું જાતે બ્રાહ્મણ છું. મારો ધણી મુમ્બાઇના એક શેઠીયાની સાથે રસોઇ કરવા આફ્રિકા ગયો છે. અને બાર મહિના થવા આવ્યા છતાં કાંઇ ખરખબર આવ્યા નથી. આટલો બાલક છે. ઘરનું સર્વસ્વ વેચી અત્યાર સુધી નભાવ્યું, હવે મારી પાસે પાઇ નથી. દાઇ તરીકે રહેવા બહુ ફાંફાં માર્યાં, પરન્તુ સ્ત્રી જાતિને કેટલી મુશીબતો વેઠવી પડે છે એ તમે જાણો છો. ધણી વિનાની સ્ત્રીને માથે હજાર આળ આવે છે. નોકરી મળે છે ત્યાં માણસો સારાં નથી હોતાં, ને નહિ તો મળતી નથી. મારી એક સગીએ

રસોઇની નોકરી ખોળી છે, પણ તેને હજી મહિનાની વાર છે. ઈશ્વર મૃત્યુ આપે તો સારૂં! ફક્ત આ બાલકને માટે જીવ બળે છે."

"શું તારી પાસે કાંઇ કપડાં પણ નથી!"

"ક્યાંથી હોય! ગઇ કાલે જ શુકરવારીમાં ફાટલું ધોતીયું વેચી આના દૂધના પૈસા પેદા કર્યા."

મલજી ઉઠ્યો અને જૂનાં લુગડાંની પેટીમાંથી એક નાનો કબજો કાઢી આપ્યો.

"ભાઇ! ઈશ્વર તમારૂં કલ્યાણ કરો! ઈશ્વરે જ તમારા ઘર પાસે આવવા સૂઝાડયું, નહિ તો આ બાલક ટાઢથી ક્યારનું યે મરી ગયું હોત. પરમેશ્વર તમારા દીલમાં વશ્યો હશે જ."

"હા, ઈશ્વરે મારા દિલમાં વાસ કર્યો છે. હું બહાર નકામાં ડોકીયાં ન હોતો કરતો;" આટલું કહી સ્વપ્નની વાત કહી.

"ભાઇ, એમ બને એમાં નવાઇ નથી. ઈશ્વર ગમે તે રૂપમાં આવવા સમર્થ છે. ભાઇ, હવે હું જાઉં છું."

મલજીએ બે આનાના પૈસા આગ્રહ કરી પેલી સ્ત્રીને આપ્યા અને માતાપુત્ર રવાના થયાં.

તે સ્ત્રીના ગયા પછી મલજી જમ્યો અને પાછો કામે લાગ્યો. આમ છતાં તેની નજર રસ્તા ઉપર હતી. એટલામાં 'લો રે જામફળ' કરતી એક સ્ત્રી આવી. માથા ઉપર જામફળનો ટોપલો હતો, અને ખભા ઉપર લાકડાના નાના પાંચ સાત કકડા હતા, એક ખભા ઉપર ભાર વધારે

લાગવાથી ખભો બદલવાની ઇચ્છાએ ટોપલો હેઠળ મૂક્યો અને કકડા એક ખભેથી બીજે ખભે નાખ્યા. આ દરમિયાન એક અટકચાળા છોકરાએ એક જામફળ ઉપાડી દોડવા માંડ્યું. જેવો દોડવા જાય છે કે તરત જ લાકડાં હેઠળ નાખી પેલી સ્ત્રી છોકરા પાછળ દોડી ને હાથ પકડી જામફળ લેઇ ધમકાવવા લાગી. એ છોકરા અને તે સ્ત્રી વચ્ચે ગાલાબોલી ગાળાગાળી ચાલી. લોક ભેગું થયું. અલજી નીચે આવી તે સ્ત્રીને કહેવા લાગ્યો, "જવા દે! તારૂં જામફળ આવ્યું છે. હોય, નાનું બાલક છે."

"એમ શેના જવા દે! મફતનું આવતું હશે? એમ તો ટેવ પડે. પોલિસને બોલાવવા દે."

"પોલિસને બોલાવી શું કરીશ? હવે નહિ કરે." આટલું કહી છોકરાને સ્હેજ ધમકાવ્યો અને હવે નહિ લેઉં એમ કહેવડાવ્યું.

"એટલું કહે કેમ જવા દેઉં? એમ માફ શેના કરે? એવાને તો પૂરતી સજા થવી જોઇએ."

"તું એક બાલકને જવા દેતી નથી તો આપણે દરરોજ હજારો ગુન્હા કરીએ છીએ તેને ઈશ્વર કેમ માફી આપશે?"

"હા, એ બધું ખરૂં. પણ એમ તો છોકરાં બગડી જાય."

"એમ છોકરાં ન બગડે તે જોવાનું આપણા જેવા મોટાનું કામ છે."

"તમે કહો છો તે બરાબર છે. મારે સાત છોકરાં હતાં તેમાંથી હાલ એક છોકરી જીવતી છે. બધાં છોકરાં

સંભારૂં છું ત્યારે છાતી ભરાઇ આવે છે. ખરેખર મને છોકરાં બહુ વહાલાં લાગે છે."

"ત્યારે આ નાના છોકરા ઉપર હાથ ઉગામતાં એ વિચાર ક્યાં ગયો હતો?"

પેલી સ્ત્રીથી કાંઇ જ બોલાયું નહિ અને ટોપલી માથે મૂકી ચાલતી થઇ.

મલજી ઘરમાં આવ્યો અને કામે લાગ્યો. સંધ્યાકાળે ફાનસમાં દીવા થયા તે વેળા ઉઠ્યો અને બત્તી સળગાવી. થોડુંક સિવવાનું બાકી હતું તે પૂરૂં કરી ચન્દ્રમાના અજવાળામાં પથારી પાથરી સૂતો. સૂતાં મન શાન્ત થયું. ગઇ કાલનું સ્વપ્નું અને આજનો ઇતિહાસ સ્મરણપથમાં આવ્યો. અર્ધનિદ્રિત સ્થિતિમાં પડ્યો. સ્વપ્નામાં "મલજી, મલજી, મને ઓળખે છે?" એ શબ્દ કાને પડ્યા.

"કોણ છે?"

"હું."

વૃદ્ધ વાઘરીની આકૃતિ દેખાઇ, થોડીક વાર ઉભી અને ચાલી ગઇ. બીજી જ પળે બાલકની સાથે એક સ્ત્રી દેખાઇ. સ્ત્રીનું મ્હોં હસતું હતું; બાલકની શ્વેત દંતકળીઓ દેખાતી હતી. જામફળવાળી સ્ત્રી અને છોકરો દેખાયાં, અદૃશ્ય થયાં. આ ચિત્રથી મલજીનું હૃદય આનન્દ અનુભવવા લાગ્યું અને એક ચિત્રપટ ઉપર નીચેના અક્ષરો વાંચ્યા:

"નાત જાતનો તફાવત રાખ્યા વિના, કોઇ પણ તરેહના ઐહિક સુખની આશા રાખ્યા વિના, કેવળ મારે જ માટે મારા ઉપરની પ્રીતિ ખાતર ક્ષુધિતને અન્ન આપી,

પીડિતને આશ્રમ આપી, સન્તોષ્યા તે મને જ સન્તોષ્યા બરાબર છે. મને મેળવવાનો એ જ ઉત્તમ રસ્તો છે. જ્યાં સ્નેહ ત્યાં જ હું છું.”

( કાઉન્ટ ટૉલ્સ્ટૉયની ટૂંકી વાર્તાઓ ) ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટીયા

---

## ૪૪—ક્રોધ

આ સંસારમાં થતાં જે અયોગ્યાચરણ—તેમાંનાં નીમે ભાગે ક્રોધથી જ ઉત્પન્ન થાય છે એમ કહેવામાં લગારે ખોટું નથી. ક્રોધ રૂપી યોદ્ધો જેને ઝાલે છે તેને નીચોવી ધોએલા મૂળા જેવો કરી નાખે છે; ક્રોધથી પિતા પુત્રને હણે છે, પુત્ર માતાને હણે છે, ભાઇ ભગિનીને વિષ આપે છે, સાસુ જમાઇને રમાડી દે છે. ક્રોધથી કેટલી આત્મ-હત્યાઓ થઇ ? ક્રોધથી કેટલા નિકળી ગયા? કેટલા વેરાગી થયા ? ક્રોધરૂપી વિંછીનું બચ્ચું જેનામાં ઉત્પન્ન થયું તેને જ પ્રથમ ખાય છે. ખરેખર ! ક્રોધનો ધકધકતો અગ્નિ પોતે બળે છે અને બીજાને બાળે છે. ક્રોધે પતિપત્નીના વ્યવહાર છોડાવ્યા, મિત્રોના સ્નેહ તોડાવ્યા, ડાહ્યાનાં ડહાપણ ડુબાવ્યાં, માનીનાં માન મૂકાવ્યાં. અહો ? શું ક્રોધનું પ્રબળ ? તેણે કોઇને ન મૂકયા. પણ તેણે કોનું સારૂં કર્યું કે તેના વિના આ સંસારનો કોઇયે માનવી ચલવતો નથી ? અથવા તે તો પોતાનો સ્વભાવ દિવસે દિવસે વધારે સતેજ કરે છે, છતાં યે એવા દુઃખશત્રુની સાથે શી મનુષ્યની મિત્રતા?

જાણે છે કે એ પેઠો એટલે જેના જેના સમ્બન્ધમાં આવશે તેને દુઃખ દેશે છતાં યે એનો ત્યાગ લોક કેમ નહિ કરતા હોય ? અહો ! "**क्रोधो हि शत्रुः प्रथमं नराणाम् देहस्थितो देहविनाशनाय.**" એ વાક્યનો ક્ષણે ક્ષણે અનુભવ થયા છતાં મનુષ્યનું શું અજ્ઞાન અથવા અસામર્થ્ય ? ખરે ! સમર્થને ક્રોધ થતો નથી. અશક્તિમાંથી ક્રોધની ઉત્પત્તિ છે. સમર્થ પુરુષ પોતાની ઇચ્છા બળથી જ પૂરી કરે છે. પણ તે પૂરી ન પડયેથી અસમર્થ પુરુષો ક્રોધનો આશ્રય લે છે. બાકી ગુણવાળી, ધર્મી અને સર્વ રીતે સુશીળ અબળાઓ પણ ક્રોધને વશ થઇ પોતાના પેટનાં છોકરાંને હતાં ન હતાં કરી નાખે ? નહિ જ ! અને સંસાર ત્યાગ કરી વન સેવનારા ગરીબ અને દયાળુ ઋષિઓ સહજ વાતમાં પોતાના ક્રોધનો આવિર્ભાવ મહા ઉગ્ર શાપમાં કરે ? ગુસ્સો એ ટુંકું ગાંડપણ છે એ કોઇ અનુભવીનું વાક્ય નિઃસંશય ખરૂં જ છે. ક્રોધનાં ચશ્માં ચઢાવી દૃષ્ટિ ફેરવનાર વહાલાંને વેરી દેખે છે, નિશ્ચયને સંશય માને છે, અકર્તવ્યને કર્તવ્ય લહે છે. જેણે ક્રોધની શિક્ષા માની તે જીવતો જ મુવો છેઃ કાંકે આ ને આ અવતારમાં તેને ચિરકાળ સુધી પશ્ચાતાપની ધમણમાં બળવું પડે છે. અહો ! તેનાથી થતી અનર્થપરમ્પરા પણ કેવી મહતી ? આપણા નિત્ય વ્યવહારમાં ગુન્હાના પ્રમાણમાં જ શિક્ષા હોય છે—અને તે પણ એક કાળમાં—પણ આ ક્રોધની તો વાત જ જૂદી. જે ક્ષણે તેની ચીનગારી હૃદયમાં મૂકાવી તે ક્ષણેથી જ તે વ્યથા કરે છે, ક્લેશ કરે છે; પછી અનુતાપ

પ્રગટે છે. તેમાંયે તેની ઉત્પત્તિ અને સ્થિતિ અલ્પકાળ અને તેમાંથી થતો પશ્ચાતાપ યાવજ્જીવ ચાલવાનો; તદપિ ક્રોધ નથી છોડતો.

( કુસુમાવલી ) દોલતરામ કૃપારામ પંડ્યા

---

# ૪૫—ઈશ્વરનું સ્વરૂપ

પરમેશ્વરની જ શક્તિથી આ સઘળું જગત્ ચાલે છે; એને એ જગત્ સર્જવા માટે બહાર કાંઇ પણ શોધવા જવું પડતું નથી. કડીઆ સુતારને ઘર બાંધવા માટે પત્થર માટી કે લાકડાં લેવા જવું પડે છે, કારણ કે એવાં કામ માટે પરમેશ્વરે જે સાધન કરી મૂક્યાં છે તેનો માત્ર ઉપયોગ એ કરી શકે છે. તેઓની શક્તિ પરમેશ્વર જેવી અનન્ત–અમાપ–નથી કે એમને બહારનાં સાધનોની જરૂર ન પડે. પણ પરમેશ્વર તો અમાપશક્તિવાળો હોવાથી સઘળું પોતામાંથી જ ઉત્પન્ન કરી શકે છે. આ ઉપર છાન્દોગ્ય ઉપનિષદ્‌માં નીચેની એક વાર્તા છે.

પૂર્વે એક વડ નીચે ઉદ્દાલક નામનો એક બ્રાહ્મણ ઝૂંપડી બાંધી રહેતો હતો. બ્રાહ્મણ વિદ્વાન્ હતો, પણ એના પુત્રને ભણવું ગમતું નહિ. આઠ વર્ષે એને જનોઇ દીધું હતું અને જનોઇ દે એટલે તુરત ગુરુને ઘેર જઇ વિદ્યા ભણવી એવો આપણો અસલ રિવાજ હતો, પણ આ છોકરો બાર વર્ષનો થયો ત્યાં સુધી ગુરુને ઘેર ગયો નહિ.

એક દહાડો પિતાએ ખેદ પામી, શ્વેતકેતુને પોતાની સામે બેસાડ્યો અને કહ્યું, "ભાઇ, જો; હજી સુધી આપણા કુળમાં કોઇ ભણ્યા વગરનો, માત્ર બ્રાહ્મણ જાતિનો હોય તેટલાથી બ્રાહ્મણ કહેવાય એવો રહ્યો નથી. તું મોટો થયો, બાર વર્ષનો થયો; હવે તો તું ગુરુને ત્યાં જઇ વિદ્યા ભણી આવે તો સારૂં." આ કોમળ પણ સચોટ ઠપકાથી એ છોકરાના મન ઉપર બહુ અસર થઇ, અને એ ગુરુને ત્યાં વિદ્યા ભણવા પરદેશ ગયો.

બાર વર્ષ—બારથી ચોવીસમા વર્ષ સુધી—એ ગુરુને ઘેર રહ્યો અને વિવિધ જાતની પુષ્કળ વિદ્યા ભણ્યો. વિદ્યા ભણીને ઘેર આવ્યો ત્યારે શ્વેતકેતુ તે જાણે પહેલાંનો શ્વેતકેતુ જ નહિ: પહેલાં એ અભણ અને તોફાની, પણ નિરાભિમાન અને વ્હાલસ્હોયો હતો; તેને બદલે હવે એ વિદ્વાન્ અને ઠરેલ, પણ અભિમાની અને અક્કડ દેખાયો.

પિતાએ જોયું કે છોકરો બહુ વિદ્યા ભણ્યો છે. પણ હજી ખરા ધર્મનું—પ્રભુના જ્ઞાનનું—શિક્ષણ મળ્યું નથી. તેથી પિતાએ એને પાસે બેસાડીને પૂછ્યું, "શ્વેતકેતુ, તારી બુદ્ધિ તો બહુ કેળવાઇ છે, તું વિદ્યા ભણ્યાનું અભિમાન બહુ રાખે છે, અને અક્કડ દેખાય છે. જો, હું તને એક પ્રશ્ન પૂછું તેનો ઉત્તર દે. તેં કદી તારા ગુરુને આ પ્રશ્ન કર્યો છે કે "ગુરુજી, એવો કયો પદાર્થ હશે કે જે એકને જાણ્યાથી સઘળું જણાઇ જાય?" શ્વેતકેતુએ જવાબ દીધો, "પિતાજી, એકને જાણ્યાથી તે બધું શી રીતે જણાઇ જાય?" પિતા—"જો ભાઇ, આ માટી છે;

આ એક માટીને પૂરેપૂરી જાણી લઇએ તો માટીના જે જે પદાર્થો થાય છે—ઘડો, કોડીયું, ઇંટ વગેરે—તે સર્વ આપણે જાણી શકીએ: કારણ કે માટીના બનેલા એ સર્વ પદાર્થો જૂદાં જૂદાં નામ માત્ર છે, ખરી વસ્તુ માટી જ છે. તેજ પ્રમાણે, ભાઇ, જો લોઢું તે શું એ બરાબર સમજી લઇએ તો લોઢાનાં બનેલા સર્વ પદાર્થો આપણા સમજ્યામાં આવી જાય: કારણ કે લોઢાના તે તે પદાર્થો તે નામ માત્ર છે, ખરી વસ્તુ લોઢું જ છે." શ્વેતકેતુ—"પિતાજી, ત્યારે મારા ગુરુઓએ એવો તો મને કોઇ જ પદાર્થ બતાવ્યો નથી કે જેને જાણ્યાથી સઘળું જણાઇ જાય. મને લાગે છે કે એ વસ્તુ એ ગુરુઓ પોતે જ જાણતા નહિ હોય; જાણતા હોય તો તેઓ શું કરવા મને કહે નહિ? માટે પિતાજી, તમે જ મને કહો." પિતાએ કહ્યું, "એ પદાર્થ તે **પરમેશ્વર** છે: જેમ માટીનો ઘડો, સોનાનાં ઘરેણાં, લોઢાનાં છરી, તરવાર વગેરે—તેમ આ સર્વ પદાર્થો **પરમેશ્વર**ના બનેલા છે, **પરમેશ્વર**ને ઇચ્છા થઇ કે 'હું એક છું તે બહુ થાઉં.' અને એમ ઇચ્છા કરીને એણે પોતે તેજ જળ વગેરે રૂપ ધારણ કર્યાં—અને આ સૃષ્ટિ થઇ." પછી પિતાએ પુત્રને **પરમેશ્વર** સમ્બન્ધી વિશેષ જ્ઞાન આપ્યું, ખાલી વિદ્યા ભણીને પુત્ર અભિમાની થઇ ગયો હતો તે **પરમેશ્વર** સમ્બન્ધી જ્ઞાનથી નમ્ર થયો, અને ખરી જાણવાની વસ્તુ જાણી.

શ્વેતકેતુના પિતાએ કહ્યું તેમ જો આ સર્વ પદાર્થો **પરમેશ્વર**ના જ બનેલા હોય, તો તો એ પદાર્થો એ જ

પરમેશ્વર એમ કોઇ માને. પણ ના, એમ નથી; એ પદાર્થો પરમેશ્વરનાં રૂપ ખરાં, પણ એ પદાર્થો એ જ પરમેશ્વર નહિ. જે આ પૃથ્વીમાં રહે છે, છતાં જેને પૃથ્વી જાણતી નથી, પૃથ્વી જેનું શરીર છે, જે પૃથ્વીને માંહ્ય રહ્યો રહ્યો ચલાવે છે—એ પરમેશ્વર. જે જળમાં રહે છે, જે વાયુમાં રહે છે, જે ચન્દ્ર સૂર્ય તારા પશુ પંખી મનુષ્ય વગેરે આ બ્રહ્માણ્ડમાં ભરેલા અસંખ્ય પદાર્થોમાં રહે છે, —છતાં એ પદાર્થો જેને જાણતા નથી, એ પદાર્થો જેનું શરીર છે, એ પદાર્થોને માંહ્ય રહ્યો રહ્યો જે ચલાવે છે—એ પરમેશ્વર.

પણ માટી અને માટીનાં વાસણનું દૃષ્ટાન્ત આપ્યું તે સાંભળી તમને શંકા થઇ તે થવા જેવી છે. શ્વેતકેતુને પણ કદાચ થઇ હશે. તેથી એના પિતાએ જેમ બીજું દૃષ્ટાન્ત આપીને એ શંકા દૂર કરી તેમ હું પણ કરૂં.

વડનો ટેટો લાવો, અને ભાગો. ભાગીને જૂઓ એમાં શું છે? એમાં તો ઝીણા ઝીણા દાણા દેખાય છે. વારૂ, હવે એમાંનો એક ઝીણો દાણો લેઇ ભાગો, અને જૂઓ એમાં શું દેખાય છે? પણ તે બહુ ઝીણું હોવાથી ભાગતાં તો કાંઇ જ દેખાતું નથી. ત્યારે સમજો કે કાંઇ નથી દેખાતું એમાં જ આખું વડનું ઝાડ સમાઇ રહેલું છે. અને એ જ પ્રમાણે, આ જગતની માંહ્ય રહ્યો છતાં જે દેખાતો નથી તેમાં જ આ જગત સમાઇ રહેલું હતું અને તેમાંથી જ એ નિકળ્યું છે.

માટી અને ઘડાનું, સોનું અને સોનાનાં ઘરેણાંનું,

સોહું અને લોઢાનાં ઓજારનું–ઇત્યાદિ દૃષ્ટાન્ત આપવાની મતલબ એવી છે કે તે તે બનાવટની ચીજો ભાગો ફોડો તોપણ જે પદાર્થની એ બનેલી છે તે પદાર્થ તો હમ્મેશાં કાયમ રહેવાનો જ. ઘડો ફૂટ્યો પણ માટી ફૂટશે નહિ; ઘરેણાં ભાગશે પણ સોનું એમ નું એમ રહેશે: તેમ આ જગત્ પરમેશ્વરનું બનેલું છે, અને એ ભાગી જાય કે ફૂટી જાય તોપણ પરમેશ્વરનો નાશ થવાનો નથી. પણ આ વડ સૂકાઇ જાય કે બળી જાય તો એનાં બીજ રહે નહિ. વળી આ બીજ અને ઝાડને છૂટાં પણ પાડી શકાય. પણ એ રીતે પરમેશ્વરને અને આ સૃષ્ટિને એક બીજાથી છૂટાં પાડી શકાય નહિ: એટલી વડ અને બીજના દૃષ્ટાન્તમાં ખામી છે. એ દૃષ્ટાન્તમાં એક ખામી, બીજામાં બીજી ખામી! કોઇ પણ દૃષ્ટાન્ત પરમેશ્વરને પૂરેપૂરૂં લાગુ પડતું નથી એ આથી સમજાય છે. આપણે જે જે દાખલા લઇએ છીએ તે એનું સ્વરૂપ કાંઇક કાંઇક, જેવું તેવું, સમજાવવા માટે જ છે.

ઈશ્વર દેખાતો નથી પણ આ જગતના કણેકણમાં એ ભરેલો છે. આ વાત શ્વેતકેતુના પિતાએ શ્વેતકેતુને એક સારા દૃષ્ટાન્તથી સમજાવી છે.

પિતાએ કહ્યું, "ભાઇ, પેલા પાણીમાં એક મીઠાનો કકડો નાખ, અને સ્હવારમાં એ લેઇ મારી પાસે આવજે."

શ્વેતકેતુએ એમ કર્યું, અને બીજે દહાડે વ્હાણે મીઠાના પાણીનો પ્યાલો લેઇ પિતા પાસે ગયો. પિતાએ કહ્યું, "શ્વેતકેતુ, પેલો મીઠાનો કકડો તેં પાણીમાં નાખ્યો છે

તે લાવ." શ્વેતકેતુએ પાણીમાં હાથ ફેરવ્યો, પણ એ કકડો બિલકુલ જણાયો નહિ કારણ કે તદ્દન ઓગળી ગયો હતો. તેથી તેણે કહ્યું, "પિતાજી, એ તો જણાતો નથી." પિતા—"તો હવે આ પાણી ઉપરથી ચાખી જો, અને કહે કેવું લાગે છે?" શ્વેતકેતુએ ચાખ્યું અને કહ્યું, "ખારૂં." પિતા—"વચ્ચે આચમની નાખીને ચાખી જો, કેવું લાગે છે?" શ્વેતકેતુ—"ખારૂં." પિતા—"તળીએથી ચાખી જો, કેવું લાગે છે?" શ્વેતકેતુ—"ખારૂં." પિતા—"એ મીઠું કાઢી નાખીને મારી પાસે લાવ." શ્વેતકેતુ—"એ શી રીતે નિકળે? એ તો પાણીમાં નિત્ય ભળેલું જ રહેવાનું." પિતા—"ત્યારે એ જ પ્રમાણે સમજ કે પરમેશ્વર અહીં જ છે, છતાં તું જોઇ શકતો નથી કે એ અહીં જ છે; માત્ર એને ચાખવાથી જ, એનો રસ લેવાથી જ, એ જણાય છે; એટલે કે, પરમેશ્વર આંખે દેખાતો નથી, પણ અનુભવમાં લઇ શકાય છે, અને એ રીતે એ છે એમ આપણને ખાતરી થાય છે.

( હિન્દુધર્મની બાળપોથી ) આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ

---

## ૪૬—દયા

દયા એ ઈશ્વરી અંશ છે. એ ગુણ માણસને સ્વાભાવિક છે. કોઇ વૈરીને રસ્તામાં માર ખાતી જોયાથી આપણામાં કણકણો છૂટી જુસ્સો પેદા થઇ પ્રથમ સ્ત્રી ઉપર દયા અને પછી પણ તરત જ મારનાર ઉપર ગુસ્સો આવે છે. કારણની

તલાસ તો પછવાડેથી કરી આપણો આગલો વિચાર ફેરવવો ઘટતો હોય છે તો બદલીએ છીએ, પરન્તુ પહેલ વહેલાં તો ઉપર દયા ઉપજે છે. આ એક જણ સારૂ આટલું દુઃખ થાય તો લાખો આદમીને ઉઘાડે પગે, ઘસતે ટાંટીએ, નાગે શરીરે, ચોટી ગયેલે પેટે, ખોડે સાથે, કેરી આંખે, ચિન્તાની લાહે, રોગની ધાસ્તીએ, અને છોકરાં રૂપી ધાડને લીધે ભીખ માગતા જોઇ કોને દયા નથી ઉપજતી? થોડાક જ શ્રીમન્તોને ઉપજે છે. ટાંટીઆમાં કસ છતાં, કાંડાંમાં જોર છતાં, શરીરમાં જુમ છતાં, વગર મહેનતે અપાત્ર હોઇને પારકાનું ધૂતે છે અને એ ધૂતવું હક રૂપે ગણે છે: એવા ઉપર લેશ ધ્યાન ન આપવું જોઇએ. તે તો પૂજાયા જાય છે ને બિચારા ખરેખરા ગરીબ—આંધળા, લુલા, મૂગા, માબાપ વગરના રઝળતા, બહેરા, અને રોગીઓ આપણી પાસેથી પોકાર કરતા જતા હોય છે, તોપણ આપણે તેઓ તરફ નજર કરતા નથી: રે ગૃહસ્થો! રીત એવી છે કે પાસેનાં સગાં વહાલાંની નઠારી દશા તરફ જોયાથી દીલને ઘણું જ લાગે છે. પડોશી, નાતીલા અને દેશીઓ વિષે તો અનુક્રમમાં હેત ભાવ પ્રમાણે લાગે તોપણ કોઇનાં પણ દુઃખો અને તે વળી ઉપર કહ્યાં તેવાં જોયાથી હૈયામાં અસર થાય ખરી. દેશ એક કુટુમ્બ છે. દેશીઓ તો આપણા ભાણ્ડુ છે. શ્રીમંત-નો જીવ તેવો અનાથનો જીવ. જીવ કંઇ ઉંચ નીચ નથી. ઈશ્વરને ઘેર તે સમ ગણાય છે. નાચાર ભૂખે મરતા શુદ્રને પાળવો એમાં ભ્રષ્ટ બ્રાહ્મણને જમાડ્યાના પુણ્ય કરતાં વધારે પુણ્ય

છે, નીચ ઉંચ તો માત્ર ધંધાને લીધે થયા છે. માટે દાન આપવા વિષે નીચ ઉંચ જાત જોવાની નથી; પણ લેનાર સુપાત્ર કે કુપાત્ર છે એ વધારે જોવાનું હોય છે. આપ્યાથી જેઓનું પેટ ટાઢું થાય છે, અને આંતરડી કકળતી બન્ધ પડે છે, તેઓ અન્તઃકરણથી પોતાને સારૂં કરનારને કેટલી દુવા દે છે! એથી આપનારને કેવો ને કેટલો સન્તોષ! અને તેની પ્રીતિ અને દાઝમાં કેટલો વધારો! દશાનું ચક્કર ફરતું ફરતું સહુના ઉપર આવે છે. ત્યારે દશાથી દુઃખ પામતા અભાગીયાને પોતાના ભાણ્ડુ પ્રમાણે જાણી તેની બને તેટલી બરદાસ લીધાથી મનનું સમાધાન રહે કે નહિ? દુઃખી પ્રાણીને સંકટમાંથી ઉદ્ધારવો એ આપણો ધર્મ છે.

ગરીબ થયો માટે નાખી દેવાનો? આપણા શ્રીમંતો તો જેમ ગલતકોહોડને અને ઉડતા તથા ચેપી આજારને સોડે જતાં બીહે છે, તેમ ગરીબને પાસે તેડવો એ તેઓ નીચું જાણે છે. શ્રી કૃષ્ણ સરખાએ કંગાળનાં દુઃખ હર્યાં ત્યારે આપણાથી બને છે તો શું? પણ થોડા અનુકૂળ છતાં શા માટે વિપતમાં પડેલાને સાહ્ય ન થવું? જેમ પૈસાદારે ધને કરીને દુઃખીઆંને દિલાસો દેવો, તેમ વિચારૂપી ધનવાળાઓએ મૂરખના નઠારા વિચારો અને અજ્ઞાન ખસેડવાને મેહેનત લેવી. એકલપેટા થવું એ નીચી રીત છે. એથી આપણામાં અને જનાવરમાં કંઇ ફેર રહેતો નથી. પોતાનાં પેટ તો કાગડા કુતરા પણ ભરે છે, ને સૃષ્ટિમાં માણસનો જ જીવ છે કે જેને પોતાના વર્ગના

દુઃખનું ભાન હોય છે, અને એકએકનાં દુઃખસુખનો ભાગીઓ થાય છે. પણ મારા પૈસાદારની રીત ન્યારી જ છે! પડ્યા ઉપર પાટુ ઉગામતા જોઉં છું! ગરીબ એટલે ફેંકી દેવાનો, પછી ગુણી હોય તોપણ!

વિચારો, વિચારો લગાર લાંબી નજરે કે તેઓ પોતાનાં ગુજરાન કેવી ભુંડી રીતે ચલાવે છે! તેઓ રાજને અને તમારા માથે ભાર છે, એમ તમે ન જાણો. તેઓ નઠારી હાલતમાં સરજાયાં માટે તેઓને ત્યાં જ રહેવા દેવાં? શું આપણાં ખોડવાળાં માંદાં છોકરાંને વૈદ પાસે લેઇ જઇ સારાં નથી કરાવતા?

( નર્મગદ્ય ) નર્મદાશંકર લાલશંકર કવિ

---

## ૪૭—દૂતત્વ

મધ્યરાત્રિ વીતી ગઇ છે, રાજપૂતરાજા જશવન્તસિંહ એકલો તમ્બુમાં બેઠો છે. કપાળે હાથ દેઇ એ મોડી રાત્રે પણ તે કંઇક ચિન્તા કરે છે. સામે માત્ર એક દીવો બળે છે, તમ્બુમાં બીજું કોઇ નથી. સમાચાર આવ્યા કે મરાઠા દૂત મળવા આવ્યો છે. તેને અન્દર બોલાવી લાવવાની આજ્ઞા કરી છે. તેની વાટ જોતો બેઠો છે.

મહાદેવજી ન્યાયશાસ્ત્રી તમ્બુમાં આવ્યો. જશવન્તસિંહે તેને આદર આપી બોલાવ્યો ને બેસવા કહ્યું. બન્ને બેઠા.

અનેક ક્ષણ સુધી જસવન્તસિંહ ચૂપ બેસી રહ્યો,

કંઇક વિચાર કરતો હતો. રાજપૂત તરફ મહાદેવ તીક્ષ્ણ દૃષ્ટિથી નિઃશબ્દે જોઇ રહ્યો હતો. અન્તે જશવન્તસિંહ બોલ્યો, "મને આપના પ્રભુનો પત્ર મળ્યો છે, તેમાં જે લખ્યું છે તે જાણ્યું છે. તે સિવાય બીજું કંઇ કહેવાનું છે?"

મહાદેવ: "પ્રભુએ મને કંઇ કહેવા મોકલ્યો નથી, માત્ર ખેદ કરવાને મોકલ્યો છે."

જશવન્તસિંહ: "કેવળ પૂના અને ચાકનદુર્ગ હજી તો અમારે હાથ આવ્યાં છે, એને માટે આટલો ખેદ?"

મહાદેવ: "દુર્ગનાશ માટે એમને ખેદ થતો જ નથી, એવા તો એમની પાસે અસંખ્ય કિલ્લાઓ છે."

જશવન્તસિંહ: "ત્યારે શું મોગલયુદ્ધસ્વરૂપ વિપત્તિ આવી પડી છે તે માટે તે ખેદ કરે છે?"

મહાદેવ: "વિપત્તિમાં ખેદ કરે એ તો એમનો સ્વભાવ જ નથી."

જશવન્સિંહ: "ત્યારે શેને માટે ખેદ કરે છે?"

મહાદેવ: "જે હિન્દુરાજતિલક છે, જેમનો જન્મ ક્ષત્રિય કુળમાં થયો છે, જે સનાતન ધર્મના રક્ષણકર્તા છે, તે આજ મ્લેચ્છના દાસ બન્યા છે, એ જોઇને પ્રભુને બહુ ખેદ થાય છે!"

જશવન્તસિંહનું મુખમંડળ કંઇક લાલ થયું, મહાદેવ તેને જોયું ના જોયું કરીને ગમ્ભીર સ્વરે બોલવા લાગ્યો, "ઉદયપુરના રાણાના વંશમાં જેણે વિવાહ કર્યો છે, મારવાડનું રાજછત્ર જેના મસ્તક ઉપર ધરાય છે, રાજસ્થાન જેની સુખ્યાતિથી પરિપૂર્ણ બની ગયું છે, ક્ષિપ્રાને

તીરે જેના બાહુબળથી ઔરંગઝેબ ભયભીત અને વિસ્મિત થઇ ગયો હતો, સમગ્ર ભારતવર્ષ જેને સનાતન હિન્દુધર્મના સ્તમ્ભસ્વરૂપ માને છે, દેશેદેશે ગામેગામે મન્દિરેમન્દિરે જેના જયને માટે હિન્દુમાત્ર, બ્રાહ્મણમાત્ર, જગદીશ્વરના ચરણમાં પ્રાર્થના કરે છે, આજ તેને મુસલમાનને પક્ષ ગ્રહણ કરી હિન્દુ વિરુદ્ધ યુદ્ધ કરતો દેખી પ્રભુને ખેદ થાય છે! રાજન્, હું તો માત્ર દૂત છું, હું શું બોલું છું તેનું મને ભાન નથી. દોષ થતો હોય તો ક્ષમા કરશો; પણ આ યુદ્ધની સર્વ તૈયારીઓ શેને માટે? આ સૈન્યસામન્ત શેને માટે? આ સમસ્ત વિજયપતાકા શેને માટે ઉડતી કરી છે? સ્વાધિકારની વૃદ્ધિ માટે? હિન્દુસ્વતન્ત્રતાની સ્થાપના માટે? ક્ષત્રિયોચિત યશોલાભને માટે? આપ ક્ષત્રિયકુળભૂષણ છો; આપ વિચાર કરી જૂઓ. હું તો કંઇ જાણતો નથી."

જશવન્તસિંહ નીચું જોઇ રહ્યો. મહાદેવ વળી બોલવા લાગ્યો, "આપ રાજપૂત છો, મરાઠાઓ રાજપૂતપુત્ર છે, પિતા પુત્ર વચ્ચે યુદ્ધ ના સમ્ભવે! ભવાની જાતે એ યુદ્ધનો નિષેધ કરે છે. આપ આજ્ઞા આપો, અમે તેનું પાલન કરીશું. રાજપૂતનું ગૌરવ જ અનાથ ભારતવર્ષનું એકમાત્ર ગૌરવ છે, રાજપૂતોનાં યશોગીત અમારી ઘરની રમણીઓ હજી પણ ગાય છે, રાજપૂતોનાં ઉદાહરણ દેખી અમારાં બાળકો શિક્ષણ પામે છે. ક્ષત્રિયકુળતિલક, રાજપૂતરુધિરમાં અમારી તલવાર બોળતા પહેલાં ભલે મરાઠાઓનું નામ વિલુપ્ત થઇ જાઓ, ભલે રાજ્ય વિલુપ્ત થઇ જાઓ! અમે

ભાલા ને તરવાર ફેંકી દેઇશું ને ફરી હળ પકડતાં શીખીશું !"

જશવન્તસિંહ આંખ ઉંચી કરી ધીરે ધીરે બોલ્યો, "દૂતપ્રધાન, તમારી કથા બહુ મીઠી લાગે છે, પણ હું દિલ્લીશ્વરને આધીન છું. મરાઠાઓની સાથે યુદ્ધ કરીશ એમ કહીને આવ્યો છું; મરાઠાઓની સાથે યુદ્ધ—

મહાદેવ: "અને હજારો સ્વધર્મીઓનો નાશ કરીશ, હિન્દુ હિન્દુનું મસ્તક છેદશે, બ્રાહ્મણ બ્રાહ્મણની છાતીમાં છરી બેસાડશે, ક્ષત્રિયના રુધિરસ્રોતમાં ક્ષત્રિયનો રુધિરસ્રોત ભળશે, અને અન્તે મ્લેચ્છ બાદશાહનો સમ્પૂર્ણ વિજય થશે!"

જશવન્તસિંહનું મુખ રાતું થઇ ગયું, ઉદ્વેગ રોકી કંઇક કર્કશભાવે બોલ્યો, "કેવળ દિલ્લીશ્વરના જયને માટે આ યુદ્ધ નથી. હું તમારા પ્રભુની સાથે કેવી રીતે મિત્રતા કરૂં ? શિવાજી વિદ્રોહાચારી છે, ચતુર શિવાજી આજે જે અંગીકાર કરે છે, કાલે તેનો ભંગ કરે છે."

હવે બ્રાહ્મણનાં નયન પ્રજ્વલિત થયાં. તે ધીરે ધીરે બોલ્યો, "મહારાજ, સાવધાનતાથી બોલજો. મિથ્યા નિન્દા કરવી આપને યોગ્ય નથી. શિવાજીએ હિન્દુને જે વચન આપેલું તે ક્યારે તોડ્યું છે ? બ્રાહ્મણની પાસે જે પ્રતિજ્ઞા કરેલી, ક્ષત્રિયની પાસે જે પ્રતિજ્ઞા કરેલી તે શિવાજી ક્યારે વિસરી ગયો છે ? દેશમાં અનેક ગામો છે, અનેક દેવાલયો છે; જઇને તપાસ કરી જૂઓ કે સત્યપાલન કરવામાં, બ્રાહ્મણને આશ્રય આપવામાં, હિન્દુને ઉપકાર કરવામાં, ગોવત્સની રક્ષા કરવામાં, દેવદેવીની પૂજા કરવામાં

માનો સાથે છે. જેતાઓ અને વિજિતો વચ્ચે મિત્રતા ક્યાં અને ક્યારે હોય છે? નોળીઓ સાપને પકડે છે, ત્યારે સાપ મૃતવત્ પડ્યો રહે છે; મૃત જાણી તેને છોડી નોળીઓ ચાલ્યો જાય છે, કે તુરત જ જર્જરિત શરીર નાગરાજ લાગ જોઇ શત્રુને દશે છે. એ તે શું વિદ્રોહાચરણ કે જાતિસ્વભાવ? કુતરાં સસલાંને પકડવાનો પ્રયત્ન કરે છે, સસલું પ્રાણ બચાવવાનો પ્રયત્ન કરે છે; એક બાજુએ નાસવાનો દમ્ભ કરીને બીજી જ બાજુએ નાસી જાય છે, એ તે ચતુરતા કે જાતિસ્વભાવ? જીવજન્તુ માત્રને જગદીશ્વરે પ્રાણરક્ષાના જે યત્ન અને ઉપાય શીખવ્યા છે, તે યત્ન અને ઉપાય તેણે માનવીને શીખવ્યા નથી? આપણા પ્રાણનો પ્રાણ, જીવનના જીવનસ્વરૂપ જે સ્વાધીનતા તેનું મુસલમાનોએ સેંકડો વર્ષથી હરણ કર્યું છે, હૃદયનું રુધીરસ્વરૂપ જે બળ, માન, દેશગૌરવ અને ધર્મ તેનો વિનાશ કર્યો છે, તેમની જ સાથે અમારી મિત્રતા ને સત્યસમ્બન્ધ? તેમનાથી જે ઉપાયે જીવનસ્વરૂપ સ્વાધીનતાની રક્ષા કરી શકાય, સ્વધર્મ અને જાતિગૌરવની રક્ષા કરી શકાય તે ઉપાયને શું તમે છળ કહેશો? એ ઉપાય શું નિન્દાપાત્ર છે? જીવનરક્ષણને માટે પલાયનકુશળ મૃગની શીઘ્રગતિને વિદ્રોહ કહેશો? બચ્ચાંનું રક્ષણ કરવા માટે પક્ષી શત્રુને લોભાવી બીજી બાજુએ દોરી જાય તે શું નિન્દાપાત્ર છે? ક્ષત્રિયરાજ, મુસલમાનો મરાઠાઓની સર્વદા નિન્દા કરે છે, એ તો સાંભળી જાય છે; પણ હિન્દુપ્રવર, આપ હિન્દુજીવનરક્ષાના એકમાત્ર ઉપાયની નિન્દા ના કરો,

શિવાજીની નિન્દા ના કરો!" મહાદેવજીનાં જ્વલન્ત નયનો આંસુથી પૂરાઇ ગયાં.

બ્રાહ્મણની આંખમાં આંસુ આવેલાં જોઇ રાજપૂત જશવન્તસિંહના હૃદયમાં વેદના થઇ. તે બોલ્યો. "દૂતપ્રવર, આપને કષ્ટ આપવાનો મારો હેતુ ન હોતો. જો કંઇ અન્યાય બોલ્યો હોઉં તો ક્ષમા કરજો. હું તો માત્ર એ જ કહેતો હતો કે રાજપૂતો પણ સ્વાધીનતાની રક્ષા તો કરે છે, પણ તેઓ સાહસ અને સમ્મુખરણ વિના બીજો ઉપાય જાણતા નથી. મરાઠાઓ શું એ ઉપાય ગ્રહણ કરીને ફળલાભ પ્રાપ્ત ન કરી શકે?"

મહાદેવ: "મહારાજ, રાજપૂતોની સ્વાધીનતા પુરાતન કાળની છે, તેમની પાસે પુષ્કળ ધન છે, તેમના દેશને પર્વતથી કે રણથી રક્ષણ મળે છે, સુન્દર રાજધાનીઓ છે, હજારો વર્ષથી તેમને અપૂર્વ રણશિક્ષણ મળેલું છે. મરાઠાઓ પાસે એમાંનું શું છે? તેઓ દરિદ્ર છે, ચિર-પરાધીન છે, તેમની રણશિક્ષા આ પ્રથમની જ છે. આપના દેશ ઉપર હલ્લો થાય, તો આપ પુરાતન રીતિને અનુસરી યુદ્ધ આપો, પુરાતન અનિર્વચનીય તેજ અને પ્રરાક્રમ પ્રકટ કરો, અસંખ્ય રાજપૂતસેના આગળ દિલ્લીશ્વરની સેના પલાયન કરે. અમારા દેશ ઉપર હલ્લો થાય તો અમે એમાંનું શું કરી શકીએ? પુરાતન રીતિ નથી, રણશિક્ષા નથી, અસંખ્ય સેના નથી, જે સેના છે તેણે કદી રણક્ષેત્ર જોયું નથી. દિલ્લીશ્વર જ્યારે કાબુલ, પંજાબ, બિહાર, માલવ, વીરપ્રસવિની રાજસ્થાનભૂમિમાંથી પણ હજારો પુરાતન

રણદર્શી યોદ્ધાઓ મોકલે, જ્યારે મોટા અને અનિવાર્ય રણઅશ્વ અને રણગજ મોકલે, જ્યારે તોપો, બન્દુકો, દારૂ, ગોળા અને ધનનાં હજારો ગાડાં લાવી દેશમાં ઠાલવી દે ત્યારે શું કરે આ દરિદ્ર મરાઠા? તેમની પાસે એવી અસંખ્ય દૂરદર્શી સેના નથી, એવા અશ્વગજ નથી, એટલું ધન નથી. ત્વરિતગતિ અને પર્વતયુદ્ધ વિના તેમને બીજો કયો ઉપાય છે? ક્ષત્રિયરાજ, જીવનપ્રભાતે દરિદ્ર જાતિને એ વિના બીજો ઉપાય નથી. જગદીશ્વર કરે ને મરાઠાઓ દીર્ઘજયી થાઓ, તેમની પાસે ધન અને યુદ્ધાયોજનના ઉપાય થવા દો, બસો ત્રણસો વર્ષની રણશિક્ષા થવા દો ને પછી તેઓ પણ રાજપૂતોના અસાધારણ ગુણનું અનુકરણ કરશે."

એ સમસ્ત કથા સાંભળી જશવન્તસિંહ ઉંડા વિચારમાં ડૂબી ગયો, હાથ કપાળ ઉપર મૂકી વિચાર કરવા લાગ્યો. મહાદેવે જોયું કે તેનું એક વાકય પણ નિષ્ફળ નથી ગયું. ફરી ધીરે ધીરે બોલવા લાગ્યો, "આપ હિન્દુશ્રેષ્ઠ છો, હિન્દુગૌરવસાધનમાં સન્દેહ કેમ કરો છો? હિન્દુધર્મના જયની આપને અવશ્ય ઇચ્છા છે, શિવાજીને પણ એ વિના બીજી ઇચ્છા નથી. મુસલમાનશાસનનો નાશ, હિન્દુજાતિનું ગૌરવસાધન, સ્થાને સ્થાને દેવાલયોની સ્થાપના, સનાતન ધર્મની ગૌરવવૃદ્ધિ, હિન્દુશાસ્ત્રની આલોચના, બ્રાહ્મણને આશ્રયદાન, ગોવત્સાદિનું રક્ષણ એ વિના શિવાજીને બીજી કશી ઇચ્છા નથી. એ વિષયમાં તેમને સહાયતા આપવાથી દૂર રહેવું હોય તો તમે જાતે એ કાર્ય સાધો.

આપ આ દેશનું રાજ્ય કરો, મુસલમાનોને પરાજય પમાડો, મહારાષ્ટ્રમાં હિન્દુસ્વતન્ત્રતાની સ્થાપના કરો. આજ્ઞા કરો ને આ ક્ષણે કિલ્લાના દરવાજા ઉઘડશે. પ્રજા આપને કર આપશે, આપ શિવાજી કરતાં અનેક ગણા બળવાન્ છો, અનેક ગણા દૂરદર્શી છો, અનેક ગણા યોગ્ય છો. શિવાજી સન્તુષ્ટ ચિત્તે આપનો એક સેનાપતિ થઇ રહેશે ને મુસલમાનોના નાશમાં પ્રવૃત્ત થશે; એને બીજી વાસના નથી."

આ પ્રસ્તાવથી ઉચ્ચાભિલાષી જશવન્તસિંહનાં નયન આનન્દથી પ્રફુલ્લ બની ગયાં. અનેક ક્ષણ સુધી વિચાર કર્યો, પણ પછી ધીરે ધીરે બોલવા લાગ્યો, "મારવાડ મહારાષ્ટ્રથી બહુ દૂર છે, એક રાજાની નીચે એ બે પ્રદેશો રહી શકે નહિ."

મહાદેવ: "ત્યારે આપનો યોગ્ય પુત્ર હોય તો તેને રાજ્ય આપો, નહિ તો કોઇ આત્મીય યોદ્ધાને આપો. શિવાજી ક્ષત્રિય રાજાને આધીન રહી કાર્ય કરશે, પણ ક્ષત્રિયોની સાથે યુદ્ધ તો કદાપિ નહિ કરે."

જશવન્તસિંહ: "આ વિપત્કાલમાં ઔરંગજેબની સાથે યુદ્ધ કરી આ દેશને પોતાની પાસે રાખી શકે એવો કોઇ આત્મીય પણ નથી."

મહાદેવ: "કોઇ ક્ષત્રિય સેનાપતિની યોજના કરો. હિન્દુધર્મ અને સ્વાધીનતાની રક્ષા થશે તો શિવાજીની મનઃકામના પૂર્ણ થશે. શિવાજી સાનન્દચિત્તે રાજ્ય પરિત્યાગ કરી વાનપ્રસ્થ ગ્રહણ કરશે."

જશવન્તસિંહ: "એવો સેનાપતિ પણ નથી."

મહાદેવ: "ત્યારે જે આ મહત્કાર્ય સાધી શકે એવો છે તેને સહાયતા આપો. આપના સાહાય્યથી, આપના આશીર્વાદથી શિવાજી અવશ્ય સ્વદેશ અને સ્વધર્મનું ગૌરવસાધન કરી શકશે. ક્ષત્રિયરાજ, ક્ષત્રિયયોદ્ધાને સહાયતા આપશો તો ભારતમાં એવો કોઇ હિન્દુ નથી, આકાશમાં એવો કોઇ દેવ નથી કે જે આપને ધન્યવાદ નહિ આપે."

જશવન્તસિંહ: "દ્વિજવર, તમારો તર્ક અલંઘનીય છે, કંઇ ઉત્તર આપી શકાય એમ નથી; પણ દિલ્લીશ્વરે મને સ્નેહ કરી આ કાર્ય ઉપર યોજ્યો છે, હું શી રીતે ફરી જાઉં ? એ શું ભદ્ર મનુષ્યને યોગ્ય છે?"

મહાદેવ: "દિલ્લીશ્વરે હિન્દુઓને કાફર કહી તેમના ઉપર જજીયાવેરો નાખ્યો છે, તે કાર્ય શું ભદ્ર મનુષ્યને યોગ્ય છે? દેશદેશમાં હિન્દુ મન્દિરોને, હિન્દુ દેવદેવીઓને અપમાન આપે છે તે કાર્ય શું ભદ્ર મનુષ્યને યોગ્ય છે? કાશીના પવિત્ર મન્દિરને તોડી નાખ્યું ને તેના પત્થરોથી મસ્જિદ બનાવી એ શું ભદ્ર મનુષ્યને યોગ્ય છે?"

ક્રોધકમ્પિત સ્વરે જશવન્તસિંહ બોલ્યો, "દ્વીજવર, હવે બોલો મા, બહુ થયું! આજથી શિવાજી મારો મિત્ર છે, આજથી શિવાજીની પ્રતિજ્ઞા ને મારી પ્રતિજ્ઞા એક છે, શિવાજીનો ને મારો પ્રયત્ન એક છે. એ હિન્દુવિરોધી દિલ્લીશ્વરની સામે આટલા બધા દિવસો જેણે યુદ્ધ કર્યું છે, તે મહાત્મા ક્યાં છે? એક વાર તેને આલિંગન આપી હૃદયનો સન્તાપ દૂર કરૂં."

બ્રાહ્મણવેશધારી દૂતે તુરત જ બ્રાહ્મણવેશનો ત્યાગ કર્યો, બ્રાહ્મણનો પોશાક ઉતરતાં યોદ્ધાનો પોશાક દેખાયો, કુરતું ઉતરતાં બખ્તર દેખાયું ! મરાઠાવીર ધીરે ધીરે બોલ્યો, "રાજન્, ગુપ્તવેશ ધારણ કરી આપની પાસે આવ્યો છું તે દોષ તરફ દૃષ્ટિ કરશો ના. આ દાસ બ્રાહ્મણ નથી, મહારાષ્ટ્રીય ક્ષત્રિય છે; નામ મહાદેવજી નથી, દાસનું નામ શિવાજી !"

રાજા જશવન્તસિંહ વિસ્મય અને હર્ષોત્ફુલ્લ લોચને આ પ્રખ્યાત મરાઠાયોદ્ધા તરફ જોઇ રહ્યો, ચકિત થઇ દિલ્લીશ્વરના આ પ્રચણ્ડ શત્રુ તરફ—દક્ષિણના વીરશ્રેષ્ઠ તરફ—જોઇ રહ્યો. અનેક ક્ષણ પછી ઉભો થયો, આનન્દે ને સજળનયને આજ સુધીના એ પરમશત્રુને આલિંગન દીધું. શિવાજીએ પણ સમ્માન અને પ્રણયસહિત એ પ્રખ્યાત રાજપૂતવીરને આલિંગન આપ્યું !

(મહારાષ્ટ્ર જીવનપ્રભાત) નરસિંહભાઇ ઈશ્વરભાઇ પટેલ

---

# ૪૮—ગૂજરાતનો કલાભંડાર

હિન્દુ ઇસ્લામની સંગમકલાનો ઇતિહાસ ગૂજરાતના મધ્યકાલીન મહાલયોમાં લખેલો છે. અમદાવાદ શહેર જ ઇતિહાસનો એક અજબ કલાગ્રન્થ છે. સૌન્દર્યનું વેરણછેરણ થયેલું અમદાવાદ એક ઉદ્યાન છે. સુરતની ને સુરતીઓ-

ની સૌન્દર્યભાવના રસમાં, રૂપમાં, સ્વાદમાં, સુગન્ધમાં, સંગીતમાં, કવિતામાં અનેકધા વિકસેલી છે. **જામનગર સૌરાષ્ટ્રનું સુરત** છે. કુંકુમ ફૂલ અત્તર બાંધણી જરીકામ સંગીત શાસ્ત્રવિશારદતા અનેકધા ત્યાં મ્હોરેલાં છે. વર્તમાન યુગનાં **અમદાવાદ** શહેરને ને **મુમ્બાઇ** નગરીને ત્યાં ત્યાંના શેઠિયાઓએ શણગાર્યાં છે; **વડોદરાને** મહારાજા **સયાજીરાવ ગાયકવાડે** શણગાર્યું છે; **ભાવનગર, જૂનાગઢ જામનગર, મોરબી, ગોંડળ, પોરબન્દરને** ત્યાંત્યાંના રાજવીઓએ ઓછાં વધતાં શણગારેલાં છે. પણ **ગૂજરાતનો** પ્રાચીન કલાઇતિહાસ એટલે **ગૂજરાતવાસી આર્યતાનો** કલાઇતિહાસ, **બૌદ્ધોનો** કલાઇતિહાસ, **શૈવોનો** કલાઇતિહાસ, **જૈનોનો** કલાઇતિહાસ, **ઇસ્લામનો** કલાઇતિહાસ, **વૈષ્ણવોનો** કલાઇતિહાસ: **ગૂજરાતનો** પ્રાચીન કલાઇતિહાસ એમ પચરંગી છે. **દ્વારિકાના** હરિમન્દિરોમાં **બૌદ્ધ શૈવ** ને **વૈષ્ણવી** સૌન્દર્યછાયાઓ ગૂંથાએલી છે. મહારાજ **અશોકના** શિલામન્ત્રો, **વલ્લભીપુરનાં** કોકકોક ખંડેર, **ગિરનાર** શિખર ઉપરનાં ને **સાગરતીરનાં** કોઇક કોઇક મન્દિરો, **સુદર્શન** સરોવરની સીમાઓ ને ભાંગેલી ભેખડો: એ **બૌદ્ધ** કલાઇતિહાસના ભાંગ્યાતૂટ્યા અક્ષરો છે. **પ્રભાસપાટણના સોમનાથનાં** ખંડેર, **સિદ્ધપુરના રૂદ્રમહાલયનાં** ઉચ્ચ ભવ્ય તોરણો, **પાટણના** પડછાયા, **મોઢેરાનાં** ખંડેર, **ઝીંઝુવાડાનો** ઉત્કંઠ કિલ્લો, **જૂનાગઢના** ઉપરકોટના કાંગરા: એ **શૈવયુગની** જાહોજલાલીના ભાંગેલા કીર્તિસ્તમ્ભો છે. એ જ કાળમાં **જૈનયુગ** પણ પ્રવર્તતો. **ગિરનારને** ને

સિદ્ધાચળને શિખરે, આબુને ને તારંગાને માથે, સુરત અમદાવાદ જામનગરને ખોળે જૈનસંઘે સૌન્દર્યના અમ્મર અલંકાર ગૂજરાતને ધરાવેલા છે. અને પછી આવ્યો ઇસ્લામનો યુગ. અમદાવાદ એટલે ઇસ્લામી સૌન્દર્યવિધાનનું સંગ્રહસ્થાન. વીસ લાખની વસ્તીના આ શહેરમાં મસ્જિદોના એક હજાર મિનારા હતા, બાદશાહી સોનાટંકશાળ હતી, નાગોરથી સાલસેટ સુધીની સલ્તનતનું આ રાજનગર હતું. હુમાયુન, અકબરશાહ, જહાંગીરશાહ, શાહજહાન ને ઔરંગજેબ બાદશાહો આપણી નગરીમાં વસી ગયેલા છે. બાદશાહઝાદાઓ અમદાવાદની સૂબાગિરિમાં ગૌરવ માણતા. શહેનશાહબાનુ નૂરજહાન ને શાહબાનુ મુમતાઝમહેલ આપણા સાબરતીરે રહી ગયાં છે. આજમખાનનો મહેલ બાદશાહીના એક સુબેદારનો મહેલ છે. દાદાહરીહરની વાવ બાદશાહીની એક દાસીએ બન્ધાવેલો જલમહેલ છે. સરખેઝનો રોઝો, શાહઆલમનો રોઝો, દરિયાખાનનો ઘુમ્મટ બાદશાહના ધર્મગુરુઓના રોઝા છે. મુમતાઝની પ્રેમસમાધિ ને મૃત્યુવાસ યમુનાતીરે મંડાયા તે પૂર્વે મુમતાઝના રંગમહેલ ને સંસારવાસ સાબરતીરે મંડાયા હતા. સર ટૉમસ રો અમદાવાદ જોઇને મોહ્યો હતો. તે ભાખી ગયો છે કે દેશદેશની વસ્તુઓ ને દેશદેશની જનતા માણેકચોકમાં ને ત્રણ દરવાજે એકઠી મળતી. ઉર્દૂ કવિતાનો પ્રથમ કવિ વલી અમદાવાદી હતો. ઇસ્લામની જાહોજલાલીનો ઇતિહાસ કંઇક વણભૂંસાએલો આજેયે અમદાવાદમાં મોજુદ છે. પછી ગૂજરાતમાં જાગ્યો વૈષ્ણવ

યુગ. નરસિંહમીરાંથી સંડાએલો એ કલાયુગ પ્રેમાનન્દ ને દયારામભાઈમાં ખીલી નિકળ્યો. વલ્લભ સમ્પ્રદાયની ફૂલમંડળીઓ ને હિન્ડોળા, પૂજાસામગ્રી, કીર્તનસંગીત ને છપ્પનભોગ તેમજ સ્વામીનારાયણ સમ્પ્રદાયના મન્દિર-મહાલયો—એમણે વૈષ્ણવી કલાવિધાનોથી ગૂજરાતને શોભાવ્યું. આમ ગૂજરાતનું ઐતિહાસિક કલાવિધાન પંચામૃત સરિખડું પંચ પરમ દ્રવ્યોનું બનેલું છે.

ગૂજરાતની સૌન્દર્યવાટિકા વિવિધ ને વિશાળ છે, જગદ્મોહિની છે. એ સૌમાં ગુર્જરી સૌન્દર્યોદ્યાનની પરમ રસકલા, સર્વશ્રેષ્ઠ ફૂલકલિકા તો ગુર્જર સુન્દરી: શું હિન્દુ કે શું ઇસ્લામી, શું પારસી કે શું ખ્રિસ્તી કે યાહુદી. ગુર્જર સુન્દરીના ગરબા ભારતખંડમાં અનુપમ છે, જગતભરમાં અનુપમ છે; ગૂજરાતણ જગદસુન્દરીઓમાં એવી અનુપમ છે. ગુર્જર સુન્દરીઓનો પોષાક સગવડ સૌન્દર્ય લાજમર્યાદાને માટે બેનમૂન છે; મદ્રાસમાં, મહારાષ્ટ્રમાં, બંગાળામાં ઘણી નવસુન્દરીઓ ગૂજરાતના પોષાક ઉપર મોહી છે, ને ધારણે કીધો છે. ગૂજરાતની સંસ્કૃતિની, સંગીતની, કલાની, કવિતાની, ધાર્મિકતાની, ગુર્જર સુન્દરી પરમ પુણ્યકલિકા છે; એની પાંખડીએ પાંખડીએ અદ્ભુત ને અલૌકિક પરિમલ પમરે છે. રાજમહેલમાં તેમજ ગરીબોની ઝુંપડીઓમાં ગુર્જર યશકલારૂપ ગૂજરાતણ જન્મે છે, રણુવાસમાંની એ રાણકદેવડી ને સહસ્રલિંગ તળાવ ગોડતી એ જસમા ઓડણનો પરિવાર નિર્વંશ નથી થયો. ગૂજરાતને ગામેગામ સતીઓની દહેરીઓ છે. ગૂજરાતની

ઓ નવસુન્દરીઓ! ગૂજરાતની એ ગરવી ગુણિયલનું, એના પુણ્યનું, એના સૌન્દર્યનું, એના સતીત્વનું નવવિકાસને નામે, નવયુગને નામે, નવભાવનાઓને નામે ખૂન મા કરતી હો!

એ થઇ ગૂજરાતના કલાઇતિહાસની રૂપરેખા. ગૂજરાતના અર્વાચીન કલાદર્શનની કાંઇક ઝાંખી કરી લઇએ.

આજે દેશની જે ગરીબી છે, પ્રજાની જે ગરીબી છે, તે જ કલા અને કલાવન્તોની ગરીબી છે. વીસમી સદી સુરતખંડમાં તો છપ્પનિયાથી બેઠી. તે પછીની પચ્ચીશીમાં કેટલીક નાની નાની દુકાળ છાંયડીઓ આવી ગઇ. મોંઘવારી ને અછત છપ્પનિયા પછી વધી ગયાં. કલાઓની પણ એવી અછત, એવી મોંઘવારી છે. તોયે ગૂજરાત ભાગ્યું ભાગ્યું પણ સુરૂચ છે. ગૂજરાતનો બગીચો કરમાયો છે, છતાં યે કરમાએલો તે બગીચો છે. સો વર્ષ ઉપર સ્વામીનારાયણનાં મન્દિરો બાંધનાર કારીગરો ગૂજરાતમાં હતા; પોણોસો વર્ષ ઉપર આ હઠીભાઇની વાડી ને અંજનશલાકા બાંધનાર પ્રેમચન્દ સલાટ હતા; વીસેક વર્ષો ઉપર તઅજ્જુબ કરે એવું ફુતાશાહની પોળમાંનું, ખેતરપાળની પોળમાંનુ, શેઠની પોળમાંનું દહેરાસર બાંધનાર રવિકરણ ને ગુલાબજી હતા. પચ્ચાસેક વર્ષો ઉપર મૌલાબક્ષ ને આદિત્યરામજી જેવા સંગીતાચાર્યો, ગૂજરાતખોળે રમતા. રાજા રવિવર્મા આપણે ત્યાં નથી નીવડ્યા, પણ છેક ચિત્રકલા વિનાનું ગૂજરાત નથી રહ્યું. સમસ્ત ભારતપૂજ્ય ને આર્યાવર્તપ્રખ્યાત એક ચિત્ર તો ગૂજરાતે આ યુગમાં

આપ્યું છે. આ પ્રજાયુગમાં સ્વદેશભક્તિના આ સ્હવારમાં, હિન્દ મૈયાની મૈયાસ્વરૂપી મૂર્તિ આપણા ગૂજરાતી ચિત્રકાર સદ્‌ગત **મગનલાલ લીલાધર શર્માએ** આપી છે. માતૃભક્તિની તાદૃશતા એ ગૂજરાતીએ ખડી કરી. કવિઓ તો અમે ઘણા કહેવાઇએ છીએ; તોયે સાહિત્ય વાંઝિયું રહ્યું નથી. **સરસ્વતીચન્દ્ર**નાં ચાર પુસ્તકો લેઇને ૧૯ મી કે ૨૦ મી સદીની જગતસાહિત્ય પરિષદ્‌માં પ્રવેશતાં ગૂજરાતીઓને શરમાવું પડે એમ નથી. ગૂજરાતના ધનિકો ધન કમાઇને જાણે છે એમ ખોબલે ને ટોપલે આપીયે જાણે છે. ત્રીસ લાખની સખાવત કરનાર **જમશેદજી તાતા**, પન્દર લાખની સખાવત કરનાર **સર વિઠ્ઠલદાસ** જેવા વિદ્યારસિક મહાગુર્જરો આ યુગના યુગપુત્રો છે. **પ્રેમચન્દ**ની ભારતીય ઉદારતા લાખ્ખોની હતી. **અમદાવાદ**માં જ **રણછોડભાઇ** કુટુમ્બની છેલ્લાં ૫૦ વર્ષોમાંની સખાવતોનો સરવાળો લાખ્ખોનો છે. **ટીળક** સ્વરાજ્ય ફાળાની વખતે લગભગ ૫૦ લાખ રૂપીઆ ગૂજરાતીઓએ દેશયજ્ઞમાં હોમ્યા હતા. **જગડુશાહ, વિમળશાહ** ને **સગાળશાહ**નો, **વસ્તુપાળ** ને **તેજપાળ**નો, પુણ્યશ્લોક એ ગુર્જર વૈશ્યોનો વંશવિસ્તાર હજી આથમી ગયો નથી. મહારાજ **સયાજીરાવ ગાયકવાડ** જગતના કોઇ પણ મન્ત્રીમંડળમાં ઓજસ્ પાડે. મહારાજા **જામશ્રી રણજિતસિંહજી**એ ઇંગ્રેજી દેશોમાં ઇંગ્રેજી ખેલના અખાડાઓમાં દિગ્વિજય કીધો છે. **મહાત્માજી**નું માહાત્મ્ય ને **કસ્તુરબા**નું સ્ત્રીત્વ વર્તમાન ગૂજરાતના દામ્પત્યનું એ પરમ દર્શન આજે જગતવન્દના પામી રહ્યું છે. જગતનો

તપસ્વી આજ આપણી વાડીએ છે. ગુર્જરી સૌન્દર્યોદ્યાનનાં આજનાં એ પુષ્પો કેટલાં સુન્દર છે! ગૂજરાતની આત્મ-સમૃદ્ધિ ઓછી, અધૂરી, ઓસરેલી તોયે થોડી નથી.

આપણો સુન્દર ગૂજરાત, ભારતખંડનો ગુલઝાર ગૂજરાત વ્યાપારપ્રધાન દેશ છે. ઉદ્યોગપરાયણ ગૂજરાતનાં બન્દરોએથી ભારતખંડનો વેપાર દેશપરદેશ જતો આવતો. સુરત અમદાવાદ પાટણ સૌરાષ્ટ્રની કારીગરી ત્યાંથી જગતના બઝારોમાં જતી. બાદશાહો અમદાવાદી મશરૂ ને કિનખાબ પહેરતા. ગૂજરાતના હુન્નરઉદ્યોગો ભૂતકાલમાં સૌન્દર્યવિહોણા કલાવિહોણા ન હતા, વર્તમાનમાં કલાવિહોણા ન જ હોય. કાપડમાં પોત ને ભાત બન્ને યે પારખૂઓ તો પારખે છે. પ્રજાજીવનનું એ પોત એટલે હુન્નરઉદ્યોગો, એ ભાત એટલે સૌન્દર્ય ને કલા. ઉદ્યોગને કલાનો વિરોધ નથી. પોત એ ભાતની પેઠમ એકબીજાની પૂરવણી છે. અમદાવાદી અતલસના રંગો, અમદાવાદી મશરૂની વિવિધ ભાતો, અમદાવાદી કિનખાબનું કસબીપણું, અમદાવાદની ઉદ્યોગભાવનાનું તેમ જ સૌન્દર્યભાવનાનું દર્શન છે. ગૂજરાતના કેટલાક કલારસિકો ને કેટલાક ધનિકોનો આ સમારમ્ભ ગૂજરાતના સર્વ કલારસિકો ને સર્વ ધનિકોનો સમારમ્ભ થાય એવી કીયા ગૂજરાતીની ભાવના ન હોય?

પણ આશાને એ આંબે મ્હોર ક્યારે આવે? પ્રેરણા ને પરિશ્રમ સંગાથે સંચરે ત્યારે. સર્વ કલાવિધાયકોને મારી એક વિનતિ છે: પરિશ્રમને પરિત્યાગશો મા. કલાકારનો સ્વભાવ જ લ્હેરકડો હોય છે. પણ આનન્દી પ્રકૃતિ એટલે

આળસુ પ્રકૃતિ એમ અનર્થ થવો ન જોઇએ. પ્રેરણાના પ્રેરાએલાઓને પણ પરિશ્રમનાં જ પાણી ઉછેરે છે. સર્વમાન્ય લોકોક્તિ છે કે બે ટકા પ્રેરણા ને ૯૮ ટકા પરિશ્રમ. પ્રેરણાનાં બાળકો, પરિશ્રમનાં ધાવણ વિનાનાં, બાલપણામાં જ કરમાઇ જતાં અનેક દીઠાં છે.

પ્રજાનાયકોને તેમજ રાજ્યનાયકોને અન્તિમ મારી વિનતિ એક છેઃ ધર્મને, કલાને, કેળવણીને રાજકીય પક્ષાપક્ષીથી પર રાખજો. ધર્મની ભાવના તો પ્રજાત્વથી યે પર છે. કલા ને કેળવણી પ્રજાત્વથી પર ન હોય. કોઇ પણ પ્રજાનું સાહિત્ય તેની દેશની ભાષાથી, તેની માતૃભાષાથી નિરાળું ન જ હોયઃ કોઇ પણ પ્રજાનું સંસારજીવન કલાજીવન તેની પ્રજાત્વ ભાવનાથી નિરાળું ન હોય. આત્માવિહોણું મનુષ્ય હોય તો પ્રજાત્વવિહોણી પ્રજા સંભવે. પણ ઇંગ્લેન્ડનું પ્રજાત્વ એટલે કોનઝરવેટિવની કે લિબરલની, લેબરની કે રેડિકલની છાવણી નહિ. ઇંગ્લેન્ડનું પ્રજાત્વ એટલે એ સર્વે યે છાવણીઓનો સંઘ સમુદાય. ઓકસફર્ડ ને કેમ્બ્રિજ, ક્રિસ્ટલ પેલેસ ને બ્રિટિશ મ્યુઝિયમ એટલે સાંસારિક કે રાજકીય પક્ષાપક્ષી નહિ. વેસ્ટમિનિસ્ટર ને સેન્ટપોલ એટલે સર્વ પક્ષના મહાનાયકોનું કીર્તિધામ ને સમાધિમન્દિર. મન્દિરોમાં સાંસારિક રાજકીય કે કલાવિધાયક સર્વપક્ષનાં સર્જન ને સત્કાર પ્રભુભક્તિ કરે; સરસ્વતી મન્દિરોમાં સર્વ પક્ષનાં સન્તાનો સરસ્વતીનો પ્રસાદ પામે. ગૂજરાતના ઓ પ્રજાનાયકો! ગૂજરાતના મહારાજાઓ! ગૂજરાતની આજની ઓ સાર્વભૌમ સરકાર! ધર્મમન્દિર

કલામન્દિર સરસ્વતીમન્દિર પક્ષાપક્ષીથી પર રાખજો! પ્રજાના સર્વ અંગોનો વિકાસ ઇચ્છતા હો તો પ્રજાના સર્વ પક્ષ, અનેકધા પ્રજાહિત વાન્છતી અનેક પ્રજાકીય છાવણીઓ ત્યાં દર્શને જાય, તે પૂજી શકે એવું રાખજો. **નરસિંહ-મહેતા** ગાઇ ગયા છેઃ

"પક્ષાપક્ષી ત્યાં નહિ **પરમેશ્વર**, સમદૃષ્ટિને સર્વ સમાન."

ધર્મ કલા ને કેળવણીના પાયા સમદૃષ્ટિ ઉપર માંડજો; પક્ષાપક્ષીમાં **પરમેશ્વર** નથી.

( યુગધર્મ પુ. ૩ ) **ન્હાનાલાલ દલપતરામ કવિ**

---

# ૪૯—સરસ્વતીચન્દ્રનો ગૃહત્યાગ

( મુમ્બાઇના શ્રીમન્ત શેઠ **લક્ષ્મીનન્દન**ના વિદ્વાન્ પુત્ર **સરસ્વતીચન્દ્ર**નું વેવિશાળ રત્નનગરીના કારભારી **વિદ્યાચતુર**ની વિદૂષી પુત્રી **કુમુદસુન્દરી** સાથે થયું હતું. લગ્ન પહેલાં બન્ને વચ્ચે પત્રવ્યવહાર ચાલતો હતો. એનો લાભ લેઇ **સરસ્વતીચન્દ્ર**ની અપર મા ગુમાન અને તેના ભાઇ ધૂર્ત્તલાલે શેઠને **સરસ્વતીચન્દ્ર** માટે ખરૂંખોટું સમજાવ્યું. તેમની ભભેરણીથી શેઠે **સરસ્વતીચન્દ્ર**ને ન કહેવાનું કહ્યું. આ સ્થિતિમાં કુમુદ સાથે લગ્ન કરી પોતે તેને સુખી કરી શકશે નહિ એમ તેને લાગ્યું. એટલે વેવિશાળ તોડવા તેણે **વિદ્યાચતુર**ને ખબર આપી. પિતાનું ધન શિવનિર્માલ્ય ગણી ઘર છોડવા તત્પર થયેલા **સરસ્વતીચન્દ્રે** એ સમ્બન્ધી પોતાના ગરીબ પણ સાચા ને વિદ્વાન્ મિત્ર **ચન્દ્રકાન્ત** સાથે વાતચિત કરી. આવા ઉચ્છૃંખલ કાર્યમાં **ચન્દ્રકાન્ત** સમ્મતિ નહિ આપે એમ આખરે લાગવાથી જગત્ છોડવા નિશ્ચય ઉપર આવેલા **સરસ્વતીચન્દ્રે** 'પ્રાતઃકાળે તને તેડવા મોકલીશ' એમ સમજાવીને તેને રાત્રે ઘેર સૂવા મોકલ્યો. )

પ્રાતઃકાળ થયો. સાત વાગ્યા, આઠ વાગ્યા, પણ ગાડી આવી નહિ. તેના પેટમાં ફાળ પડી. ભાડે ગાડી કરી બંગલે ગયો. બંગલે માળી વિના કોઇ મળે નહિ. માળી કહે, "ભાઇ ગાડીમાં બેસી **ચોપાટી** પર સળસ્કાના ફરવા ગયા છે." **ચન્દ્રકાન્તે** **ચોપાટી** પર ગાડી દોડાવી. **મુમ્બાઇના** નાગરિકોનું **ચોપાટી** એ પ્રિયસ્થાન છે. અર્ધે સુધી સમુદ્ર-તટ અને તેની જોડે બાંધેલો રસ્તો છે. આગળ ચાલતાં રેલ્વેની સડકનું ક્રૉસિંગ આવે છે તે ઓળંગતાં **ચની**રોડ સ્ટેશન છે. **સરસ્વતીચન્દ્રની** ગાડી **ચન્દ્રકાન્તને** સમુદ્રતટ પર ઉભેલી મળી. ગાડીવાન કહે, "ભાઇ આગળ પગે ફરવા ગયા છે. પણ ક્યારના પાછા ફર્યા નથી. મને આ ચીઠ્ઠી આપી છે ને કહી ગયા છે કે તારી પાસે રાખી મૂક. ઘેર જઈ **ચન્દ્રકાન્તને** આપવાની છે."

**ચન્દ્રકાન્તનો** જીવ ઉડી ગયો. ચીઠ્ઠી લેઇ વાંચી.

"પ્રિય **ચન્દ્રકાન્ત**,

"તું મને શાન્ત કરીને રાત્રે ગયો હતો. હું શાન્ત થયો હતો જ. પણ આખી રાત મેં વાડીમાં ફર્યાં કર્યું છે. ઘણા વિચાર કર્યા. આખર મારો વિચાર ખરો લાગ્યો અને તે કરૂં છું.

"તારી પાસે પેટી છે તે તારી પાસે રાખજે. તેમાંના સામાનની યોગ્ય વ્યવસ્થા કરજે. મારે તેનો સમ્બન્ધ નથી. પિતાજીને મળજે—સાથેનો પત્ર તેમને આપજે અને યોગ્ય લાગે તે તેમને કહેજે—તેમને દુઃખ થવા દેઇશ નહિ.

"મારા વિયોગનો શોક કરીશ નહિ. મૃત્યુ પાછળના

અંધકારમાં એકલાં પ્રવાસ કરવા પ્રાણી માત્ર નિર્માએલાં છે. મૃત્યુ પહેલાં જ અંધકારમાં ફરવું એ મૃત્યુને માટે સજ્જ થવા જેવું છે. માયાનો જુઠો પ્રકાશ મૂકી આવા નિમિત્તે હું આ અન્ધકાર શોધું છું તે રજ પણ શોચનીય નથી.

"હું તને નહિ ભૂલું. પ્રસંગે ફરી પ્રત્યક્ષ કે પરોક્ષ રહી જણાઇશ. હું તને છોડું, પણ હૃદય કેમ છોડશે ?

"મારો શોધ કરીશ નહિ. ગંગાભાભીને આશ્વાસન આપજે–હું તેમને ભૂલી શકનાર નથી.

રહી ઓછુંવત્તું વિષય સહુ જાશે તજી મને,
તજું હું તેને તો, પ્રિય સુહૃદ, ના દોષ કંઇએ.
જશે મેળે જ્યોત્સ્ના, ઉડુગણ જશે, રાત્રિય જશે,
કલેન્દુ સાંઝે એ નિરખી ઉગતાં આથમી જતો.

સ્નેહથી બન્ધાએલો તું મને છુટવા ન દેત જાણી સાહસ કરી છુટું છું.

લિ. નામે સરસ્વતીચન્દ્ર–બીજું શું કહું ?"

ઉંડો નિઃશ્વાસ મૂકી, કપાળે હાથ દેઇ, બ્હીલો પડી જઇ, ચન્દ્રકાન્ત લક્ષ્મીનન્દન પરનો કાગળ વાંચવા લાગ્યો.

"પ્રિય પિતાજી,

"આપને સુખનો માર્ગ હું ખુલ્લો કરી આપું તેમાં અપરાધ તો નથી તે છતાં અપરાધ લાગે તો પિતા પાસે ક્ષમા માગતાં પુત્ર નિરાશ નહિ થાય.

"ધૂર્ત્તલાલને સૂત્રયન્ત્રનું સર્વ કામ આપની ઇચ્છા પ્રમાણે બતાવી કાર્યનો સમસ્ત ભાર તેમને સોંપી સર્વ પદાર્થ આપને બતાવી દીધા છે.

"બ્રહ્માને ઘેર કોઇની ખોટ નથી. મારી ખોટ પડવાનું આપને કારણ નથી. ધનભાઇથી આપને સર્વ સન્તોષનું કારણ મળો એ ઈશ્વરપ્રાર્થના છે. આપનું સમસ્ત દ્રવ્ય તેના કલ્યાણ અર્થે યોગ્ય લાગે તેમ રાખો. આપને હું કોઇ પ્રસંગે સાંભરી આવીશ તો એ જ મારે મન દ્રવ્ય છે.

"મારે માનસિક વૈરાગ્ય લેવામાં આપની ચિત્તવૃત્તિ પ્રતિકૂળ નહિ થાય એવો નિશ્ચય થવાથી હું તે સ્વીકારૂં છું અને સંસારસાગરને અદૃશ્ય તળીયે જઇ બેસું છું. સંન્યસ્તારમ્ભે કોઇને જણાવવાની જરૂર નથી લાગતી. જનાર જાઉં છું કહેવા રહે એમ હોતું નથી. ગુમાનબાને આજ-સુધીમાં હું નિર્દોષ છતાં મારો દોષ વસ્યો હોય તો ક્ષમા અપાવશો.

"મારા જવાથી આપના રોષનું સર્વ કારણ જતું રહેશે. મારી ચિન્તા કરવાનું આપને કારણ નથી. વિદ્યાચતુરના કુટુમ્બની પરીક્ષામાં આપ છેતરાયા એ શલ્ય આપના ચિત્તમાંથી હવે નિકળી જશે. આપની નિશ્ચિન્તતા હવે અમર રહો !

"પિતાજી, હવે મારી ચિન્તા કરશો નહિ, મારી પાછળ ખેદ કરશો નહિ. સર્વ કોઇ મોડું વ્હેલું જવાનું છે અને તે પાછું ન મળે એવું થવાનું છે. ચન્દ્રબા ગઇ તેમ હું જાઉં છું. એ એક દિશામાં ગઇ, હું બીજીમાં જાઉં છું. એ સ્મરણમાંથી ખસી તેમ મને ખસેડજો. સંસારમાં ડાહ્યા માણસોનો માર્ગ એ છે કે ગયેલું ન સમ્ભારવું. પિતાજી, હવે તો

સુખી હું તેથી કોને શું? દુઃખી હું તેથી કોને શું?
જગતમાં કંઇ પડ્યા જીવ, દુખી કંઇ, ને સુખી કંઇક!
સહુ એવા તણે કાજે ન રોતાં પાર કંઇ આવે!
કંઇ એવા તણે કાજે, પિતાજી, રોવું તે શાને?
હું જેવા કંઇ તણે કાજે, પિતાજી, રોવું તે શાને?
નહિ જોવું! નહિ રોવું! અફળ આંસુ ન ક્યમ લ્હોવું?
ભૂલી જઇને જનારાને, રહેલું ન નન્દવું શાને?
સુખી હું તેથી કોને શું? દુખી હું તેથી કોને શું?

"પિતાજી, બીજું શું લખું? મારા ગયાથી આપના ઘરમાં હું સિવાય કંઇ ચીજ ઓછી થઇ લાગે તો ચન્દ્રકાન્ત આપશે. તેને કહેજો.

લિ. હવે તો આપના ચિત્તમાંથી પણ
—આપને સુખી કરવા સારૂ જ—ખસી જવા ઇચ્છનાર,
સરસ્વતીચન્દ્ર."

એ કાગળો વાંચી શોકસાગરમાં પડી, માથે હાથ દેઇ ચન્દ્રકાન્ત સમુદ્રતટપરના એક પત્થર ઉપર બેઠો. સરસ્વતીચન્દ્રના ગાડીવાળાને કહ્યું કે "જા અને તારા મોટા શેઠને ખબર કર કે ભાઇ તો ગયા." ગાડીવાળો ચમક્યો: "હેં ક્યાં ગયા?"

"તે તો કોણ જાણે. જા, જઇને કહે કે કંઇક પરગામ ગયા."

"કાગળમાં શું લખ્યું છે?"

"એ જ." ગાડીવાળે વિચારમાં પડી ઘોડાની લગામ લીધી અને ગાડી સાથે ચર્નીરોડ સ્ટેશન આગળનાં ઝાડ પાછળ અદૃશ્ય થઇ ગયો. ચન્દ્રકાન્ત ઉઠ્યો, ભાડાની ગાડીમાં

બેસી સ્ટેશન પર જઇ પોતે તપાસ કરી, પણ કોઇએ પત્તો ન આપ્યો. સ્ટેશન માસ્ટર, ટિકૅટ માસ્ટર, સર્વ એની આસપાસ ગુંચળું વળી ભરાયા, મેલ અને પેસેન્જર ટ્રેનની ટિકૅટોની જાવક જોઇ, પણ કાંઇ સમજાયું નહિ. નિરાશ બની ચન્દ્રકાન્ત ઘેર ગયો. ત્યાં એકલો શયનગૃહમાં બેઠો, લેખનપીઠ (ટેબલ) પર માથું મૂકી અશ્રુપાત ખાળી ન શકાતાં તેને રોકવો છોડી દીધો, ગંગાને સમાચાર કહ્યા, એક દુઃખનાં બે ભાગીયાં થયાં. અને આખરે આંસુ લ્હોઇ શું કરવું તેના વિચારમાં પડ્યો અને ગંગા આગળ હૃદય ઉઘાડું કરવા માંડ્યું.

"શું કરૂં? અ–હું–હું–હું! ગયા જ! સરસ્વતીચન્દ્ર, આ શું સૂઝયું? શેઠના ઉપર રોષ ચઢે પણ મારા ઉપર શું? ગરીબ બિચારી કુમુદસુન્દરીની શી વલે થશે? હું ક્યાં શોધું?-અસરંગી માણસનો ભરૉસો જ નહિ–હેં?"

વાએ વાત ચલાવી અને ઘડીમાં સર્વ સમાચાર લોકવિદિત થઇ ગયા. એટલામાં લક્ષ્મીનન્દનનો ગુમાસ્તો ચન્દ્રકાન્તને બોલાવવા આવ્યો. ચન્દ્રકાન્તે શેઠ ઉપરનો કાગળ ફરી વાંચી જોયો. "આપનું સમસ્ત દ્રવ્ય તેના (ધનનન્દનના) કલ્યાણ અર્થે યોગ્ય લાગે તેમ રાખો' એ શબ્દો જોયા. કાગળ શેઠને તુરત તો ન જ આપવો એ વિચાર કરી ઉઠ્યો અને શેઠને ઘેર ગયો.

ગાડીવાને શેઠને સમાચાર કહ્યા તે વખતે ગુમાન અને ધૂર્ત્તલાલ પાસે બેઠાં હતાં. સમાચાર સાંભળી ગુમાન ઝંખવાણી પડી ગઇ, અને શેઠ બ્હેબાકળા બની ગયા.

ધૂર્ત્તલાલે ગુમાનના કાનમાં સૂચના કરી, "જોજે, કાંઇ ગોટો વાળી ન ગયો હોય!–પાકો છે." ગુમાનને જોર આવ્યું ને બોલી ઉઠી, "ઘરમાં બધી તપાસ કરાવો." શેઠ બોલ્યા, "ઘરમાં શાની તપાસ કરાવે–પરગામ જાય તેની ઘરમાં શી તપાસ કરાવે?"

"જુઓ, ભાઇ કાંઇ કીકલા નથી. આ તો બધાંને ડરાવવાનો વેશ કાઢ્યો. કોણ જાણે ક્યાં ભરાઇ પેઠા હશે અને આપણી પાસે શોધાશોધ કરાવી મૂકશે. બે લાખ રૂપીઆનો ધણી નાસી જાય નહિ. ભલું હશે તો સસરાને કે વહુને મળવા ગયા હશે, પણ ઘરમાં ગોટો ન ઘાલ્યો હોય તેની તપાસ પહેલી કરો. આ તો મારા ભાઇને તમે ઘાલ્યો તે કાઢવાની યુક્તિ. પણ આપણે ય એટલું સમજીએ. નાકે છી ગન્ધાતી નથી."

રાતીચોળ આંખ કરી શેઠ શેઠાણીના ભણી જોઇ રહ્યા અને આખરે બોલ્યા, "જો, આજ હું તારો નથી, હો! તારા પેટમાં ન બળે પણ મને તો બળે."

આ નાટક ભજવાતું હતું અને કણકની પેઠે શેઠને કાંઇક નરમ કરી દેવામાં ગુમાન ફાવી શકી એટલામાં **ચન્દ્રકાન્ત** આવ્યો.

શેઠ ઉઠ્યા અને એકાન્ત ખંડમાં **ચન્દ્રકાન્ત**ને લેઇ ગયા. ગુમાન પાછળ આવી. શેઠે તેને બારણે કાઢી બારણે સાંકળ દેઇ પાછા આવી **ચન્દ્રકાન્ત** પાસે બેઠા. તેમનું હૈયું ભરાઇ આવ્યું. પુત્રના ગુણ સાંભરી આવ્યા. **ધૂર્ત્તલાલ**ને તથા પોતાને હવાલો સોંપી દેવામાં તેણે જે ઉતાવળ કરી

હતી તે સાંભરી આવી, પોતે તેને કઠણ વચન કહ્યાં એમ એમને લાગવા સાલવા માંડ્યું.

"ચન્દ્રકાન્ત, તું બધું જાણતો હઈશ—હા—તારા મોં ઉપરથી લાગે છે—તને ખબર હશે—મને કહે—આ એને શું સૂઝ્યું ? એના વિના હું ઝેર ખાઈશ, હોં !" શેઠે ટેબલ ઉપર માથું કુટ્યું. ચન્દ્રકાન્તે શેઠને ટાઢા પાડ્યા. ડોશી-વાળો લેખ કેમ થયો, તે લેખ કરવામાં સરસ્વતીચન્દ્રે કેવી હરકત કરી હતી અને લેખની બાબતમાં તે કેવો અજાણ્યો હતો, શેઠના જ વચનથી તેના મનમાં કેટલું ઓછું આવ્યું હતું, ઇત્યાદિ સર્વ વાત કહી. વાત કરતાં કરતાં સરસ્વતી-ચન્દ્રવાળો કાગળ હવે આપવો કે નહિ તે વિચાર કર્યો. ન આપવો તે અપ્રામાણિક લાગ્યું. આપ્યા પછી માગવો તે ઠીક ન લાગ્યું. આપતાં હરકત એ કે ચિત્ત ફરી જતાં શેઠ એ કાગળને ફારગતીરૂપ ગણી દે અને વહુની રીસ અને સાસુનો સન્તોષ થઈ જાય—તેનું શું કરવું એ વિચાર થયો. અન્તે 'જોઈ લેઈશું' કરી કાગળ શેઠના હાથમાં મૂક્યો. ભોજે લોહીના અક્ષર મોકલ્યા તે વાંચી મુઞ્જને થયો હતો તેવો જ વિકાર કાગળ વાંચતાં શેઠને થયો. ખરી વાત જાણ્યાથી, પુત્રની નિર્મળ વૃત્તિ અનુભવ્યાથી, આંખમાં બરબર આંસુ ચાલવા માંડ્યાં, ગુમાન અને ધૂર્તલાલ ઉપર તિરસ્કાર અને ધિક્કારની વૃત્તિ થઈ, અને કાગળ એકપાસે મૂકી દીન વદનથી ચન્દ્રકાન્તને કહેવા લાગ્યા, "ચન્દ્રકાન્ત, ભાઈને બતાવ, તું જાણે છે—ગમે તે કર, ભાઈને આણ, નહિ ચાલે." ચન્દ્રકાન્તે

ન ચાલનારો, આપની શ્રીમન્તાઇના વૈભવમાં વસનારો—તે આજ સાધારણ વેશે નિરાધાર એકલો અપ્રસિદ્ધ કોણ જાણે ક્યાં ભટકતો હશે? સભાઓ ગજાવનાર, વિદ્વાનોનો માનીતો, મારા જેવા કેટલાક નિરાધારનો આધાર, તે આજે ક્યાં હશે? શેઠ, એને ધ્રુવજીના જેવું થયું. અરેરે, કુમુદસુન્દરી જાણશે ત્યારે તેને શું થશે! શેઠ, આપના ઘરમાંથી દીવો હોલાઇ ગયો. પણ આપને શું?

"એક વાત આપને કહેવા જેવી છે. એક બાણુ અને તેની સ્ત્રીને ઘણી પ્રીતિ હતી. એક બીજાથી તેમનાં ચિત્ત જૂદાં જ ન હતાં. તેમના ઘરમાં એક થાંભલા પર ચકલીનો એક માળો હતો. તેમાં ચકલો ચકલી રહે અને આનન્દ કરે. ચકલીએ ઇંડાં મૂક્યાં અને બચ્ચાં થયાં તેની બે જણ સમ્ભાળ રાખે. એક દિવસ ચકલી મરી ગઇ. ચકલે બીજી ચકલી આણી, બે જણાંએ મળી બચ્ચાંને ચકકેલી કહાડયાં અને ઉડવા સરખું ન શીખેલાં બચ્ચાં જમીન પર પડી મરી જાત પણ પેલી સ્ત્રીએ ઝીલી લીધાં. તેમનો વિચાર કરી તે પોતે રોવા લાગી. બચ્ચાંને છાતી સરસાં ધરી રાખે ને રૂવે.

એટલામાં બાણુ આવ્યો. સ્ત્રીને રોવાનું કારણ પૂછ્યું. તેણે ન કહ્યું, ઘણું કર્યું ત્યારે બચ્ચાં બતાવ્યાં, તેમનો ઇતિહાસ કહ્યો, અને બોલી—આ પક્ષીઓમાં બન્યું તેવું જ માણસમાં પણ કેમ ના બને? દેહનો ભરોંસો નથી અને તમારી આજ મારા પર પ્રીતિ છે પણ મારા પછી આ કુમળાં બાળકનું શું થશે તે વિચારથી મને રોવું આવે છે.

ધણીએ ઘણું આશ્વાસન કર્યું પણ સ્ત્રીને વિશ્વાસ ન જ આવ્યો.

"પળેપળ જાય તેમ સ્ત્રી રોતી જાય અને આંસુ તો આંખમાં માય નહિ! 'હાય, હાય! આ બાળકનું શું થશે?' એ જ વિચાર ભરાયો.

"આખરે ધણીએ કહ્યું કે ન કરે **નારાયણ** ને એવો સમય આવે તો છોકરાંને કહેજે કે આ થાંભલા આગળ મને આણી આ વાત સંભારી આપે—શું તારી પ્રીતિ ભૂલાય એવી છે?

"દિવસ ગયા અને બાઇ ભાગ્યશાળી તે સૌભાગ્યવતી ગુજરી ગઇ. બાપુ ફરી પરણ્યો. પ્રથમની સ્ત્રીથી એક છોકરો ને છોકરી હતાં.

નવી વહુએ હળવે હળવે કાન ભંભેરવા માંડ્યા. નવી તો ફરિયાદી કરે—છોકરાંનું ખોટું બોલે, પણ નમાયાં બાળક—તેમનાથી માનું ખોટું કેમ બોલાય—ફરિયાદ કેમ થાય? આખરે નવીએ બાપને ભરવ્યો અને કહે કે આ છોકરાં ભેગાં મારાથી નહિ રહેવાય—ગમે તો એ કે ગમે તો હું.

"ખરૂં! સ્ત્રી હોય એટલાં નમાયાં છોકરાં હોય? છોકરાંનું તો ગમે તે થાઓ! સ્ત્રી ક્યાં જાય? બાપુએ બાળકને બોલાવી કહ્યું કે મારે હવે તમે નહિ—બસ જાઓ.

"છોકરાંનાં મ્હોં દયામણાં થયાં પણ દયા કોને આવે? 'બાપા ક્યાં જઇએ?' કરી વ્હીલે મ્હોંયે પૂછ્યું. બાપા કોના? રાક્ષસે કહ્યું—મને, શું પૂછોછો? જાઓ ગમે ત્યાં. મરો બારામાં.

“રોતાં રોતાં નિરાધાર છોકરાં બારણા આગળ આવ્યાં. દૈત્યને દયા ન જ આવી.

“એટલામાં છોકરી જરા ડાહીલી હતી તેને માનું કહ્યું સાંભરી આવ્યું અને ભાઇને રોતી રોતી કહે, ‘ભાઇ, ચાલ, આટલું માનું કહ્યું કરીએ.’ બે જણ પાછાં આવ્યાં.

“‘કેમ પાછાં આવ્યાં? જાઓ,’ બાપે ધાંટો કહાડયો.

“બ્હીતી બ્હીતી થરથરતી બાળકી બોલી, ‘બાપા, અમે જઇએ છીએ પણ માએ કહ્યું હતું કે આ વખત આવે તો બાપાને એક વાત કહેજો તે કહીએ તો સાંભળશો?’

“દૈત્યને દયા આવી અને સાંભળવા હા કહી.

“છોકરાંએ ચકલીની વાત અને મા રોઇ હતી તે કહી બતાવ્યું. બાપનું અંતઃકરણ ઓગળ્યું, ભૂતકાળ સાંભરી આવ્યો, આપેલું વચન મન આગળ તરી આવ્યું, છોકરાંને રોતો રોતો બાઝી પડ્યો અને ઘરમાં રાખ્યાં.

“શેઠ આપને પણ આ બાપુના જેવું થયું છે. પણ **સરસ્વતીચન્દ્રને ચન્દ્રલક્ષ્મીએ** કાંઇ કહી મૂક્યું નથી—તે બિચારાં ગયાં, અને મનાવાનો અવકાશ પણ તમારે નથી.

“આપના મનમાં એમ આવ્યું કે એ પૈસાને લીધે આપનો સગો છે! હવે એ સગપણ નથી. આપ એને મન બાપ છો—આપને મન એ પુત્ર નથી. હોય. એમ જ હોય તો!

“શેઠ, આપના ઘરમાંથી એ ગયો તેની કાંઇ ફીકર કરશો નહિ. એને સોંપેલી અને બીજી વસ્તુઓ—ઘરની સંભાળજો. ઘરમાંથી કાંઇ ગયું લાગે તો મને કહેજો; હું ભરી આપીશ.

“શેઠજી, જાઉં છું. આપ મોટા માણસ છો. વધારે ઓછું બોલાઇ ગયું હોય તો ક્ષમા કરજો. રજા લેઉં છું.”

બોલતાં બોલતાં **ચન્દ્રકાન્તે** પાઘડી પહેરી. ઉઠ્યો, અને ચાલવા માંડ્યું.

શેઠે હાથ પકડી તેને બેસાડ્યો.

“**ચન્દ્રકાન્ત**, **ચન્દ્રકાન્ત**, આમ શું કરે છે? મને એનો પત્તો આપ. તેં મારૂં ખશી ગયેલું કાળજું ઠેકાણે આણ્યું છે. હવે પુત્રવિયોગથી ફરી ખસશે તો પછી ઠેકાણે નહિ આવે–હો.”

“શેઠ, ઘરમાં છે ઠેકાણે લાવનાર. હું ખરેખર કહું છું કે મને ભાઇની ખબર નથી. મને ખબર હત તો હું આમ જવા ન દેત. હું મારી મેળે હવે એને શોધાશે એટલું શોધીશ, એના જેવો થઇને આથડીશ, મરજી પડે તે કરીશ. એમાં કોઇને શું? આપ હવે આનન્દ કરો–ઘરમાંથી કાંટો ગયો–એની કનવા કહાડી નાખો. મારૂં હૈયું ભરાઇ આવ્યું છે–બસ હવે મને જવા દ્યો.” શેઠનો હાથ તરછોડી નાખી બારણું ફડાક ઉઘાડી ચાલતો થયો. ગુમાન બારણામાં પેઠી.

શેઠ ઘેલા જેવા બની લવતા હવા–“દુઃખી હું તેથી કોને શું?” હેં! શું એમજ? શું તું દુઃખી તેનું મને કાંઇ નહિ?–“દુઃખી હું તેથી કોને શું?” હેં!–
“નહિ– જોવું–નહિ રોવું–અફળ આંસુ ન શીદ લ્હોવું?”
“પિતાજી, રોવું તે શાને?”–“ભૂલી જઇને જનારાને”–
“દુઃખી હું તેથી કોને શું?”–હેં–મારો જ વાંકસ્તો–
“**ચન્દ્રકાન્ત**, મારો ભાઇ મને આણી આપ.” ઉભે તો

ચન્દ્રકાન્ત ન મળે.

"ભાઈ, ભાઈ!"

ગુમાન પાસે આવી ઉભી–"ભાઈ તો ગયા." ગુમાનને દેખતાં જ શેઠ ઉઠ્યા અને એક બે લાતો એવી મૂકી કે ગરબડતી આઘે અને બારણા ઉપર અથડાઈ પડી. "હાં હાં," કરતો ધૂર્ત્તલાલ અને બીજાં માણસો અન્દર આવ્યાં.

હાથથી વાત ગઈ જાણી ભાઈબ્હેન શેઠની સર્વ વૃત્તિને અનુકૂળ થઈ ગયાં અને સરસ્વતીચન્દ્રની શોધ બાબત શેઠની સર્વ આજ્ઞાઓ દેખીતી પળાવા લાગી. પવનના ઝપાટા આગળ નમી જઈ ઝપાટો પાછો વળતાં ઉભું થતા ઘાસની વૃત્તિ સર્વેએ અનુસરી. તુરત સહુ શેઠને વશ થઈ ગયાં. દિવસ જવા માંડ્યો, માણસો ઉપર માણસો શોધમાં રોકવા છતાં અને દ્રવ્યનો વ્યય નિરંકુશ થવા છતાં પત્તો ન લાગ્યો, અને એવી રીતનાં ઘણાં કારણોથી શેઠ હળવે હળવે શાન્ત થયા અને ગુમાન નિર્ભય બનવા લાગી. શેઠ જે માણસોને મોકલતા તેમને દ્રવ્ય આપી, લાલચ આપી, સમજાવી, છેતરી, શેઠની ઈચ્છાનો અમલ કરવામાં શિથિલ કરી દેતી અને શેઠને કાને એમ જ જતું કે અદ્દ્ભુત શોધ નિષ્ફળ જાય છે.

ચન્દ્રકાન્તે પણ શોધ કરવામાં બાકી રાખી નહિ. પોતાનો ઉભરો નરમ પડતાં શેઠ પર દયા આવી; પણ તેના ઘરનો તાલ જોઈ પોતાની જ શોધ ઉપર આધાર રાખ્યો.

(સરસ્વતીચન્દ્ર ભાગ ૧) ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી

# ૫૦—ધાર્મિક એકતા

( દિલ્હીના બાદશાહ ઔરંગઝેબે શીખગુરુ તેગ બહાદુરનું ખૂન કરાવ્યું. તેના પછી ગુરુ ગોવિન્દસિંહ ગાદીએ બેઠા. તેમના વખતમાં પણ શીખો અને મુસલમાનોને વૈમનસ્ય ચાલું રહ્યું. એક વાર ગુરુ ગોવિન્દસિંહ ચામકોરના કિલ્લામાં હતા, તે વખતે બાદશાહી ફોજે તેને ઘેરો ઘાલ્યો, ત્યાંથી એક છૂપે માર્ગે નિકળી ગુરુ ગોવિન્દસિંહ વિશ્વાસુ માણસો સાથે જંગલમાં જતા રહ્યા. થાકને લીધે એક કૂવા ઉપર તે ઉંઘી ગયા. ત્યાંથી પીર મુલ્લાંશાહે પરવરદિગારના ફરમાનથી—અન્દરની પ્રેરણાથી તેમને પોતાને ત્યાં ઉંચકી મગાવી સહીસલામત સ્થળે મોકલી દીધા. કિલ્લામાંથી ગુરુપત્ની યશોદા પણ પોતાનાં બે સન્તાનો સાથે બીજે સ્થળે જતાં રહ્યાં. માર્ગમાં તે મોગલોનાં હાથમાં સપડાયાં, એટલે યશોદા ગેબમાંથી ભડકો નિકળતાં બળી ગયાં અને મુસલમાની ધર્મ નહિ સ્વીકારવા બદલ બાદશાહે ગુરુના બન્ને પુત્રોને જીવતા ચણી લેવડાવ્યા. ત્યાર પછી બાદશાહ મરણ પામ્યા. મુલ્લાંશાહને પોતાનું મૃત્યુ નજીક આવતું લાગ્યું એટલે ગુરુ ગોવિન્દસિંહને તેમણે મળવા બોલાવ્યા. )

( મુલ્લાંશાહની પાછળ ગુરુ પ્રવેશ કરે છે. )

**ગુરુ:** આપનાં પાક કદમ મારે ત્યાં થયાં. એ મારું અહોભાગ્ય! પધારો! બિરાજો! શી આજ્ઞા છે?

**પીર:** બેસ, બચ્ચા, મને ઉપચાર પસન્દ નથી.

( ગુરુ બેસે છે. )

**ગુરુ:** આપે બહુ કૃપા કીધી. શી આજ્ઞા છે?

**પીર:** એક કલાકમાં મારૂં મરણ આવશે. મારે તને થોડી વાતો કહેવી છે.

**ગુરુ:** એક જ કલાકમાં? તો ફરમાવો; સાવધાન છું.

પીર: તારા પિતાનું ખૂન કરનાર અને તારા કુટુમ્બની ખ્વારી કરનાર ઔરંગઝેબનું છેવટે મરણ થયું છે. નવા પાદશાહ બહાદુરશાહને હિન્દુઓ તરફ દ્વેષ નથી. મારી તને એવી સલાહ છે કે તું પાદશાહની સાથે સંધિ કર.

ગુરુ: સંધિ? પાદશાહની સાથે? શું એ ખુનીની ઓલાદ નથી, જનાબ?

પીર: નહિ બચ્ચા, આદમના ઓલાદ; અપરાધી તરફનો દ્વેષ તેની ઓલાદ પર ઉતારવો વાજિબ નથી.

ગુરુ: આપ ખરૂં ફરમાવો છો, જનાબ. હું ખુશીથી બહાદુરશાહ સાથે સંધિ કરીશ: બીજી આજ્ઞા?

પીર: બીજી આજ્ઞા એ કે મારા દેહને દફનાવવો નહિ, પણ બાળી દેવો.

ગુરુ: જેવી આજ્ઞા. કારણ સમજાવશો?

પીર: ઇસ્લામમાં એવી એક ભૂલભરેલી સમજ પેસી ગઇ છે કે કયામતનો દિવસ દૂર છે, અને તે દિવસે માણસ પોતાના જૂના શરીર સાથે કબરમાંથી ઉઠે છે.

ગુરુ: ત્યારે હકીકત શી છે, હઝરત?

પીર: હકીકત એ છે કે માણસનો ઇન્સાફ મરણ પછી તરત થાય છે, અને મરણ પછી ત્રીજે જ દિવસે તે પોતાના રૂહાની શરીરમાં ઉઠે છે.

ગુરુ: એ ભૂલભરેલી સમજથી દફન કરવાનો રિવાજ

પડ્યો હોય, તોપણ એમાં કંઇ હરકત છે? શું કબર એક સ્મારક નથી?

પીર: મરેલું સ્મારક તે મરણનું સ્મારક સમજવું. મરેલી વસ્તુઓથી પૃથ્વીને રોકવી એ મિથ્યાભિમાનનું કાર્ય છે. સડતા નિરુપયોગી દેહને અગ્નિદાહ જ ઉચિત છે. તમારા લોકોમાં એ રિવાજ ઉત્તમ છે.

ગુરુ: સમજ્યો. બીજી આજ્ઞા?

પીર: આ હિન્દને હું મારો સ્વદેશ કહી શકું? તને કેમ લાગે છે?

ગુરુ: બેશક, આપ કહી શકો. જે દેશમાં આપ વસો છો અને જે દેશને ચાહો છો તે આપનો જ છે.

પીર: બચ્ચા, મારી જ માફક લાખો મુસલમાનોએ આ દેશને પોતાનો કર્યો છે. તો હવે એ બધાને પારકા ગણવા તમને પરવડશે નહિ.

ગુરુ: આપ ખરૂં કહો છો. હવે તો હિન્દુ અને મુસલમાન બન્ને સમ્પીને સાથે રહે એવી જ કંઇ યોજના થવી જોઇએ.

પીર: એવી યોજના જો નહિ થાય, તો દેશની પાદશાહી —ન–હિન્દુ કે ન–મુસલમાન એવા કોઇ ત્રીજાના હાથમાં જશે.

ગુરુ: મારા પિતાનો આગમ આપે સાંભળ્યો હશે?

પીર: સાંભળ્યો છે. પણ એથી યે આગળના વખત-

નો વિચાર કરૂં છું. જ્યાં સુધી હિન્દુ અને મુસલમાન વચ્ચે સદ્‌ભાવ નહિ થાય, ત્યાં સુધી ભવિષ્યના ઉદયમાં અનેક અન્તરાય આવશે.

ગુરુ: તો આપ એ બાબતમાં શું ફરમાવો છો?

પીર: તારા ગ્રન્થ સાહેબમાં હું દસેક વાતો કહું તે લખ.

( ગુરુ હાથમાં નોટબૂક અને કલમ લે છે. )

પીર: પ્રથમ તો, બચ્ચા, એમ લખ કે પ્રભુ એક છે. હિન્દુઓ જેને ઈશ્વર કહે અને ઇસ્લામ જેને અલ્લાહ કહે છે તે એકજ છે. હિન્દુ અને મુસલમાન તેનાં સન્તાન છે.

ગુરુ: લખ્યું, હઝરત.

પીર: બીજું એમ લખ કે હિન્દુએ મુસલમાની ધર્મનો દ્વેષ ન કરવો અને મુસલમાને હિન્દુ ધર્મનો. દ્વેષ દુષ્ટતાનો કરવો, ધર્મનો નહિ.

ગુરુ: લખ્યું, હઝરત.

પીર: ત્રીજું એમ લખ કે હિન્દ દેશ હિન્દુ અને મુસલમાન બન્નેનો છે. દેશની અવદશા થશે તો આલમનો ન્યાયાધીશ બન્નેની પાસેથી જવાબ માગશે, માટે દેશની સેવામાં બન્નેએ એકત્ર થવું.

ગુરુ: લખ્યું, હઝરત.

પીર: ચોથું એમ લખ કે દુનિયાના પહાડોમાં જે હિમાલયનું સ્થાન છે, તે પ્રજાઓની પંક્તિમાં હિન્દનું થવું જોઇએ.

ગુરુઃ લખ્યું, હઝરત.

પીરઃ પાંચમું એમ લખ કે દેશને એ સ્થાન અપાવવાને દરેક હિન્દુએ અને દરેક મુસલમાને કટિબદ્ધ થવું જોઇએ. માણસ જે પગથિયે હોય તે પગથિયાની ફરજ અદા કરવી એ દેશના ઉદયનો પહેલો અને સહેલો અને અકસીર ઉપાય છે.

ગુરુઃ લખ્યું, હઝરત.

પીરઃ છઠ્ઠું એમ લખ કે બહારની તમામ ક્રિયાઓ ધર્મનાં માત્ર આચ્છાદન છે. ધર્મનું જીવન સ્નેહના સત્કર્મમાં છે.

ગુરુઃ લખ્યું, હઝરત.

પીરઃ સાતમું એમ લખ કે સારા ધર્મમાં હિન્દુ અને મુસલમાનનો ભેદ રહેશે નહિ, માત્ર સારા અને ખરાબનો રહેશે.

ગુરુઃ લખ્યું, હઝરત.

પીરઃ આઠમું એમ લખ કે ભેદ જવાથી વર્ણસંકર નહિ, વર્ણસમુચ્ચય અને વર્ણવિશોધન થશે. માણસ જાતની ચામડીના રંગો જૂજવા રહેશે. પણ પ્રાણનો રંગ કોઇક દિવસ એક—ધવલ—નિર્મળ—થશે; સત્યયુગ ફરીને આવશે.

ગુરુઃ લખ્યું, હઝરત.

પીરઃ નવમું એમ લખ કે માણસો સ્વદેશી માત્ર રહેશે ત્યાં સુધી ટંટા ફિસાદ અને લડાઇઓ રહેશે, સર્વદેશી થશે ત્યારે જ શાન્તિનું સામ્રાજ્ય સ્થપાશે.

ગુરુ: લખ્યું, હઝરત.

પીર: છેલ્લું એમ લખ કે શીખોએ આ સત્યો પોતાનાં હૃદય પર લખવાં; અને જે શીખવા ચાહે તે તમામને શીખવવાં! બ્રહ્મદાનની કોઇને પણ ના પાડવી નહિ.

ગુરુ: એ પણ લખ્યું, હઝરત. હવે ?

પીર: હવે બચ્ચા, મારો પ્રાણ છેલ્લી સફર માટે તૈયાર છે. પાક પરવરદિગારના દરબારનું તેડું મને આવી ગયું છે; અને હું આનન્દમાં ઉડું છું! એક ચટાઇ અન્દર બિછાવ. હું પદ્માસનસ્થ થઇ પ્રાણનું વિસર્જન કરૂં! કલ્યાણ!

(અન્દર ચટાઇ બિછાવાય છે. બુલ્લાંશાહ આસનસ્થ થઇ પ્રાણ ત્યાગે છે.)

ગુરુ: ગયા મહાત્મા! યોગી સ્વર્ગે સિધાવ્યા! મુસલમાનોનું સ્વર્ગ કદાચ નિરાળું હશે, પણ સ્વર્ગ તો હોવું જોઇએ. અહા! શો એમનો દેશપ્રેમ! ઓ શીખો! હમ્મેશાં આ મહાન્ સત્યોને માન આપજો અને અનુસરજો!

(બે નાટકો: ગુરુ ગોવિન્દસિંહ) મણિશંકર રત્નજી ભટ્ટ

---

## ૫૧—સંયમ

આ જગતમાં જેટલું દુ:ખ છે તેનો લગભગ પોણો ભાગ માણસોએ પોતાના મન ઉપર થોડોક અંકુશ ન રાખવાથી પેદા કરેલો છે. જો માણસો પોતાનાં મન, શરીર અને વાણી ઉપર અંકુશ રાખતાં હોય તો તેમને જે સુખ પેદા થાય તેનું વર્ણન કરવું પણ અશક્ય છે. માણસને અનેક પ્રકારની

ઇચ્છાઓ અને આશાઓ પેદા થાય છે, પણ તેમાં તેને એટલો વિચાર થતો નથી કે એમાંની કેટલીક પાર પડે તેવી છે, ને તે પાર પડે તેવી હોય તેમાંથી પણ પોતાને કેટલી પ્રાપ્ત કરવાનો હક છે. આ બે વાતનો નિશ્ચય થયા પછી પણ જે યોગ્ય ઇચ્છા કે આશા જણાય તે સફળ થશે જ એવો કાંઇ નિશ્ચય નથી, એટલે તેને માટે ગાંડા થઇ જવું કે તે ન થઇ શકે તો ગમે તેવે માર્ગે ચઢી જવું એ અનેક પ્રકારની ગુંચવણોનું અને અનેક દુઃખનું કારણ છે. આપણને જે યોગ્ય હોય તે જ ઇચ્છવું એ ઠેકાણે મન ઉપર અંકુશ રાખવાની જેટલી અગત્ય છે તેટલી જ ઇચ્છેલી વસ્તુ પ્રાપ્ત ન થાય તે સમયે પણ રાખવાની છે. પણ આ ઉપરાન્ત ઘણાંને કોઇ એકાદ એવી ટેવ પડેલી હોય છે કે જેને સંતોષ્યા વિના તેમને ચેન પડતું નથી. આવી એક ટેવ કદાપિ નિર્દોષ જેવી જણાતી હોય તોપણ તેમાંથી બીજી અનેક પેદા થાય છે, ને છેવટ ઘણી હાનિ ઉપજાવે છે. માણસે એવા રહેવું જોઇએ કે કશાને પણ આધીન થઇ જવાયું હોય નહિ, ફલાણા વિના ચાલશે જ નહિ એમ હોય નહિ. નિરંતર બીજાની વાહવાહ કે શાબાશી સાંભળવાની ઉમેદ કરતાં આપણા પોતાના જ અંતઃકરણની શાન્તિ સાચવવાનો માર્ગ સાધ્યો હોય તો વધારેમાં વધારે સુખ ઉપજે છે. એટલા માટે આપણને આપણા મન ઉપર ઘણામાં ઘણો સંયમ રાખવાની અપેક્ષા છે. એક વિદ્વાને કહ્યું છે કે જગતમાં સુખ છે તે કોઇ વસ્તુમાં રહેલું નથી, કેવળ પોતના મનના સંતોષમાં જ રહેલું છે; કેમકે જગતના

જેટલા પદાર્થ છે તેનો એવો જ સ્વભાવ છે કે એકને પામ્યાથી બીજાને પામવાની ઇચ્છા થાય છે, બીજાથી ત્રીજાની થાય છે, ને એમ કદી છેડો આવતો નથી. જેને થોડામાં થોડી તૃષ્ણા છે એટલે જે ઘણામાં ઘણાં સંતોષી છે તે જ સુખી છે. આવો સંતોષ સંયમ વિના પેદા થતો નથી. આપણે જે સ્થિતિમાં હોઇએ તે સ્થિતિમાં સારામાં સારાં કહેવાઇએ તેવાં થવાને નિરન્તર પ્રયત્ન કરવો, પણ મનને કોઇ અયોગ્ય વાસનાની પાછળ ભમતાં અટકાવવા માટે નિરન્તર સંયમનો અભ્યાસ રાખવો. નાના નાના વિષયોમાં પણ સંયમ રાખવાની જરૂર છે; એટલું જ નથી પણ વિચાર માં પણ સંયમ રાખવાની જરૂર છે, કેમકે અયોગ્ય વિચાર, આજ નહિ તો, કોઇ કાળે પણ, અયોગ્ય કામ ઉપજાવ્યા વિના રહેતા નથી.

મન ઉપર સંયમ રાખવાની સાથે જ શરીર ઉપર પણ સંયમ રાખવાની અપેક્ષા છે. ઘણાકને આપણે એમ બોલતાં સાંભળીએ છીએ કે અમારા મનમાં તો આમ હતું, પણ આમ થઇ ગયું. આ બોલવું માત્ર પોતાની જાતને તેમ સામાને ઠગવા માટે જ ખોળી કાઢેલું છે. મનમાં જો નિશ્ચય હોય તો શરીર કોઇ દિવસ પોતાની મેળે તેથી અવળું ચાલી શકતું નથી. ઉલટું એમ તો કોઇ વાર થાય છે કે મનમાં કોઇ વિચાર નઠારો થયો હોય પણ શરીરને તે પ્રમાણે ચાલવા ન દીધું હોય તો તે વિચાર નાશ પામી શકે છે. મનનો નિશ્ચય એ જ શરીરને પણ ચલાવવાને સમર્થ છે, પણ સંયમથી એટલું જ કરવાનું છે કે મનના

અંકુશમાંથી શરીરને કદાપિ ખસવા દેવું નહિ. ઘણાંક એમ સમજે છે કે શરીરના નિર્દોષ ઉપભોગથી સંયમમાં ભંગ થતો નથી. પણ શરીરને ઉપયોગ વિનાના લાલનપાલનથી આળસની ને અયોગ્ય નરમાશની ટેવ પડે છે, ને તેથી તે મનના તાબામાંથી પણ નિકળી જવાનું ધીમેધીમે શીખે છે. માટે નાની મોટી સર્વ વાતમાં શરીરને પણ યોગ્ય રીતે અંકુશમાં રાખતાં શીખવું. શરીરની જૂદી જૂદી ઇન્દ્રિયો ઘણીક વાર પોતપોતાના વિષયમાં એવી બહેકી જાય છે કે પરિણામે બહુ દુઃખ અને અપયશ વહોરી લાવે છે. નેત્ર, શ્રવણ, આદિ ઇન્દ્રિયોને જે સ્વાદ પડે છે તેથી તે લોભાઇને ગમે તેવે માર્ગે ચઢી જાય છે, પણ એવા અસંયત આચરણથી વિનાશ જ નીપજે છે.

શ્રીમદ્ ભાગવતમાં કહ્યું છે કે એક એક ઇન્દ્રિયને બહુ બહેકાવ્યાથી વિનાશ થાય છે, જેમકે શ્રવણના સ્વાદથી મૃગનો, ઘ્રાણના સ્વાદથી ભ્રમરનો, જીભ્હાના સ્વાદથી મીનનો ઇત્યાદિ; તો પાંચે ઇન્દ્રિયોથી વિષયમાત્રને ભોગવનાર મનુષ્ય તેમને બહેકવા દે તો તેનો નાશ ક્ષણમાં જ થાય એમાં આશ્ચર્ય શું ? માટે નિરંતર શરીર તથા ઇન્દ્રિયો મનના કબજામાં રાખવી, ને સંયમવાળા મનથી જ તેમને દોરવાની ટેવ પાડવી.

સર્વ ઇન્દ્રિયો કરતાં જીભને ઘણાંક છુટી રાખે છે પણ તેથી જે અનર્થ થયા છે તે બીજા બધાના કરતાં અતુલ છે. લોક એમ જાણે છે કે વાણી માત્રમાં શી હાનિ છે ? બે ઘડી વાણીવિનોદ કરવામાં શું જાય છે? વાણીવિનોદની કોઇ

ના કહેતું નથી, પણ સર્વત્ર એટલી વાત બહુ જ જાળવવા-ની છે કે જેમ આપણા આચારથી તેમ આપણી વાણીથી કોઇને કાંઇ હાનિ થવી જોઇએ નહિ. કોઇનું મન દુભાય એમ થવું જોઇએ નહિ. પાંચ સાત સ્ત્રી કે પુરુષ ભેગાં મળે અને તેમાંના કોઇ એકની મશ્કરી કરીને જ મઝા માને એ રીતિ ઘણી ધિક્કારવા જોગ છે. ટપાટપી કરવી કે કોઇ સમય વાણીમાત્રથી તંકરારે કે વાદે ચઢવું એ પણ એટલું જ હાનિકારક છે. તરવારના ઘા રૂઝાય છે, પણ વાણીના ઘા રૂઝાતા નથી ને માત્ર એક વાણીથી કરેલો ટોળ વખતે અનેક ઘણો હાનિકારક નીવડે છે. કામ જેટલી જ વાત કરવાની ટેવ પાડવી, અને કોઇ સમયે પણ કોઇનું દીલ દુઃખાય એવી વાણી ન જ બોલવી, એ વાણી ઉપર સંયમ રાખવાની રીતિ છે.

મન, કાયા, અને વાણી ત્રણે ઉપર સંયમ રાખવા કરતાં અધિક સંયમ એ છે કે એ ત્રણેને એક એકની સાથે ચલાવવાં. મનમાં જે હોય તે જ શરીરે કરવું ને તે જ વાણીએ બોલવું એવો એ ત્રણેને એકાકાર રાખવા-નો નિયમ ઘણો જ આવશ્યક છે. કેમકે નહિ તો ઠગાઇ, ખુસામત, જુઠું બોલવું વગેરે નઠારી કુટેવો પડવાથી અનેક અપલક્ષણ પેદા થાય છે, ને પરિણામે પોતાને તથા પોતાનાં સર્વને દુઃખ નીપજે છે. મનને પણ એવી જ ટેવ પાડવી કે જેવું યથાર્થ રીતે જાણ્યામાં હોય તેવું સર્વદા ગ્રહણ કરે, ને વાણી તે જ વદે, તથા શરીર તે જ કરે. એનું જ નામ સત્ય પાળવું કહેવાય. સત્ય બોલવાથી

લગી કોઇને હાનિ થઇ નથી, ને થનાર પણ નથી. તુરત વેળા સત્ય બોલવાથી કોઇએક માણસને કાંઇ હાનિ થતી જણાઇ હશે, પણ અસત્ય બોલવાથી આખા જગતના નિયમને જે હાનિ થાય તે કરતાં તે અતિ તુચ્છ અને નજીવી જેવી છે. ઇંગ્લેન્ડના ઇતિહાસમાં પહેલા **ચાર્લ્સ** રાજાને પદભ્રષ્ટ કરી પ્રજામતને આધારે રાજ્ય સ્થાપનારમાંનો એક **પીમ** નામનો મહાશય હતો. **પાર્લમેન્ટ**માં તેને કાંઇ કહેવાનું હતું, પણ કહ્યાથી પોતાને હાનિ થાય એમ હતું, તેથી એને એના મિત્રોએ મૌન રહેવા કહ્યું. એણે ઉત્તર આપ્યો કે "મને હાનિ થાય તે કરતાં સત્યને હાનિ થાય એ વાત સહન થઇ શકે તેવી નથી, માટે હું બોલીશ જ."

આ પ્રમાણે મન, શરીર અને વાણી ત્રણ ઉપર જૂદા જૂદા તેમ ત્રણેને સાથે ચલાવવા રૂપ એકત્ર સંયમ સર્વદા પાળવાથી સર્વ સુખ ઉપજે છે, ને મોટામાં મોટું જે અંતઃશાન્તિનું સુખ તે સર્વથી પહેલું આવી મળે છે. જે સંયમવાળા મનુષ્ય છે તેમણે રાતદિવસ મેં શું કર્યું, હવે મારે શું કરવાનું છે, એવો પોતાનો હિસાબ પોતાની જાતે જ લીધા કરવો, ને તેમાંથી સારા નઠારાનો વિવેક કરી, સારૂં કરવાનો અને નઠારૂં તજવાનો નિશ્ચયપૂર્વક નિયમ બાંધવો. પછી તે નિયમ અમલમાં મૂકવા માંડવો ને તેમાં મન શરીર કે વાણી આડાંઅવળાં ચાલે તો તે સમયે સંયમ-થી તેમને સીધાં ચલાવવાં.

( બાલવિલાસ ) મણિલાલ નભુભાઇ દ્વિવેદી

---

# પર—મૃત્યુદ્વારે સંન્યાસી

૧૯૧૯ નું એ યાદગાર સંવત્સર: આખા દેશમાં પુણ્યપ્રકોપ ભભૂકી ઉઠયો છે. આહે તેવા નિરપરાધી પ્રજાજનને પણ વિના વાંકે કેવળ રાજદ્રોહના સાચા યા બનાવટી શક ઉપરથી જ અરધી રાતની સુખભરી નિદ્રામાંથી ઢંઢોળીને સરકારની પોલિસ પલકારાની અન્દર બેડીઓ પહેરાવી, ઉઠાવી જઇ શકે, અદાલતમાં એના પર આરોપ સાબીત થયા વગર પણ વર્ષોનાં વર્ષો સુધી એને પોલિસ કારાવાસમાં પૂરી રાખી શકે, તેવા એ કાળા કાયદા સામે કરોડ માતાઓ, પત્નીઓ, બ્હેન ભાઇઓ અને બાલકોના વિલાપસ્વર સંભળાયા. અને મહાત્મા **ગાંધીજી**એ એ કાયદા સામે સત્યાગ્રહનો મહાદંડ ઉગામ્યો. એ સત્યાગ્રહની અન્દર સંન્યાસીએ પોતાના દેહને રસતો મેલી દીધો.

ઇસ્વી સન ૧૯૧૯ ના **માર્ચ** મહિનાની એ ૩૦ મી તારીખ હતી: અને દિલ્હી નગરી પર તે દિવસે એ સંન્યાસીનાં રાજ ચાલતાં હતાં. અસંખ્ય રાજમુગટોને ધૂળમાં રોળી નાખી રાજકુળોનું વિશાળ સ્મશાન સર્જનાર, એ દિલ્હી નગરીએ, તે દિવસ એક નિઃશસ્ત્ર અને એકાકી વૈરાગીની ઈશ્વરી આણ કબૂલી હતી. એની આંગળીના ટેરવા ઉપર હિન્દુ કે મુસલમાન પ્રજાનાં લાખો માનવીઓ મરવા યા મારવા તલપતાં ઉભાં હતાં. **અંગ્રેજ** સલ્તનત પોતાના પાટનગરના પાયા ડોલતા દેખતી હતી. અને તે દિવસે રાજસત્તાએ પોતાના વિપુલ લશ્કરને કિલ્લામાંથી બહાર

કાઢી દિલ્હી નગરને ચૌટે ચૌટે અને માર્ગે માર્ગે મશિનગનો, ભરેલી બન્દૂકો, અને દારૂગોળાના રેંકડા ગોઠવી દીધા હતા. એક જ ઇસારો થતાં લોકોના દેહમાં પરોવાઇ જાય તેવાં કાતિલ સંગીનો કતલના હુકમની રાહ જોતાં, અનેક કાળા ગોરા સૈનિકોના હાથમાં તત્પર બની ચમકતાં હતાં. ઇન્દ્રપસ્થ ઉથલી જવાના ભયની એ ભયાનક તિથિ હતી.

તે તિથિએ દિલ્હીનો બીનતાજ બાદશાહ, એ શ્રદ્ધાનન્દ સંન્યાસી, બોડે માથે, ઉઘાડે પગે અને ભગવો અંચળો ફરકાવતો, પોતાના દિશાગજવતા બુલન્દ અવાજે મૂગા સમર્પણના મન્ત્રો છોડતો લાખો માનવીઓની વચ્ચે માંચડા ઉપર શોભે છે. સરકારી અન્યાયના જખમ વાગતાં, ઘવાઇને અર્ધ પશુ જેવી સ્થિતિમાં આવી પડેલી એ પ્રજાને સંન્યાસી અહિંસાનો આદેશ સંભળાવી ઉચ્ચ બલિદાનની મનોદશા પર ચઢાવતો ઉભો છે. રાજસત્તાની મનાઇના સીમાડા લોપતો એ માનવસાગર જાણે કે પોતાને મોખરે કોઇ જલદેવતાના હુકમો સાંભળીને ઉમટતો હોય તેમ આજે પાયતખ્ત હસ્તીનાપૂરને બોળી દેવા હલકયો છે. મોખરે રૂદ્ર સ્વરૂપી શ્રદ્ધાનન્દઃ અને પાછળ દરિયાનાં મોજાં સમી છલકાતી માનવસેના : એક જ આત્માનો લાખો જીવાત્મા પર લાગી ગયેલો ધર્મઅંકુશઃ અને એ મહિમાવન્ત સવારી ચાલી જાય છે. આવી તો કોઇ પાદશાહની પણ સવારી ઇન્દ્રપસ્થને ટીંબે કદી નિકળી નથી.

અચાનક એક સરકારી સૈન્ય આવીને આ સંન્યાસી–સમ્રાટનો રસ્તો રૂંધે છે. બન્દુકોની નળીઓ એ ધર્મસેનાની

પહોળી છાતી પાથરીને પડકાર્યું કે “ આવો ! સુખેથી છેદી નાખો ! ”

મૃત્યુને આટલા પ્યારથી ભેટવા તલસતા મહાવીરને સિપાઈઓએ આજે પહેલી જ વાર જોયો. જોતાંની વાર જ તેઓના અન્તરમાં જાગૃત થયેલી પાશવતા સ્તબ્ધ બની ગઈ. કુકરીઓ ઝાંખી પડીને હાથમાં ને હાથમાં થસ્લી ગઈ. હજારો કંઠમાંથી ગગનભેદી ધ્વનિ ગાજ્યો કે “ શ્રદ્ધાનન્દની જય ! ” અને જાણે કશું જ બન્યું ન હોય એવી આત્મશાન્તિથી ડગ ભરતો એ મૃત્યુંજય પોતાની પ્રજાસેનાની સાથે પોતાને પંથે આગળ વધ્યો.

( સત્યવીર શ્રદ્ધાનન્દ ) ઝવેરચન્દ કાલીદાસ મેઘાણી

---

# ૧૩—ચન્દ્રકાન્ત ને વિદ્યાચતુર

( સરસ્વતીચન્દ્રે પિતાના ધનને શિવનિર્માલ્ય ગણી ઘર છોડ્યા પછી કુમુદસુન્દરી સાથેનું વેવિશાળ રદ કરવા વિદ્યાચતુરને . ખબર આપી. એટલે વિદ્યાચતુરે કુમુદને સુવર્ણપુરના અમાત્ય બુદ્ધિધનના પુત્ર પ્રમાદધન સાથે પરણાવી. કેટલાક વખત પછી સુવર્ણપુરની છાપવાળો સરસ્વતીચન્દ્રનો પત્ર ચન્દ્રકાન્તને મળ્યો એટલે તે તેની શોધમાં . ત્યાં જવા નિકળ્યો પણ વિદ્યાચતુર પાસેથી બુદ્ધિધન ઉપર ભલામણ લેવા પ્રથમ વિદ્યાચતુરને ત્યાં ગયો. )

વિદ્યાચતુર અને ગુણસુન્દરી બન્ને જણે સરસ્વતીચન્દ્રના મિત્રનો ઘણો સત્કાર કર્યો. સરસ્વતીચન્દ્ર બાબત ઘણી જિજ્ઞાસા અને ઘણો ખેદ બતાવ્યો. ચન્દ્રકાન્તે શેઠની અને

ગુમાનની સર્વ વાર્તા કરી, પોતાના મિત્રનું ઉત્કૃષ્ટ હૃદય સ્નેહ અને દુઃખે ઉત્પન્ન કરેલી કવિત્વશકિતના બળથી તાદૃશ્ય ખડું કર્યું; અને સાંભળનાર દમ્પતી તેમાં લીન થઇ દુઃખમય બની ગયાં, સરસ્વતીચન્દ્રની મનોવૃત્તિ જોઇ અદ્ભુત આશ્ચર્યમાં પડયાં, તેના ભણી સ્નેહની ભરતી થતી અનુભવવા લાગ્યાં, અને એ સર્વ છતાં 'એણે આમ કરવું જોઇતું ન હતું' એવું કહેવામાં આશંકા બેમાંથી એકેયે ન ધરી. વિદ્યાચતુરે કહ્યું, "ચન્દ્રકાન્ત, મારે કહેવું જોઇએ કે આપણી ઇંગ્રેજી વિદ્યામાં એક જાતનો દોષ છે અને તે એ કે માણસની વિચારશક્તિને તે ઉદ્ધત બનાવી મૂકે છે. આ ગુણ આખી પાશ્ચાત્ય વિદ્યાનો છે એમ કહીએ તોપણ ચાલે. અસંતુષ્ટ વૃત્તિ સર્વ પાશ્ચાત્ય પ્રવૃત્તિનું મૂળ છે, તે પ્રવૃત્તિને ઉત્પન્ન કરે છે, વધારે છે, અને દૃષ્ટિમર્યાદાના જેવી ફળપરંપરા દેખાડે છે. એ વૃત્તિથી માણસ ફળ પ્રાપ્ત કરવા ઉતાવળું બને છે અને અધીરૂં થાય છે. સ્વાભાવિક માર્ગે ફળ મેળવતાં વાર લાગે છે, તે આ વૃત્તિને પ્રતિકૂળ થાય છે. એક જ ફળ શોધી બેસી રહેવાનું નહિ, પણ ફળ ઉપર ફળ ખોળ્યાં કરવાનાં અને તે પણ આટલી ઉતાવળથી એટલે આ વૃત્તિવાળાં મન સટોરીયા જેવી પ્રકૃતિ-વાળાં થઇ જાય છે. ભૂતકાળનો અનુભવ શોધ્યા વિના, વર્તમાન સ્થિતિ જોયા વિના, આતુર મન ભવિષ્ય શોધવા નિકળે છે અને સાધન વિના ફળ ઇચ્છે છે! વર્તમાનથી અસંતુષ્ટ ચિત્ત દૃષ્ટિ આગળ અકસ્માત્ ઉડતું ભવિષ્ય ઝડપે છે અને એ ભવિષ્યની પાછળ ઉભેલું ભવિષ્ય દૃષ્ટિએ

અચિન્ત્યું પડતાં કંપારી ખાય છે. સરસ્વતીચન્દ્ર આનું એક દૃષ્ટાન્ત છે. જૂઓ એમનો જગત છોડી જગત જોવાનો રસ્તો! જૂઓ એમનો દ્રવ્ય છોડી પરાર્થ કરવાનો રસ્તો! તેની અવસ્થા અત્યારે કેવી દયા પાત્ર થઇ હશે તે જોશો ત્યારે મારૂં કહ્યું સિદ્ધ થશે.

"આજ કાલના જુવાનો સહનશીલતાને દાસત્વ ગણે છે, પરવિચારને વશ થવામાં શૌર્યહીનતા ગણે છે, પોતાના તરંગ પ્રમાણે જ ચાલવાની સ્વતંત્રતા શોધે છે, મનની વાત બહાર કહાડવામાં અને સાકાર કરવામાં વીરત્વ માને છે, અનુભવને હસે છે, નિવૃત્તિને ધિક્કારે છે, અને વૃદ્ધાચારને ક્ષુદ્ર કલ્પે છે. ઘણાક પિતાઓ લક્ષ્મીનન્દની પેઠે બોલતા હશે, પણ તેટલા ઉપરથી આ પ્રમાણે કરનાર તો તમારા મિત્રને જ દીઠા. ખરેખર, મૂર્ખમાં મૂર્ખ માણસો વચ્ચે ચાસ ચસાય નહિ એમ રાખી તીખા, અભિમાની, અને દુષ્ટ ઉપરીના હાથ નીચે બે વર્ષ નોકરી કરવી પડે, દુષ્ટ વચન સાંખવાં પડે, અને ટુંકામાં દાસત્વનો અનુભવ થાય તો જ તમારાં મુમ્બાઇગરાં માણસો ઠેકાણે આવે! આવા દાસત્વમાં કાંઇ દોષ નથી એમ નથી પણ પારકાં માણસોને, અનુભવને, અને સ્થિતિને વશ કેમ રહેવું—પોતાના મનની વૃત્તિને પરવશ કેમ રાખવી—એ શીખવું પણ આવશ્યક છે."

સ્વતંત્ર પ્રકૃતિનો ચન્દ્રકાન્ત આ અનુભવનું અભિમાન જોઇ રહે એવો ન હતો. પરન્તુ મિત્રનો શોધ કરવામાં વિદ્યાચતુરની સહાયતાની જરૂર હતી; એ પોતાની બળેલા હૃદયની દાઝ કહાડે છે એ ભાન હતું; ઇત્યાદિ ઘણાંક

ફાટેલું મગજ કહો છો તેવું એનું મગજ વધારે દુઃખથી વધારે ફાટેલું થશે. વાસ્તે, આપને જે બીજો વિચાર કરવો હોય તે ખુશીથી કરવો. આપની ઇચ્છેલી યોગ્યતા એનામાં નહિ આવે એ હું ખાત્રીથી કહું છું. મારે તો માત્ર એમને શોધવામાં આપની સહાયતા જોઇએ છીએ તે આપી શકો તો કૃપા, ન આપો તો તેમ કરવા સ્વતંત્ર છો. આજ સાંઝે મારે નિકળવું જોઇએ.”

ચન્દ્રકાન્ત નિર્ધન સ્થિતિમાં ઉછર્યો હતો, પણ પત્થરની ભૂમિમાં રસ્તો કરી કેટલાક છોડ ઉગી નિકળે છે તેમ આપત્તિઓને ન ગણી એણે પોતાનો ઉન્નત માર્ગ કરી દીધો હતો. પોતાના ઉપર પડેલા નિર્ધનતારૂપી પત્થરને ફાડી પરાક્રમથી ઉંચો ઉગ્યો હતો. તેને આશ્રયમાં આશ્રય માત્ર સરસ્વતીચન્દ્રનો હતો અને તે આશ્રય નાનોસુનો ન હતો. પરન્તુ સરસ્વતીચન્દ્ર પોતાની મેળે જ સહાયભૂત થઇ પડે ત્યારે જ તેનો આશ્રય ચન્દ્રકાન્ત સ્વીકારતો. ચન્દ્રકાન્તે કાંઇ માગ્યું છે એ વારો આવ્યો ન હતો. દુઃખ ખમી, હરકત ભોગવી, બેસી રહેવું એ હા, પણ ચન્દ્રકાન્તનો આત્માભિમાની ચિત્તોદ્રેક નમ્યું આપે તેની ના હતી. ધનાઢ્ય અને પોતાનાથી વધારે વિદ્વાન્ ઉપકારક મિત્ર પાસે તેની મિથ્યા પ્રશંસા ( ખુસામત ) કરવી તો શું પણ પ્રિય-વચન કહેવું તે પણ તે સમજતો ન હતો. આ નિઃસ્પૃહી સ્વતંત્રતાને લીધે સરસ્વતીચન્દ્રની તેના પર અનુપમ પ્રીતિ થઇ હતી.

પરન્તુ વિદ્વાન્ અને ઉચ્ચ પદવીએ પહોંચેલા પણ

દાસત્વના જ સંસ્કારવાળા વિદ્યાચતુરને આ સર્વ અપરિચિત હતું. ઈશ્વરના તરફથી જેમાં દોષ ન આવી જતો હોય એવા વિષયમાં મોટાંનું મન રાખવું એ તે આવશ્યક ગણતો હતો. પરવૃત્તિનું અનુસરણ કરવું અને લોકાચારથી વિરૂદ્ધ ન દેખાવું એ કળાઓ સંપાદ્ય ગણતો હતો. પોતે પણ ઉચ્ચ પદવી પર હતો; એટલે અનુકૂળ ઉત્તર જ સાંભળવાનો અભ્યાસ હતો, ઇચ્છા દર્શાવતામાં જ તેને આજ્ઞા ગણી અનુસરનાર વર્ગ જ એની દૃષ્ટિમર્યાદાને ભરી રાખતો, અને ઉઘાડી આત્મપ્રશંસા થવા પોતે ન દેતો તોપણ પરપ્રશંસાના પ્રવીણ અને પ્રધાનની પ્રીતિ ઇચ્છનાર અધિકારીઓ, 'આ ગુણ તમારો છે અને તે આવો સારો છે, એમ ઉઘાડું કહેવાની રીત છોડી દઇ, પ્રધાનને પોતાના કીયા ગુણનું ભાન છે એ શોધી કહાડી, એકલા તે ગુણની પ્રશંસા કરતા, પ્રધાને કરેલાં કંઇ કંઇ કાર્યોમાં દક્ષતા અને અપૂર્વતા બતાવી આપતા, અને પ્રધાનનાથી ઉલટી રીતિએ ચાલનારને હસી કહાડતા. પ્રશંસાના કરતાં આ સર્વની અસર વધારે થતી અને સાવધાન છતાં પ્રધાન ભૂલ ખાઇ ઘણી વાર એમ કલ્પતો કે મારી બુદ્ધિ સર્વમાન્ય છે. આવા આવા સંસ્કારોના અભ્યાસીને ચન્દ્રકાન્ત જેવો ઉત્તર આપનાર મળતાં નવીનતા લાગી, મૂર્ખતા પ્રત્યક્ષ દેખાઇ, ઉદ્ધતતા મૂર્ત્તિમતી થઇ જણાઇ, અને બાલિશતા અને અવિનીતતાના અવતારનું દર્શન થયા જેવું થયું. પણ એનો ઉપાય ન હતો. ચન્દ્રકાન્ત પોતાના હાથ નીચેનો માણસ ન હતો. 'એને શું કરવું ? શું કહેવું ?

કહેવું તોયે નિરર્થક! હશે! આપણે શું? કોઇ વખત ખત્તા ખાશે ત્યારે ઘણોયે ઠેકાણે આવશે:

उपदेशो न दातव्यो यादृशे तादृशे नरे ।
पश्य वानरमूर्खेण सुगृही निगृही कृता ॥'

એ વિચાર કરી શાન્ત પડી મનમાં પુષ્કળ હસ્યો. 'આની સાથે શું બોલવું?' એમ જ લાગ્યું. 'આ સુઘ્ઘરાઇગરી માંકડાની જાત! તે વળી કાંઇ બોલે ચઢી! એને તો છંછેડવી જ નહિ! પેલા પારસીની આટલી આગતાસ્વાગતા કરી ત્યારે મૂર્ખે બધી ખાનગી વાતચીત પણ વર્તમાનપત્રમાં છપાવી–એ અને આ બેયે જાતભાઇ જ! જગતને શિખામણ આપવી એ કાંઇ મારૂં કામ નથી.' જાતિસ્વભાવ ભૂલી રાજકીય વ્યવહારી બે વસમાં વેણ કહ્યા હતાં તેનો ઉતાર કરવા લાગ્યો–તે પાછો પોતાની પ્રકૃતિ પર આવ્યો અને હૃદય ઢાંકી જીભ વતે અમૃત લ્હાવા લાગ્યો:

"ચન્દ્રકાન્ત, તમે ખોટું ન લગાડશો. તમારા મિત્ર તે મારા પણ એક વાર સમ્બન્ધી હતા અને હજી પણ મારૂં ચિત્ત તેમને વાસ્તે બળે છે. પણ આટલું તો તમે પણ સ્વીકારશો કે એમણે છેક આમ કરવું જોઇતું ન હતું. હશે! ઇશ્વિરેચ્છા આગળ એ શું કરે? તમે એમને પાછા મળો તોપણ હવે એ તમારૂં કહ્યું માની નહિ શકે અને મારો સન્દેશો પહોંચાડશો તો કાંઇક એમને અસર થશે જાણીને મેં તમને કહ્યું. પણ એમનો સ્વભાવ તમે વધારે સારી રીતે જાણો, માટે યોગ્ય લાગે તે ખુશીથી કરવું."

(સરસ્વતીચન્દ્ર ભાગ ૧) ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી

# ૫૪—પૈસો અને સુધારો

પૈસો મેળવ્યા પછી સુધારો કરીશું, એ આપણું બ્હાનું છે. આપણામાં જેઓને પૈસા મળ્યા છે તેઓમાંના ઘણાક કરતા નથી; કરે છે તે આડી રીતના કરે છે; કરશે તે પણ આડી રીતના. જુવાનીના જોશમાં જે કામ થાય તે ઘરડપણમાં કરવાની ઉમેદ બાંધવી એનું નામ બ્હાનું કે નહિ? માત્ર પૈસાથી જ સુધારો થયો, એવું ઇતિહાસમાં કોઇ ઠેકાણે જોવામાં આવ્યું નથી. નિયમ તો સર્વત્ર આ જ જોવામાં આવે છે કે દેશનો સુધારો કરવામાં પ્રથમ વિદ્યા ને ઉંચી પ્રતીના સદ્‌ગુણો જોઇએ. પછી દ્રવ્યની સાહ્યતા હોય તો સુધારો વહેલો પસરે, ન હોય તો મોડો પસરે. અર્થાત્ લોકમાં વિદ્યા અને પ્રેમશૌર્યાદિક સદ્‌ગુણો હોય તો જ તેઓ સુધરેલા કહેવાય. તેમાં, સુધારાવાળા ઉપદેશકોમાં તો એ ત્રણ વાત પહેલી જોઇએ. જે જે ઉપદેશકો થઇ ગયા છે, તેઓ પ્રથમ તો નિર્ધન હતા. ઉપદેશકોએ દ્રવ્ય ને માનનો લોભ ન રાખતાં, દેશના કલ્યાણને અર્થે ખંતે પોતાનું કામ કર્યા જવું. પૂર્વે આપણા-માં તેમ હતું. બીજા દેશોમાં તેમ હતું. આજ પણ છે.

પૈસો મળ્યો એટલે મદ ને આળસ ઘર ઘાલે જ. જેટલું જુસ્સાનું બોલવું લખવું છે તે દુઃખના વખતનું જ સારૂં હોય છે. પૈસાથી વિચારવાળું ને મહેનતવાળું કામ કરવાનું થાય જ નહિ ને મન થાય તો તે કામ સારૂં પણ

થાય નહિ. અર્થાત્ પૈસાથી અને પૈસા મળ્યા પછી સુધારો કરીશું એ કહેવું કેવળ બ્હાનું છે.

( નર્મગદ્ય ) નર્મદાશંકર લાલશંકર કવિ

---

# ૫૫—મૃત્યુનું ઓસડ

કિસા ( કૃશા ) ગોતમી નામે એક સુન્દર યુવતી એક ધનાઢ્ય યુવાનને પરણી હતી અને એનાથી એક સુન્દર બાળક જન્મ્યું હતું. બાળક હરતું ફરતું ને દોડતું થયું એટલામાં તો બિચારૂં કાળના મ્હોંમાં ઝડપાઇ ગયું ! માતા આ બનાવથી ગાંડા જેવી થઇ ગઇ, અને ‘ કોઇક આને ઓસડ આપે અને જીવતું કરે ’ એવી આશાથી બાળકના શબને હાથમાં લેઇને એ શેરીએ શેરીએ ભટકી. રસ્તામાં એક **બૌદ્ધ** ભિક્ષુ મળ્યો. એને કરગરીને કહ્યું, “ મહારાજ, મારા બાળકને કાંઇક ઓસડ આપો અને જીવતું કરો. ” ભિક્ષુએ કહ્યું, “ બાઇ, આનું ઓસડ મારી પાસે નથી. પણ અમારા એક ગુરુ **ગૌતમ બુદ્ધ** કરીને છે એમની પાસે જઇશ તો એ કાંઇક આપશે. ” કિશા **ગોતમી** એમ ની એમ બાળકને લેઇ **ગૌતમ બુદ્ધ** પાસે ગઇ અને કહ્યું, “ ભગવન્, આપ સમર્થ છોઃ મારા બાળકને કાંઇક ઔષધ આપીને જીવતું કરો. ” **ગૌતમ બુદ્ધે** જવાબ દીધો, “ બાઇ, આ બાળકને અંહીં સુવાડ અને હું કહું તેવી થોડીક રાઇ લેઇ આવ, તો તારૂં બાળક જીવતું કરૂં. ” આ

ઉત્તર સાંભળીને બાઇ હરખાઇ અને આશાભરી રાઇ લેવા-ને જતી હતી ત્યાં બુદ્ધ ભગવાને કહ્યું, “બાઇ, આવા મંગળ કામને માટે અમંગળ રાઇ ન જોઇએ. માટે એવાને ઘેરથી લાવજે કે જેના ઘરમાં કોઇ સગું વહાલું કદી મરી ગયું ન હોય.” બાઇથી પુત્રના શબનો વિરહ સહન થઇ શકતો ન હતો અને તેથી પ્રેમથી વિકળ બનેલી એ બાઇ બાળકને હાથમાં લેઇને બુદ્ધ ભગવાને કહી તેવી રાઇ લેવા ચાલી. એક ઘેર ગઇ ત્યાં ઘરવાળાએ કહ્યું, “બાઇ, રાઇ તો છે પણ તું કહે છે તેવી નથી. મારે ઘેર મહિના ઉપર એક જુવાન્ પુત્ર મરી ગયો છે! માટે લાચાર છું.” કિસા ગોતમી બીજે ઘેર ગઇ, ત્રીજે ઘેર ગઇ, એમ સેંકડો ઘેર ભટકી: કોઇક ઠેકાણે છોકરો તો કોઇક ઠેકાણે છોકરી, કોઇક ઠેકાણે ધણી તો કોઇક ઠેકાણે વહુ, કોઇક ઠેકાણે ભાઇ તો કોઇક ઠેકાણે બ્હેન, કોઇક ઠેકાણે બાપ તો કોઇક ઠેકાણે મા, એમ જ્યાં જ્યાં તપાસ કરી ત્યાં કોઇ ને કોઇ તો મરી ગયેલું જ જાણવામાં આવ્યું. કિસા ગોતમી ગૌતમ બુદ્ધ પાસે આવી અને સર્વ હકીકત કહી. ગૌતમ બુદ્ધે આ અનુભવનું મર્મ—સ્નેહી સમ્બન્ધીના મરણ વિનાનું કોઇ પણ ઘર નથી, જન્મ્યું તે મરવાનું જ છે. પદાર્થ માત્ર નાશવન્ત છે એ સિદ્ધાન્ત—કિસા ગોતમીને સમજાવ્યો. કિસા ગોતમી સંસાર છોડી ભિક્ષુણી થઇ.

(ધર્મ વર્ણન) આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ

---

# ૫૬—નચિકેતા

પ્રાચીન સમયમાં વાજશ્રવસ અથવા ઉદ્દાલક નામના મુનિએ વિશ્વજિત્ નામનો યજ્ઞ આરંભ્યો અને સ્વર્ગપ્રાપ્તિની ઇચ્છાથી તેમણે પોતાની બધી સમ્પત્તિ દાનમાં આપવા માંડી. પણ દાન આપતી વખતે તેમણે એક યુક્તિ કરી. સારી સારી ગાયો પોતાના પુત્ર માટે રાખી બાકીની ગાયો તેમણે બ્રાહ્મણોને આપી. ઉદ્દાલકના પુત્ર **નચિકેતાએ** જ્યારે આ પ્રકાર જોયો ત્યારે તે બાળક હોવા છતાં તેને 'પોતાના પિતાનું હિત શામાં?' એ પ્રશ્ન સૂઝવવા લાગ્યો. તે વિચાર કરવા લાગ્યો: 'જે ગાયો ખાઇપી ઉતરેલી છે, દૂધ આપે તેમ નથી કે ગર્ભ ધારણ કરી શકે તેમ નથી તે ગાયોનું દાન કરનારાઓ દુ:ખી થાય છે એવી શાસ્ત્રાજ્ઞા છે છતાં મારા પિતાને આ શું સૂઝ્યું!' પોતાના પિતાનું અનિષ્ટ થાય એ **નચિકેતાને** કેમ ગમે? 'મને પોતાને જ જો દક્ષિણામાં આપી દેવામાં આવે તો પિતાશ્રીને પૂરેપૂરૂં યજ્ઞ-ફલ મળે' એમ ધારીને એ પિતૃનિષ્ઠ બાળક **વાજશ્રવસ** પાસે ગયો અને અતિ નમ્રતાપૂર્વક બોલ્યો, "પિતાશ્રી, આ શુભ પ્રસંગે મારૂં દાન કોને કરવા ઇચ્છો છો?"

**વાજશ્રવસને** આવા પ્રશ્નમાં કશી સમજ પડી નહિ, અને તેણે કશો ઉત્તર આપ્યો નહિ. આથી **નચિકેતાએ** પુન: એ જ પ્રશ્ન પૂછ્યો અને બીજી વાર પણ જવાબ ન મળવાથી ત્રીજી વાર તેણે એ નો એ પ્રશ્ન પૂછ્યો. આથી તેના પિતાને ખૂબ ક્રોધ ચઢ્યો અને તે આવેશપૂર્વક બોલી

ઉઠ્યા, "તારૂં દાન યમને કરીશ, જા!"

આ શબ્દો સાંભળી નચિકેતા સજ્જડ થઇ ગયો. તે તો વધારે મૂઝાયો. તે વિચારવા લાગ્યો: "ઘણાં બાળકોમાં મારૂં અગ્ર સ્થાન છે: ઘણાંમાં મારૂં મધ્ય સ્થાન છે એટલે કે હું દુષ્ટ તો નથી જ. યમને મારૂં દાન કરીને મારા પિતાનું શું હિત સધાવાનું છે એ મને નથી સમજાતું."

આવો વિચાર કરી તે ફરી બોલ્યો, "ઓ પિતાશ્રી, તમે વિચાર કરી જૂઓ. આપણા પૂર્વજો કેવી રીતે વર્તતા તે યાદ કરો અને બીજા મહાન્ પુરુષો કેમ વર્તે છે તે પણ તપાસો. તમે જે બોલી ગયા તે કદી મિથ્યા ન થવું જોઇએ. માણસ તો અન્નની માફક ઉત્પન્ન થાય છે, નાશ પામે છે અને ફરી પેદા થાય છે પરન્તુ બોલેલા શબ્દો કદી મિથ્યા થવા જોઇએ નહિ. હવે તમારે મને યમની પાસે મોકલ્યે જ છૂટકો."

વાજશ્રવસથી બોલતાંશુ બોલાઇ ગયું પણ હવે શું થાય? વળી નચિકેતા એ કોઇ સાધારણ બાળક ન હતો કે તેને સમજાવી દેવાય. તે તો પૂર્વ જન્મનો કોઇ મહાન્ તપસ્વી હતો. પોતાના પિતાના શબ્દો સત્ય કરવાની ખાતર એ બાલતપસ્વી પૂર્વ જન્મના તપોબલ વડે સ્થૂલ દેહે યમપુરી ગયો. ત્યાં યમરાજ બહાર ગયેલા હોવાથી તે ત્રણ દિવસ સુધી યમની રાહ જોતો જ અન્નજળ વગર બેસી રહ્યો. ત્રણ દિવસ પછી જ્યારે યમરાજ સ્વગૃહે આવ્યા ત્યારે બ્રાહ્મણ અતિથિને ત્રણ દિવસથી પોતાના ઘર આગળ ઉપવાસી પડેલો જોઇને તે ખૂબ ગભરાયા! અતિથિની

અવગણના થાય એના જેવું મોટું પાપ કયું હોઇ શકે ?

**યમ**ના મન્ત્રી આ પ્રકાર જોઇને બોલી ઉઠ્યા, "હે સ્વામિન્, ત્રણ દિવસથી એક બ્રાહ્મણનો બાળક અહીંઆં ભૂખ્યોતરસ્યો પડેલો છે. માટે હવે તેનો સત્કાર કરી તેની શાન્તિ કરો. અતિથિની અવગણના કરવાથી તમને મહા પાપ લાગશે."

આથી **યમ**રાજ તરત જ **નચિકેતા** પાસે દોડી ગયા અને તેની પાસે હાથ જોડીને ઉભા રહ્યા. **નચિકેતા**નો ખાનપાનાદિથી સત્કાર કર્યા પછી **યમ** બોલ્યા, "હે બ્રહ્મન્, ત્રણ દિવસ અને રાત્રિથી તમે અહીં ભૂખ્યાતરસ્યા ટળવળો છો તેથી મારો ભારે દોષ થયેલો છે. એ દોષની નિવૃત્તિ અર્થે તમે મારી પાસે ત્રણ વર માગી લો."

**નચિકેતા** હજી પોતાના પિતાનો ક્રોધ ભૂલ્યો ન હતો. તેમનો ક્રોધ જોઇને તેને ભારે દુઃખ થતું હતું. **યમ**ની પાસે તેણે પ્રથમ વર આ માગ્યો, "હું અહીંથી મારા પિતા પાસે પાછો જઉં ત્યારે મારા પિતાનો ક્રોધ ઉતરી જાય અને તેઓ મારા પર અગાઉની જેમ પ્રસન્નચિત્ત રહે એવી મારી વિનતિ છે."

**યમ**રાજ બોલ્યા, "તથાસ્તુ."

બીજો વર માગતાં **નચિકેતા**એ કહ્યું, "હે **યમ**રાજ, મેં સાંભળ્યું છે કે સ્વર્ગમાં રોગો કે દુઃખો હોતાં નથી. વળી ત્યાં મૃત્યુનો ભય પણ નથી હોતો: ભૂખતરસ તો લાગે જ નહિ! આવા સ્વર્ગલોકની પ્રાપ્તિના સાધનરૂપ **અગ્નિ** વિષે આપ જ્ઞાન ધરાવો છો તો એ જ્ઞાન મને આપ

દીપાવો એવી મારી બીજી વિનંતિ છે."

યમરાજે 'તથાસ્તુ' કહી તેને સ્વર્ગપ્રાપ્તિ માટેનો અગ્નિ કેવી રીતે કરવામાં આવે છે એ અને એને લગતી બધી માહિતી તેને આપી. નચિકેતા એટલો બુદ્ધિમાન્ હતો કે યમે જે જે કહ્યું તે બધું તે તરત જ શીખી ગયો. તેની આવી બુદ્ધિ જોઈને યમ તેના પર ખૂબ પ્રસન્ન થઈ ગયા અને એક ચોથો વર આપતાં તે બોલ્યા, "જે અગ્નિનું જ્ઞાન મેં તને હમણાં આપ્યું છે તે હવેથી તારા નામે ઓળખાશે. તે નચિકેતાગ્નિ તરીકે પ્રસિદ્ધ થશે. વળી આ સુન્દર મણિઓની માળા લે અને તે તું ધારણ કર."

નચિકેતાએ એ માળા લીધી અને પોતાની ડોકમાં નાખી. પછી યમે નચિકેતાગ્નિનું મહત્ત્વ સમજાવ્યા પછી નચિકેતાને ત્રીજો વર માગી લેવાનું કહ્યું.

નચિકેતા બોલ્યો, "મારી એક શંકાનું નિવારણ કરો. કેટલાક કહે છે કે મરણ થયા પછી આત્માનું અસ્તિત્વ હોતું નથી અને કેટલાક કહે છે કે હોય છે. આમાં સાચું શું તે મને સમજાવો."

યમ તેની કસોટી કરતાં બોલ્યા, "આવો જ પ્રશ્ન દેવોએ મને અગાઉ પૂછ્યો હતો. આત્મા અત્યન્ત સૂક્ષ્મ છે. સાધારણ માણસ માટે તેનું જ્ઞાન કઠિન છે. માટે તું બીજો કોઈ વર માગી લે અને આ વાત છોડી દે."

પણ નચિકેતા એમ કંઈ માને તેવો ઓછો હતો. તે વધારે દૃઢતાપૂર્વક બોલ્યો, "હે મૃત્યો, તમે કહો છો કે દેવો પણ આ વિષય સમજી શકતા નથી અને મોટા મોટ

પંડિતોને પણ આ જ્ઞાન અગોચર છે તો હું મારૂં મહદ્ ભાગ્ય સમજું છું કે મને તમારા જેવા ધર્મતત્ત્વજ્ઞ પ્રાપ્ત થયા. આવું પરમજ્ઞાન મેળવવા માટે તમારા જેવા બીજા ગુરુ ફરી મળવા અશક્ય છે માટે મોક્ષપ્રાપ્તિના ઉપાયનો જે વર મેં માગ્યો છે તે જ હું જાણવા માગું છું."

યમે પણ **નચિકેતાની** બરાબર પરીક્ષા લેવા માંડી. તેણે **નચિકેતાને** લલચાવવાને જાતજાતનાં પ્રલોભનો બતાવ્યાં પણ એ વીર બાળક ન ડગ્યો તે ન ડગ્યો! યમે કહ્યું, "**નચિકેતા**, તું તો હજી બાળક છે. અત્યારથી તને આ શી ઘેલછા લાગી છે? સો વર્ષનું આયુષ્ય ભોગવનારા પુત્રપૌત્રો માગ; પશુઓ, હાથીઓ અને અશ્વો માગ; સુવર્ણ માગ; જોઇએ તેટલી જમીન માગ; તારી ઇચ્છા થાય તેટલાં વર્ષનું આયુષ્ય માગ; આવો કોઇ વર માગ. ધન, દીર્ઘાયુષ્ય એવું એવું જે કંઇ જોઇએ તે માગી લે. **નચિકેતા**, જા, તું મોટો રાજા થઇશ. તું કોઇ પણ સાંસારિક તેમજ સ્વર્ગીય સુખ ભોગવી શકીશ. આથી વધુ શું જોઇએ?

"મનુષ્યોને જે જે વસ્તુ દુર્લભ હોય તે તે તારી ઇચ્છાનુસાર માગી લે. મનુષ્યોને કદી પ્રાપ્ત ન થાય તેવી, રથ તથા વિવિધ વાજિંત્રોવાળી રૂપાળી અપ્સરાઓ માગ તો તે હું તને આપું જેથી તેઓની પાસે તું તારી સેવાશુશ્રૂષા કરાવી શકે. પણ મરણને લગતા પ્રશ્નની વાત જવા દે.

**નચિકેતા** પાક્કો શિષ્ય હતો. તે જિજ્ઞાસુ તેમ જ મુમુક્ષુ હતો. ક્ષણિક સુખો તેને લલચાવી શકે તેમ ન હતાં.

આથી તે નિર્લોભ ભાવે બોલ્યો, "આપે જે જે સુખોની મને લાલચો બતાવી તે બધાં ક્ષણભંગુર છે. વળી એવા ભોગોની કશી જરૂર નથી. દીર્ઘાયુષ્ય પણ મારે શા માટે જોઇએ? જો બ્રહ્મા પોતે ચિરસ્થાયી નથી તો હું દીર્ઘજીવી થઇને શું કરૂં? તમે કહો છો તે ઐશ્વર્ય, દિવ્ય અપ્સરાગણ, નૃત્યગીત, રથ, વગેરે તમારી પાસે જ રાખો. મારે એવા અસ્થિર પદાર્થોની જરાયે જરૂર નથી. હે **અન્તક**, તમે વિચાર તો કરો કે કોઇ મનુષ્ય ગમે તેટલું ધન મળવા છતાં ધરાએલો સાંભળ્યો છે? તમારાં દર્શન માત્રથી મને જોઇએ તેટલું ધન અને આયુષ્ય મળી રહેશે; મને તેની પરવા નથી. મારે તો આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરવી છે.

"હે **મૃત્યો**, મનુષ્યો જરાગ્રસ્ત અને મરણશીલ છે અને દેવો અજર તથા અમર છે, એટલે સામાન્ય રીતે દેવો જેવી સ્થિતિ પ્રાપ્ત કરવાનું જ માણસને મન થાય. તો પછી તમારા જેવા મહાત્મા પાસે હું તમે કહી તેવી અનિત્ય વસ્તુઓ માગી લેઉં તો મારા જેવો મૂર્ખ કોઇ નહિ! મારે એ અનિત્ય પદાર્થો ન જોઇએ. કયો વિવેકશીલ માણસ શરીરશોભા, ક્રીડાકૌતુક તથા અપ્સરાઓનાં નૃત્યગીતને અનિત્ય જાણવા છતાં દીર્ઘજીવી બનીને આનન્દ મેળવી શકે? દીર્ઘકાળ સુધી જીવવું એ પણ દુઃખકર જ છે. કારણ કે વૃદ્ધાવસ્થામાં અશક્તિ આવે છે અને માણસ હેરાન થઇ જાય છે. માટે હે **યમરાજ**, મૃત્યુ પછી આત્મા પરલોકવાસી થાય છે કે નહિ એ મને કહો. તમે જે જ્ઞાન મારાથી છૂપાવવા માગો છો તે જ જ્ઞાનની પ્રાપ્તિ માટે આ

નચિકેતા તમારી સમક્ષ હાથ જોડીને ઉભો છે.”

નચિકેતાના આવા દૃઢ સંકલ્પબળ આગળ યમનું કાંઇ ચાલ્યું નહિ. તેમણે એને ખૂબ કસી જોયો અને નચિકેતા પણ એ કસોટીમાં બરાબર ઉત્તીર્ણ થયો. નચિકેતાનો અટળ નિશ્ચય જોઇને છેવટે યમે નમતું આપ્યું અને પોતાના ત્રીજા વરદાન તરીકે તેમણે તેને આત્મજ્ઞાન શીખવ્યું.

( યુગધર્મ પુ. ૩ ) છગનલાલ યોગી

---

# ૫૭—ગૂજરાતની ઉણપ

ગૂજરાતમાં કેળવાએલો અને દેશહિતને માટે ઉદાર લાગણીવાળો વર્ગ છેક નથી એમ તો નથી; છે તથાપિ તે બહુ નાનો છે એમ પણ નથી. દેશસેવાનાં કાર્યોને માટે જે સાધનો જોઇએ તે ગૂજરાતમાં નથી એમ પણ નથી. દક્ષિણને પોતાની સંસ્થાઓ અને પોતાના ક્રિયાપ્રવાહો અને પ્રયોગોને માટે જે સાધનો જોઇએ છે તેનો કેટલોક ભાગ દક્ષિણને ગૂજરાતમાંથી જ મળતો આવેલો છે અને હજીયે મળ્યા કરે છે. ગૂજરાતના કેળવાએલા અને દેશસેવક વર્ગને ગૂજરાતના હિત માટે કંઇ સંસ્થાઓ ઉભી કરવા કે કંઇ ક્રિયાપ્રવાહો કે પ્રયોગો આદરવાને ઇચ્છા જ હજી થયેલી નથી, એમ પણ નથી. ગૂજરાતે પણ અનેકાનેક સંસ્થાઓ અને આચારપ્રવાહો આરમ્ભેલ છે, પણ એ સર્વનો આજ સુધીનો ઇતિહાસ કેવો છે ? કેટલાક અકાળે

કે અફાવતી ભોંયમાં કે અણજાણ હાથે કરેલી વાવણીની માફક ઉગ્યા જ નહિ; કેટલાક હારીને તજી દેવાયા; કેટલાક મરૂં મરૂં થતા બે ત્રણ વર્ષે પાછા કંઇક જીવતા દેખાય એ દશામાં છે; કેટલાક કાગળ ઉપર જ જીવતા છે; કેટલાક બે પાંચ માણસોના આત્મભોગ અને આગ્રહને લીધે જ જીવતા છે; કેટલાકનું તેજ બીજા પ્રદેશોનું નકલિયા જ છે; અને કોઇ કોઇ જીવતા છે અને પોતાનું કામ ચલાવ્યા કરે છે, તથાપિ પ્રજાનાં દૈવત અને આદર મેળવી શકતા નથી એવી વિચિત્ર સ્થિતિમાં છે.

વળી ગૂજરાતમાં શક્તિશાળી આત્મભોગી આગ્રહી નરરત્નો પાકતાં નથી એમ પણ નથી. **દાદાભાઇ નવરોજજી** ગૂજરાતી જ છે; પણ એમનો મહિમામિનાર બહારથી બન્ધાઇને આવ્યો ત્યારે જ ગૂજરાતે તેને વધાવ્યો. **મોહનદાસ કરમચન્દ ગાંધી** ગૂજરાતી જ છે; પણ એમની મહાભારત સેવા અને એમના લોકોત્તર ચારિત્રબળની કદર હિન્દના કોઇ પણ ભાગમાં સૌથી ઓછી હોય તો તે ભાગ ગૂજરાત જ છે. **દયાનન્દ સરસ્વતી** ગૂજરાતી જ હતા; પણ એમને પોતાના કાર્યક્ષેત્ર તરીકે **પં**જાબની ભૂમિ જ ફાવી. **નર્મદ**ની વીરતા, **અં**બાલાલનો બુદ્ધિપ્રભાવ, **ગોવર્ધનરામ**નો કલ્પનાવૈભવ—ગૂજરાતમાં પાકેલાં આ બલો કંઇ સામાન્ય પ્રતિનાં ન હતાં. હિન્દના બીજા કોઇ પણ ભાગમાં આર્વાચીનકાળમાં આ કરતાં વધારે મોટાં બલ કોઇક જ પાકેલાં છે. પરન્તુ બીજા ભાગોએ જ્યારે પોતપોતાના કે હિન્દના બીજા ભાગોમાં જે બલો પાકયાં તેનો

પૂરેપૂરો લાભ લેઇને આખા હિન્દને પણ એ લાભ આપેલો છે, ત્યારે આપણે ત્યાં પાકેલાં આ બળોનું કાર્યક્ષેત્ર ગૂજરાત જ હોવાથી એમનાથી મળવો જોઇતો પૂરેપૂરો લાભ નથી ગૂજરાતને મળ્યો ને નથી હિન્દને મળ્યો. નેતા, સાધન અને પ્રજા ત્રણેના સુસંયોગ વગર નેતાઓનું નેતાપણું એળે જાય છે. બંગાળી અને મરાઠી પ્રજાઓમાંથી તેમના નેતાઓને પૂરેપૂરૂં પીઠબલ મળે છે. તેથી જ તેઓ પોતાની પ્રજાની અને સાથે સાથે આખા હિન્દની પ્રગતિ સાધી શકે છે, જ્યારે ગૂજરાતી નેતાઓને નથી સાધન મળતાં, નથી પીઠબલ મળતું, અને આથી કરીને નથી તેઓ ગૂજરાતનું હિત સાધી શકતા કે નથી તેઓ હિન્દનું સાધી શકતા. ગૂજરાતની આવી સ્થિતિ જ ગૂજરાત અને ગૂજરાતી પ્રજા હિન્દના બીજા ભાગો કરતાં ઘણી પાછળ હોવાનું ખરૂં કારણ છે.

આ સ્થિતિનું સૌથી મોટું કારણ એ છે કે આપણા ગૂજરાતીઓમાં પ્રજાપણું નથી, આપણામાં પ્રજાનું ઐક્ય નથી, પ્રજાપણાનો ટેકો નથી, પ્રજાપણાના સતત્ આગ્રહી ઉજમ અને જોમ નથી, આપણા નેતાઓને પ્રજાપણાવાળી પ્રજાના પીઠબલનો ટેકો નથી. મતભેદ અને ચારિત્રભેદને લીધે ટીકા ચર્ચા વૈમનસ્ય અને મતામતી આપણે ત્યાં જ થાય છે એમ નથી; સર્વત્ર થાય છે. પરન્તુ બીજે જ્યારે પ્રજાપણાની ઉષ્માથી એ થતાં આવે તેમ ઓગળતાં પણ જાય છે, અને આરમ્ભેલ સંસ્થા કે કાર્ય-પ્રવાહ આગળ વધવા પામે છે તેમ તેમ એ વૈમનસ્ય અને

મતભેદની નડતર ઓછી પડી જાય છે, ત્યારે આપણે ત્યાં એ નડતર જ વખત જતાં વધુ વધુ મોટી બનીને ગમે તેવા કાર્ય કે કાર્યપ્રવાહને મન્દ કરી નાખે છે, અને થોડા જ વખતમાં રૂંધી નાખે છે.

પ્રથમ પહેલાં તો આપણે પાટનગર નથી; આપણે ત્યાં પ્રજાપણાના સજીવ ભાવનું ઐક્ય નથી; હિન્દુ સંસ્કૃતિનું જ્ઞાન, તેના ગૌરવનું ભાન, તેમાં શ્રદ્ધા તથા તેના ટેકની ઉર્મિઓ આપણામાં નથી. આપણા મુસલમાન, પારસી આદિ ગૂજરાતીઓમાં આ છેલ્લું ન હોય એ તો કુદરતી છે, પરન્તુ ગૂજરાતની નિર્બલતાનું ખરૂં ઉંડામાં ઉંડું કારણ એ છે કે એ બલ આપણા હિન્દુ ગૂજરાતીઓના પણ મોટા ભાગમાં નથી. અને ગૂજરાતી પ્રજામાં જે કંઇ સંસ્થાઓ કે કૃતિપ્રવાહો ઉત્સાહી દેશપ્રેમીઓ આરમ્ભે છે તે તરફ બીજાઓ જોઇતા પ્રમાણમાં આકર્ષાતા નથી, અને મૂલ આદરનારના ઉત્સાહ પણ પીઠબલ વગર અને વધતી જતી ફતેહ વગર મોળા પડી જાય છે. દેશમાં જે કંઇ હીર છે તે મોટે ભાગે બીજી દિશાઓમાં ઉડે છે. કેટલાક પાશ્ચાત્ય સંસ્કૃતિના જ પોપટ બની રહે છે. કિશોરવયથી માંડીને જુવાનીનો મોટો કાળ તેઓ કર્મણા, વાચા અને મનસા સાહેબશાઇ બનવાની મહત્ત્વાકાંક્ષાને સમર્પે છે. આ પણ જરૂરનું છે; પરિણામે હિતકારક છે. હિન્દુથી સાહેબશાઇ નહિ જ બનાય એ સત્ય આપણાં ફરજંદોમાંથી સારામાં સારાં સેંકડો અને હજારોને અનેકાનેક દુઃખે પાપે અનુભવસિદ્ધ થાય નહિ ત્યાં સુધી આખો દેશ

એ સત્યને કરણદરવત્ જાણી શકે નહિ, અને નવી નવી વીશીઓ એ ભ્રામક માર્ગ તરફ વળતી આરંભથી જ અટકે નહિ. વળી આપણે હિન્દુ રહીને પાશ્ચાત્ય સંસ્કૃતિમાંથી ઘણા હિતકારક અંશો મેળવવાના છે. એ મહત્કાર્યમાં જાણ્યે અજાણ્યે હિન્દુ મટીને પાશ્ચાત્ય સંસ્કૃતિને વળગનારાઓના પ્રયોગ પ્રયાસો અને અનુભવો ઘણી ઘણી રીતે ઉપયોગી છે. આપણા ઉત્તમ માણસોમાંથી કેટલાકની હકીકત આવી છે તો બીજા કેટલાક હિન્દની સાર્વભૌમ પ્રગતિઓ અને સંસ્થાઓ તરફ દોડે છે.

કોઇ પણ પ્રજાની પ્રજા તરીકેની સ્થિતિ પદવી અને ઉન્નતિનો મુખ્ય આધાર તે પ્રજામાંની જીવન્ત પ્રજાપણાની ઐકયભાવના ઉપર છે. એ ભાવના જ પ્રજાની સંઘશક્તિનું ચાલક બલ છે. અને બીજી પ્રજાઓ કોઇ પણ પ્રજા વિષે મત બાંધે છે તે પ્રજાસમસ્તની વાણી એટલે કે તેનું સાહિત્ય, તે પ્રજાની સંઘશક્તિ અને તે પ્રજાના પ્રજા તરીકેના એટલે સંઘશક્તિબલથી થતા કાર્યપ્રવાહો, રચાતી સંસ્થાઓ, રાજકીય સામાજિક આદિ પ્રજાસમસ્તને લગતા વિષયોમાં મેળવાતા જયપરાજયો, વગેરે ઉપરથી, તેમ તેમાં આગેવાન જણાતા પુરુષોના ગુણદોષો ઉપરથી બાંધે છે. આપણી ગૂજરાતી પ્રજાના વ્યક્તિગત ચારિત્ર, નીતિ, બુદ્ધિ અને હૃદયના ગુણો વિષે સવાલ જ નથી. પરન્તુ આપણામાં પ્રજાપણાની ભાવના હજી બંધાઇ નથી; આપણે સંઘશક્તિના ગુણોમાં બાલક જેવા છીએ; અને હિન્દુ સંસ્કૃતિ માટેના આદરભાવ અને ટેકમાં આપણે મોળા છીએ. આ આપણી

સ્થિતિ આજની ઘડી સુધી ચાલી છે. હશે. કોઇ પણ પ્રજાના ગુણદોષ એકનેએક સદાકાળ ચાલતા નથી. ફેરફાર થયા જ કરે છે. પ્રજા તો કલ્પવૃક્ષ છે. વીશીએ વીશીએ એક પેઢી સર્વભક્ષી કાલના જઠરમાં પડે છે ત્યાં નવી પેઢી તેની જગા લેવાને તૈયાર ઉભી જ છે. અને દરેક પેઢીમાં આગલી પેઢીના ગુણદોષ કંઇક ઉતરી આવે છે તો કંઇક નવા જ ગુણદોષ વિકસેલા માલમ પડે છે. અને વળી કેટલાક સંક્રાન્તિસમયોમાં આવા ફેરફાર ઘણા જ ઝપાટાથી બની આવે છે. વિદ્યાપ્રીતિ, ત્યાગ અને સાદાઇ, સહકારિતા, સળંગ પ્રગતિ, અને સંઘશક્તિની ખીલવટના ગુણો વિકસાવવા આપણે પૂરતી જાગૃતિ અને અભિરૂચિથી મથીશું તો આ મહાપરિવર્તનનો યુગ ઉગે છે, એવા ઉદયકાલમાં જે કોઇ સદ્‌વસ્તુ હિન્દની બીજી કોઇ પણ પ્રજાને મળે એવી છે તે આપણે પણ મેળવી શકીશું.

(નવજીવન અને સત્ય પુ. ૨) **બલવન્તરાય કલ્યાણરાય ઠાકોર**

---

# ૫૮—અર્થદાસ

(પોતાના ઘરનો ત્યાગ કર્યા પછી **સરસ્વતીચન્દ્રે** કુમુદસુન્દરી સાથેનું વેવિશાળ રદ કરવા પત્રથી **વિદ્યાચતુરને** ખબર આપી. એટલે **વિદ્યાચતુરે** કુમુદને **સુવર્ણપુરના** અમાત્ય **બુદ્ધિધનના** પુત્ર **પ્રમાદધન** સાથે પરણાવી. ત્યાર પછી એક વખત કુમુદની સ્થિતિ જોવા **સરસ્વતીચન્દ્ર સુવર્ણપુર** ગયો અને કુમુદે તેને કદી જોયેલો નહિ હોવાથી તેણે બુદ્ધિધનને ત્યાં **નવીનચન્દ્ર**ના નામથી કેટલોક વખત ગાળ્યો અને સહુમાં લોકપ્રિય થયો. એ દરમિયાન

તેને **ચન્દ્ર**કાન્તનો પત્ર મળ્યો. એટલે **સુવર્ણપુર**માં પોતે ઓળખાઇ જાય નહિ એ હેતુથી તેણે **સુવર્ણપુર** છોડયું, અને એક ગાડાવાળાની સાથમાં પોતાની મુસાફરી શરૂ કરી. એ ગાડામાં **અર્થદાસ** નામનો વાણીયો અને તેની પત્ની પણ હતાં. માર્ગમાં બ્હારવટીયાઓએ તેમને લુંટવા માંડયાં એટલે ઉંઘતો **સરસ્વતીચન્દ્ર** વાણીયણને બચાવવા કુદી પડયો પણ બચાવમાં તે ઘવાયો. બ્હારવટીયા **સરસ્વતીચન્દ્ર** અને વાણીયાને દૂર લેઇ જઇ આખરે ઘાસમાં પડતા મૂકી ચાલ્યા ગયા. આથી વાણીયણ અને ગાડાવાળો **સરસ્વતીચન્દ્ર** અને વાણીયાથી છૂટા પડ્યા.)

**અર્થદાસ** રોતો રોતો ચારે પાસે જોતો જોતો ઉઠ્યો અને બે હાથને છેટે **સરસ્વતીચન્દ્ર**ને પડેલો દીઠો. એની કાન્તિ તથા દશા જોઇ દયા આવી અને ઉઠાડવા તથા સ્વસ્થ કરવા ધાર્યું. વળી વિચાર થયો: "મૂઓ હશે કે જીવતો હશે! ઘેર જ ન જાઉં? બીજા લૂટારા આવશે! હું કયાં બલા બ્હોરૂં?" **ધનકોર**ની બ્હાર કરતાં **સરસ્વતીચન્દ્ર**ની આ દશા થઇ હતી તે સાંભરી અને ઉપકારને દૃષ્ટાન્તે સ્વાર્થવૃત્તિને જીતી વાણીયો બ્રાહ્મણ પાસે ગયો. અને તેના અંતઃકરણમાં શુદ્ધ દયા વસી.

વાણીયો ધીમે રહી **સરસ્વતીચન્દ્ર**ને ઉઠાડવા લાગ્યો અને ઉઠાડી બેઠો કર્યો. "તમને આ બ્હારવટીયા ઓળખે છે કે શું?—પેલો સંન્યાસી જેવો તમને તમારૂં નામ દેઇ બોલાવતો હતો." આમ કહેતો કહેતો **અર્થદાસ** **સરસ્વતીચન્દ્ર**ના ઘા તપાસવા લાગ્યો અને જયાંથી લોહી વહેતું બન્ધ થયું હતું ત્યાં આગળથી રૂ જેવું કાંઇ હાથમાં લેઇ આંખો ચળકાવી **સુરસંગે** **ચંદરભાઇ** નામ કહ્યું હતું તે સંભારી, વધારે અપભ્રંશ કરી બોલ્યો, "**ચાંદાભાઇ**,

જૂઓ તો ખરા આ ઠાકોરજીની માયા! તમારો ઘા રૂઝી ગયો સમજવો—હ્યો આ."

રૂઝતા ઘાની કલ્પનાથી જ બળવાન્ થઇ ગયેલા મનવાળો બની પોતાનું ત્રીજો અપભ્રંશ પામેલું નામ સાંભળી ચમકી સરસ્વતીચન્દ્ર ટટ્ટાર થયો: "એ શું છે, ભાઇ?"

વાણીયો બોલ્યો, "આનું નામ ઘાબાજરીયું. તમે આ ઘાસમાં પડ્યા હતા તે ઘાસ ભેગું ઉગેલું તમારા લોહીથી ઘામાં એ વળગી ગયું અને લોહી બંધ થઇ ગયું."

"તે એમાં કાંઇ ગુણ છે?"

"હા, એથી ઘા રૂઝે છે. આ તમારો ઘા રૂઝયો હવે સમજવો; તમે જ જૂઓને—હવે કાંઇ દરદ છે?"

"ના, છે તો નહિ." સરસ્વતીચન્દ્ર પળવાર નીચું જોઇ રહ્યો, વિચારમાં પડયો, અને ગળગળો થઇ, છાતી પર હાથ મૂકી ભીની આંખવડે આકાશ ભણી જોઇ મનમાં બોલ્યો,

"પ્રભુ આમ જ આપદ તું હરતો,
અમ મૂર્ખપણું ઉર ના ધરતો.
વનમાં વણભાન પડી હું રહ્યો
તૃણદ્વાર વિષે પ્રભુ, ત્યાં તું ઉભો."

આ સ્તવન જાતે જ થઇ ગયું અને નવા ઉત્કંપમાં, અચિન્ત્યા રોમાઞ્ચમાં, દુ:ખી આંખમાં, દીન હૃદયમાં, અને ઉશ્કેરાએલા મસ્તિકમાં, ઈશ્વર પ્રત્યક્ષ થતો લાગ્યો.

આ પ્રથમ ઈશ્વરદર્શન કરાવનાર વિપત્તિનો અર્થ એના મનમાં આજ સાકાર થયો; કારણ પુસ્તકોમાં, સમાજોમાં,

અને મન્દિરોમાં, પ્રાર્થનાઓ તેને કેવળ શુષ્ક અને નિરર્થ
લાગી હતી. આર્દ્ર હૃદય અને લોચનથી તે વાણીયાના સામે
ઉપકૃત દૃષ્ટિથી જોઇ રહ્યો. તૃણનું ભાન કરાવનાર તે વાણીયે
હતો એ સાંભર્યું, અને આ ઈશ્વરોપદેશ કરનાર મારો
ગુરુ આ વાણીયો છે એ નિશ્ચય સર્વાંગે આ દત્તાત્રે
જોવાને ચિત્તવશ થયો. વાણીયા ભણી જોઇ તે બોલ્યો
"ભાઇ, તમારૂં નામ શું ?" **तालीमपि न दद्यात्** 
સમ્પ્રદાયના વણિકને આ પ્રશ્ન વસમો પડયો. "પેલો સંન્યાસ
આનું નામ જાણતો હતો—મારો વ્હાલો આયે બ્હારવટીયે
હશે ત્યારે ? નામ બામ આપે એવો કાંઇ **અર્થદા**
કાચો નથી." એ વિચાર મનમાં કરી વાણીયો હસી પડયો
અને ઉત્તર ઉડાવી સામો પ્રશ્ન પૂછવા લાગ્યો, "હં ! હું
હા ! **ચાંદાભાઇ**, વારૂ, ત્યારે તમે આ લોકમાં ક્યાં
આવી પડ્યા, તમે શો ધંધો કરો છો ? તમારૂં ગામ કી
ને ક્યાં જવાનું છે ?—હવે તો તમને જરૂર કરાર વળ
—જરા વાર તો લાગશે સ્તો."

"હું ક્યાંથી આવું છું તે તમે જાણો છો અને 
લોકમાં શાથી આવી પડ્યો તે તમે જાતે નજરે જોયું છે

"પણ તમે ધંધો શો કરો છો ?"—

"ધંધો ?—ખાવું પીવું ને ફરવું."

"એમ કે ?"—વધારે વહેમમાં પડેલો **અર્થ**દાસ હૃદ
માં ધ્રુજતો વળી પૂછવા લાગ્યો, "ને જાઓ છો ક્યાં ?

"ભાગ્ય લેઇ જાય ત્યાં—તમે લેઇ જાઓ તો તમ
ત્યાં આવું—ભૂખ મને ને તમને સરખી લાગી હશે."

**અર્થ**દાસ મનમાં બોલ્યો: "જો બ્હારવટીયો ખરો! મારે ઘેર આવવું છે, ત્યારે પેલીને બચાવવા શું કરવા લડ્યો ને ઘવાયો ? કોણ જાણે. બ્હારવટીયાઓનો ભેદુ થઇ એમ કર્યું કેમ ન હોય ? " સ્વાર્થજળના માછલાએ પરમાર્થબુદ્ધિની કલ્પના ન કરાઇ.

**સ**રસ્વતીચન્દ્રે ફરી પૂછ્યું, "ભાઇ, તમારે ઘેર મને લેઇ જશો ? હું તમને કામ લાગીશ. આ દેશનો હું ભોમિયો નથી ને તમે સહુ રસ્તાના ભોમિયા હશો."

"મારે ઘેર તે સરવાને લેઇ જાય ? **અર્થ**દાસ પણ ખરો કે તને ચપટીમાં લે!" એટલું મનમાં બોલી મોટેથી બોલ્યો, "હા—શા વાસ્તે નહિ ? પણ એટલી સરતે જો, કે મારી ઘરવાળી પાછી આપવી!"

"ભાઇ, તે તો હું શી રીતે કરૂં ? પણ તમારે ઘેર ચાલો એટલે હું તપાસ કરવા લાગીશ."

"જો લુચ્ચો ?" **અર્થ**દાસ આટલું મનમાં કહી વળી મોટેથી બોલ્યો, "વારૂ, ભાઇ **ચાં**દાભાઇ, આપણે અહીંઆં ક્યાં સુધી પડી રહીશું ? ચાલો ગામ ભણી જઇએ!" —મનમાં બોલ્યો, "પોલિસમાં પહોંચાડું—પછી એ તો રત્નનગરીની પોલિસ છે ને વાણીયા સાથે કામ છે."

બે જણ ઉઠ્યા અને **મ**નહરપુરી ભણી ચાલવા લાગ્યા. ચાલતાં ચાલતાં **અર્થ**દાસે ખેલ માંડ્યો. અચિન્ત્યો રસ્તા વચ્ચે બેઠો અને રોવા લાગ્યો: "ઓ મારી મા રે! તારૂં શું થશે ? ઓ"—

યોગ્ય નથી ! મારૂં જનોઇ ભ્રષ્ટ છે-મારૂં શરીર દુરાત્માનું ઘર છે ! મણિમુદ્રા, લક્ષ્મીના છેલ્લા અવશેષ, પ્રિયતમ પિતાના વિભવના છેલ્લા પ્રસાદ, પ્રિયતમ કુમુદની પ્રિયતમ બ્હેન, મારા સ્નેહની શ્મશાનવિભૂતિ, મારા આંસુથી કલંકિત કર્યા સિવાય તને તજું છું ! જા, ગરીબનું ઘર દીપાવ !” **સરસ્વતીચન્દ્ર** **અર્થદાસ**ની પાસે બેઠો—તેની આંગળીએ મુદ્રા પ્હેરાવી;—અને ભૂખથી, દુઃખથી, દયાથી, વિરહથી, નબળો પડેલો વિકલ અને ગદ્‌ગદ્ બનતો તરૂણ ઢળી પડયો.

**સરસ્વતીચન્દ્ર**ને બ્હારવટીયો કલ્પતો, ઘડીકમાં તેને રત્નનગરીની પોલિસને વશ કરવા યુક્તિ શોધતો, ઘડીકમાં તેની પાસેથી છુટો થવા ઇચ્છતો અને આખરે છેલ્લી ઇચ્છાને વશ થતો **અર્થદાસ** નિર્ધનતા અને દુઃખનો ઢોંગ લેઇ પડ્યો હતો તે એવું ધારીને કે એને નિર્માલ્ય ગણી બ્હારવટીયો પોતાની મેળે પોતાને રસ્તે પડે. તેમ કરતાં આ તો નવું નાટક નિકળ્યું. ચગાવેલી દેખાતી આંખો વડે તે મુદ્રા જોઇ, મુદ્રામણિની પરીક્ષા કરી, નજર આગળનો દેખાવ સમજ્યો નહિ, અને મુદ્રા આંગળીમાં બેઠી અને **સરસ્વતીચન્દ્ર** ઢળી પડયો કે એક્દમ વીજળીની ત્વરાથી ઉભો થઇ ચોરચિત્તવાળો પોતાને સમયસૂચક ગણતો, પાછું જોયા વગર અને વિચાર કરવા ઉભા રહ્યા વગર, મુઠી વાળી નાઠો.

( સરસ્વતીચન્દ્ર ભાગ ૨ ) ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી

# ૫૯—ખરો સુધારો

**વાચકઃ** તમે રેલ્વેને બાતલ કરી, વકીલને વખોડ્યા, દાક્તરને દબાવી દીધા, સંચાકામ માત્ર તમે નુકસાનકારક ગણશો એમ હું જોઇ શકું છું. હવે સુધારો તે કોને કહેવો?

**અધિપતિઃ** એ સવાલનો જવાબ દેવો મુસ્કેલ નથી. હું માનું છું કે જે સુધારો હિન્દુસ્થાને બતાવ્યો છે તેને દુનિયામાં કંઇ જ પહોંચી શકે તેમ નથી. જે બીજ આપણા વડવાઓએ રોપ્યાં છે તેની બરોબરી કરી શકે તેવું કંઇ જોવામાં આવ્યું નથી. રોમ ધૂળધાણી થઇ ગયું, ગ્રીસનું નામ જ રહ્યું, ફિરઆની (ઇજીપ્તની) બાદશાહી ચાલી ગઇ, જાપાન પશ્ચિમના પંજામાં આવ્યું, ચીનનું કંઇ કહેવાય નહિ. પણ પડયું આખડયું તોપણ હિન્દુસ્થાન હજુ તો તળીએ મજબૂત છે.

જે રોમ અને ગ્રીસ પડ્યાં છે તેનાં પુસ્તકોમાંથી યુરોપના લોકો શીખે છે. તેઓની ભૂલો પોતે નહિ કરે એવું ગુમાન કરે છે. આવી તેઓની કંગાલ સ્થિતિ છે, ત્યારે હિન્દ અચલિત છે. એ જ તેનું ભૂષણ છે. હિન્દની સામે આરોપ છે કે તે એવું જંગલી, એવું અજ્ઞાન છે કે તેની પાસે કંઇ ફેરફાર કરાવી શકાતા જ નથી. આ આરોપ એ આપણો ગુણ છે, દોષ નથી. અનુભવે જે આપણને ઠીક લાગ્યું છે તે આપણે કેમ ફેરવીશું? ઘણા અક્કલ દેનારા આવજા કર્યાં કરે છે, ત્યારે હિન્દ અડગ રહે છે. આ તેની ખૂબી છે, આ તેનું લંગર છે.

સુધારો એ વર્તન છે કે જેથી માણસ પોતાની ફરજ બજાવે. ફરજ બજાવવી તે નીતિ પાળવી એ છે. નીતિ પાળવી એ આપણાં મનને તથા આપણી ઇન્દ્રિયોને વશ રાખવી એ છે. એમ કરતાં આપણે આપણને ઓળખીએ છીએ. આ જ 'સુ' એટલે સારો ધારો છે. તેથી જે વિરુદ્ધ તે કુધારો છે.

ઘણા અંગ્રેજી લેખકો લખી ગયા છે કે ઉપરની વ્યાખ્યા પ્રમાણે હિન્દુસ્થાનને કંઇ જ શીખવાનું નથી રહેતું. આ વાત બરોબર છે. આપણે જોયું કે માણસની વૃત્તિઓ ચંચળ છે. તેનું મન ફાંફાં માર્યા કરે છે. તેના શરીરને જેમ વધારે આપીએ તેમ વધારે માગે છે. વધારે લેઇને પણ સુખી નથી થતું. ભોગ ભોગવતાં ભોગની ઇચ્છા વધતી જાય છે. તેથી પૂર્વજોએ હદ બાંધી. ઘણા વિચારો કરીને જોયું કે સુખદુઃખ મનનાં કારણ છે. તવંગર તે તવંગરીના કારણથી સુખી નથી; ગરીબ તે ગરીબાઇના કારણથી દુઃખી નથી. તવંગર દુઃખી જોવામાં આવે છે; ગરીબ સુખી જોવામાં આવે છે. કરોડો તો ગરીબ જ રહેશે. આમ જોઇ તેઓએ ભોગની વાસના છોડાવી. હજારો વરસ પહેલાં જે હળ હતું તેથી આપણે ચલાવ્યું, હજારો વરસ પહેલાં જેવાં આપણાં ઝુંપડાં હતાં તે આપણે કાયમ રાખ્યાં, હજારો વરસ પહેલાં જેવી આપણી કેળવણી હતી તે ચાલતી આવી. આપણે નાશકારક હરિફાઇ રાખી નહિ; સહુ સહુનો ધંધો કરતા રહ્યા. તેમાં તેઓએ દસ્તુર મુજબ દામ લીધું. આપણને કંઇ સંચા વગેરે શોધતાં ન આવડે

તેમ ન હતું; પણ આપણા પૂર્વજોએ જોયું કે સંચા વગેરેની જંજાળમાં માણસો પડશે તો પછી ગુલામ જ બનશે ને પોતાની નીતિ તજશે. તેઓએ વિચારપૂર્વક કહ્યું કે આપણે હાથેપગે જે બને તે જ કરવું. હાથપગ વાપરવામાં જ ખરૂં સુખ છે, તેમાં જ તન્દુરસ્તી છે.

તેઓએ વિચાર્યું કે મોટાં શહેરો સ્થાપવાં તે નકામી ભાંજગડ છે. તેમાં લોકો સુખી નહિ થાય. તેમાં સોનેરી ટોળીઓ અને સફેદ ગલીઓ જાગશે, રાંક માણસો તવંગરોથી લૂટાશે. તેથી તેઓએ નાનાં ગાંમડાંથી સન્તોષ રાખ્યો.

તેઓએ જોયું કે રાજાઓ અને તેઓની તલવાર કરતાં નીતિબળ વધારે બલવાન્ છે. તેથી તેઓએ રાજાને નીતિવાન્ પુરુષો—ઋષિઓ અને ફકીરો—ના કરતાં ઉતરતા ગણ્યા.

આવું જે પ્રજાનું બંધારણ છે તે પ્રજા બીજાને શીખવવાને લાયક છે, તે બીજાની પાસેથી શીખવા લાયક નથી.

આ પ્રજામાં અદાલતો હતી, વકીલો હતા, તબીબો હતા. પણ તે બધાં રીતસર નિયમમાં હતાં. સહુ જાણતું હતું કે એ ધંધા કંઇ ભારે ન હતા. વળી વકીલો, તબીબો વગેરે લોકોમાં લુટ નહિ ચલાવતા; એ તો લોકોના આશ્રિત હતા. લોકોના ઉપરી થઇ ન રહેતા. ઇન્સાફ તો ઠીકઠીક થતો. અદાલતે ન જવું એ લોકોની નેમ હતી. તેઓને ભમાવવાને સ્વાર્થી માણસો ન હતા. આટલો સડો પણ માત્ર રાજારજવાડાની આસપાસમાં જ હતો. આમ ( સામાન્ય પ્રજા ) તો તેથી નિરાળી રીતે પોતાના ખેતરનું ધણીપદું કરતી. તેઓની આગળ ખરૂં સ્વરાજ્ય હતું.

અને જ્યાં ચંડાળ સુધારો નથી પહોંચ્યો ત્યાં તેવું હિન્દુસ્થાન હજીયે છે. તેને તમારા નવા ઢોંગોની વાત કરશો તો તે હસી કાઢશે. તેની ઉપર અંગ્રેજ રાજ્ય કરતા નથી, તમે રાજ્ય કરવાના નથી.

જે લોકોને નામે આપણે વાત કરીએ છીએ તેને આપણે ઓળખતા નથી, તેઓ આપણને નથી ઓળખતા. તમને અને જેને દેશદાઝ છે તેમને મારી સલાહ છે કે તમારે મુલકમાં—જ્યાં રેલની રેલ નથી ફરી વળી તેવા ભાગમાં—છ મહિના ફરવું ને પછી દેશની દાઝ લાવવી; પછી સ્વરાજની વાત કરવી.

હવે તમે જોયું કે ખરો સુધારો હું કઇ વસ્તુને કહું છું. ઉપર મેં જે ચિતાર આપ્યો છે તેવું હિન્દુસ્થાન જ્યાં હોય ત્યાં જે માણસ ફેરફાર કરશે તેને દુશ્મન જાણવો. તે નર પાપી છે.

**વાચકઃ** તમે જે કહ્યું તેવું જ હિન્દુસ્થાન હોય તો તો ઠીક. પણ જે દેશમાં હજારો બાલવિધવાઓ છે, જે દેશમાં બે વરસની બાળકીનાં લગ્ન થાય છે, જે દેશમાં બાર વર્ષે છોકરાછોકરી ઘરસંસાર ચલાવે છે, જે દેશમાં સ્ત્રી એક કરતાં વધારે ભરથાર કરે છે, જે દેશમાં ધર્મને નામે પાડા-બકરાંનો વધ થાય છે તે દેશ પણ હિન્દુસ્થાન છે. તોપણ તમે જે કહ્યું તે સુધારાનું લક્ષણ છે શું ?

**અધિપતિઃ** તમે ભૂલ્યા છો. તમે જે ખામીઓ બતાવી તે ખામી છે. તેને કોઇ સુધારો નથી કહેતું. તે ખામીઓ સુધારા છતાં રહેલી છે. તે દૂર કરવા હમ્મેશાં પ્રયત્ન થયા

છે, ને થયાં જ કરશે. આપણને જે નવો જુસ્સો આવ્યો છે તેને આપણે તે ખામીઓ દૂર કરવામાં વાપરી શકીએ છીએ.

મેં તમને જે આધુનિક સુધારાની નિશાની કહી તે તે સુધારાના હિમાયતી પોતે બતાવે છે. મેં જે હિન્દનો સુધારો વર્ણવ્યો છે તે તેના હિમાયતી વર્ણવે છે.

કોઇ પણ દેશમાં કોઇ પણ સુધારા નીચે બધા માણસો સંપૂર્ણતા નથી પામ્યા. હિન્દી સુધારાનું વલણ નીતિ દૃઢ કરવા તરફ છે; પશ્ચિમના સુધારાનું વલણ અનીતિ દૃઢ કરવા તરફ છે, તેથી તેને કુધારો કહ્યો. પશ્ચિમનો સુધારો નિરીશ્વરી છે, હિન્દી સુધારો સેશ્વરી છે.

આમ સમજી, શ્રદ્ધા રાખી, હિન્દના હિતેચ્છુઓએ હિન્દી સુધારાને જેમ બાળક માને વળગી રહે તેમ વળગી રહેવું ઘટે છે.

(હિન્દ સ્વરાજ) મહાત્મા ગાંધીજી

---

# ૬૦—જનક વિદેહી

આજે જેને આપણે બિહાર પ્રાન્ત કહીએ છીએ તેને પહેલાં લોકો વિદેહ કહેતા. વિદેહ એ લીલોછમ પ્રદેશ; જાણે આખાયે ભરતખંડની વાડી ન હોય! આખા ભરતખંડમાં જ્યારે ઉના વા વાયા છે અને જીવનનાં નીર સૂકાયાં છે ત્યારે વિદેહની વાડીની શીળી છાંયડીએ સૌને વિસામો આપ્યો છે. ગંગા અને શોણ નદીનાં નીર વિદેહમાં થઇને

અને જ્યાં ચંડાળ સુધારો નથી પહોંચ્યો ત્યાં તેવું હિન્દુસ્થાન હજીયે છે. તેને તમારા નવા ઢોંગોની વાત કરશો તો તે હસી કાઢશે. તેની ઉપર અંગ્રેજ રાજ્ય કરતા નથી, તમે રાજ્ય કરવાના નથી.

જે લોકોને નામે આપણે વાત કરીએ છીએ તેને આપણે ઓળખતા નથી, તેઓ આપણને નથી ઓળખતા. તમને અને જેને દેશદાઝ છે તેમને મારી સલાહ છે કે તમારે મુલકમાં–જ્યાં રેલની રેલ નથી ફરી વળી તેવા ભાગમાં–છ મહિના ફરવું ને પછી દેશની દાઝ લાવવી; પછી સ્વરાજની વાત કરવી.

હવે તમે જોયું કે ખરો સુધારો હું કઇ વસ્તુને કહું છું. ઉપર મેં જે ચિતાર આપ્યો છે તેવું હિન્દુસ્થાન જ્યાં હોય ત્યાં જે માણસ ફેરફાર કરશે તેને દુશ્મન જાણવો. તે નર પાપી છે.

**વાચકઃ** તમે જે કહ્યું તેવું જ હિન્દુસ્થાન હોય તો તો ઠીક. પણ જે દેશમાં હજારો બાલવિધવાઓ છે, જે દેશમાં બે વરસની બાળકીનાં લગ્ન થાય છે, જે દેશમાં બાર વર્ષે છોકરાછોકરી ઘરસંસાર ચલાવે છે, જે દેશમાં સ્ત્રી એક કરતાં વધારે ભરથાર કરે છે, જે દેશમાં ધર્મને નામે પાડા–બકરાંનો વધ થાય છે તે દેશ પણ હિન્દુસ્થાન છે. તોપણ તમે જે કહ્યું તે સુધારાનું લક્ષણ છે શું ?

**અધિપતિઃ** તમે ભૂલ્યા છો. તમે જે ખામીઓ બતાવી તે ખામી છે. તેને કોઇ સુધારો નથી કહેતું. તે ખામીઓ સુધારા છતાં રહેલી છે. તે દૂર કરવા હમ્મેશાં પ્રયત્ન થયા

પરથી પણ જનક મહારાજને ફકીરીનો શોખ. મહારાજ્ય-નાં સિંહાસનો છોડીને સાધુસન્તના પગ તળાંસવા એને બહુ ગમે. રાજા જેવો રાજા; છત્ર ચામર ધારણ કરે અને રેશમી વસ્ત્રો પહેરી સિંહાસન પર બેસે ત્યારે ઘડીભર તો ઐશ્વર્ય ભોગવવા માટે ઇન્દ્રે પોતે અવતાર લીધો છે એમ લાગે. પણ આ રાજમહેલની બારીમાંથી, આ સિંહાસન પરથી, આ હીરામાણેકથી જડેલાં છત્ર ચામરની પાછળથી પણ જનકની નજર તો પર્ણકુટીમાં ટીંગાડેલાં પેલાં મૃગચર્મ અને કમંડલુ ઉપર હતી, કૌપીન અને દંડ તરફ હતી. દરરોજ પ્રભાતમાં રાજમહેલની વાડીમાંથી કોયલ ટહુકે અને પર્ણકુટીઓમાંથી વેદનો ધ્વનિ નિકળે; દરરોજ રાતે મિથિલા આખી પથારીમાં પડે અને પર્ણકુટીઓની અન્દર વેદવેદાન્ત-ની ચર્ચાઓ ઉપડે.

જનક રાજાના દરબારમાં અષ્ટાવક્ર મુનિ કથા વાંચે. દરરોજ સાંઝે જનક રાજા રાજકાર્યમાંથી પરવારીને સભા-મંડપમાં આવે અને પેલા સંન્યાસીઓ, ગામના શ્રદ્ધાળુ લોકો તેમજ રાજા જનક પોતે, બધા અષ્ટાવક્રનું ઉપદેશા-મૃત ગ્રહણ કરે. અષ્ટાવક્ર આમ તો આઠે અંગે વાંકા એટલે અજાણ્યા માણસને તો તેમને જોતાં વેંત જ હસવું આવે, ને આવા વાંકાટેડા માણસમાં કોડી જેટલી પણ અક્કલ હશે કે કેમ તેનો વિચાર થાય. પણ પરમાત્માની પ્રસાદી કોના પર ઉતરે છે એ કોણ કહી શકે? અષ્ટાવક્ર જન્મથી જ જ્ઞાની હતા; માતાના ગર્ભમાંથી જ તેમને પરમાત્માનું જ્ઞા થયું હતું. એમના જ્ઞાન પર, એમની નિષ્ઠા પર, એમના

વહે છે; ભગવાન્ બુદ્ધ અને ભગવાન્ મહાવીર જેવા મહાપુરુષોના જીવનસન્દેશ આ પ્રદેશમાં ઝર્યા છે; અનાથપિંડક જેવા દાનવીરો વિદેહમાં પાક્યા છે; ચંદ્રગુપ્ત અને અશોક જેવા ચક્રવર્તીઓની આણ આ પ્રદેશ પર ફરી છે; શ્રાવસ્તી અને પાટલીપુત્ર જેવાં પાટનગરો વિદેહની ભૂમિ પર ઉભાં થયાં છે; આજે બિહાર વિદ્યાપીઠ જેવી રાષ્ટ્રીય સંસ્થા વિદેહમાં જ પોતાનો ધ્વજ ફરકાવે છે.

જૂના વખતમાં જનક મહારાજ વિદેહમાં રાજ્ય કરે. એમ કહેવાય છે કે જનક મહારાજ જ્ઞાની હતા. તેમણે પરમાત્માને ઓળખી લીધા હતા. હું મોટો રાજા છું અને આવડા મોટા પ્રદેશનો હું ધણી છું, એવું તેમને અભિમાન ન હતું. એ પોતે તો કેમ જાણે પરમાત્માના નમ્ર સેવક હોય એમ રાજ્ય કરે અને રાજ્યની બધી ફિકર ચિન્તા પ્રભુને ખોળે મૂકે. સ્હવારથી માંડીને રાત સુધી આખા રાજ્યનો વહીવટ કરે, લશ્કર તપાસે ને મહેસુલ પર ધ્યાન આપે, દુશ્મનોની બાતમી રાખે અને ચોર વગેરેને દંડ આપે, પ્રજાકલ્યાણના માર્ગો લે અને ચાતુર્વર્ણ્યનું બરાબર સંરક્ષણ કરે. અને છતાંયે છેવટ તો આ બધું પરમાત્માને સોંપી પોતે આ સર્વથી જૂદા છે એ વિચારને ઘડીભર પણ વિસરે નહિ. આથી તો લોકો એમને જનક વિદેહી કહેતા.

મિથિલા વિદેહની રાજધાની. મિથિલા નગરીની બરાબર મધ્યમાં જનક મહારાજનો મહેલ અને મહેલની આસપાસ હજારેક સંન્યાસીઓની પર્ણકુટિઓ. મિથિલાની ગાદી

પરથી પણ જનક મહારાજને ફકીરીનો શોખ. મહારાજ્ય-નાં સિંહાસનો છોડીને સાધુસન્તના પગ તળાંસવા એને બહુ ગમે. રાજા જેવો રાજા; છત્ર ચામર ધારણ કરે અને રેશમી વસ્ત્રો પહેરી સિંહાસન પર બેસે ત્યારે ઘડીભર તો ઐશ્વર્ય ભોગવવા માટે ઇન્દ્રે પોતે અવતાર લીધો છે એમ લાગે. પણ આ રાજમહેલની બારીમાંથી, આ સિંહાસન પરથી, આ હીરામાણેકથી જડેલાં છત્ર ચામરની પાછળથી પણ જનકની નજર તો પર્ણકુટીમાં ટીંગાડેલાં પેલાં મૃગચર્મ અને કમંડલુ ઉપર હતી, કૌપીન અને દંડ તરફ હતી. દરરોજ પ્રભાતમાં રાજમહેલની વાડીમાંથી કોયલ ટહુકે અને પર્ણકુટીઓમાંથી વેદનો ધ્વનિ નિકળે; દરરોજ રાતે મિથિલા આખી પથારીમાં પડે અને પર્ણકુટીઓની અન્દર વેદવેદાન્ત-ની ચર્ચાઓ ઉપડે.

જનક રાજાના દરબારમાં અષ્ટાવક્ર મુનિ કથા વાંચે. દરરોજ સાંઝે જનક રાજા રાજકાર્યમાંથી પરવારીને સભા-મંડપમાં આવે અને પેલા સંન્યાસીઓ, ગામના શ્રદ્ધાળુ લોકો તેમજ રાજા જનક પોતે, બધા અષ્ટાવક્રનું ઉપદેશા-મૃત ગ્રહણ કરે. અષ્ટાવક્ર આમ તો આઠે અંગે વાંકા એટલે અજાણ્યા માણસને તો તેમને જોતાં વેંત જ હસવું આવે, ને આવા વાંકાટેડા માણસમાં કોડી જેટલી પણ અક્કલ હશે કે કેમ તેનો વિચાર થાય. પણ પરમાત્માની પ્રસાદી કોના પર ઉતરે છે એ કોણ કહી શકે? અષ્ટાવક્ર જન્મથી જ જ્ઞાની હતા; માતાના ગર્ભમાંથી જ તેમને પરમાત્માનું જ્ઞાન થયું હતું. એમના જ્ઞાન પર, એમની નિષ્ઠા પર, એમના

ઉપદેશ પર જનક મહારાજ ફીદા હતા. **અષ્ટાવક્ર** મુનિને પણ જનક રાજા જેવા શ્રોતા બીજે ક્યાં શોધવો? જનક તખ્ત પર બેઠો છતો ફકીર છે એવી **અષ્ટાવક્ર**ને ખાત્રી થઇ ચૂકી હતી. એટલે તો જનક જેવા રાજાના ગુરુ થવામાં પણ **અષ્ટાવક્ર**ને ઑર મઝા આવતી. આવા ગુરુશિષ્યો દુનિયાથી પર ગયા હોય છતાં તેમનાં હૃદયો એક-બીજામાં કેટલાં ચોટી ગયાં હોય છે એ કોણ કહી શકે? **हृदयं त्वेव जानाति, प्रीतियोगं परस्परम्।**

એક વાર સાંઝના કથાનો સમય થવા આવ્યો. સભા-મંડપ બધો સજ્જ હતો; આસનો બધાં પથરાઇ ગયાં હતાં; ગુરુ **અષ્ટાવક્ર**ને માટે ઉંચુ આસન બિછાવી દેવાયું હતું. આખા મંડપમાં ધૂપ મ્હેકી રહ્યો હતો. સુગંધી પુષ્પો આસપાસથી પોતાની સુવાસ ફેલાવી રહ્યાં હતાં. શ્રોતાઓ બધા એક પછી એક આવતા હતા.

"કેમ વિરજાનન્દ, કાલની કથા કેવી?"

"હવે મૂકને એ વાત! આપણે તો બધું જોઇ લીધું."

"જોઇ શું લીધું એ તો કહે?"

"એમાં મારે શું કહેવું છે? હું સમજુ છું તે તારા મનમાં નથી શું?"

"પણ કહે ત્યારે ખબર પડે ને?"

"આ વેદવેદાન્તની વાતો બધી ઠીક છે; બાકી બધું રામરામ."

"મને પણ સાચે એમ જ લાગે છે."

"એટલે જ શાસ્ત્રમાં સંન્યાસ વિના મોક્ષ નથી એમ

લખ્યું છે. રાજા ગમે તેવો ડોળ કરે તોપણ એ કાંઇ આપણા જેવા કહેવાય ?"

"ના રે ના. એને વાતો કરવી બ્રહ્મ પરબ્રહ્મની અને વિવેક વૈરાગ્યની; પણ રાગ તો ગળા સુધી ભરેલો. સ્હવારમાં સુગંધી પદાર્થથી નહાવું, તેલ ચોળવાં, રેશમી વસ્ત્રો પહેરવાં, કેટલાયે જીવોની હિંસા કરવી, ભોગો ભોગવવા, રાણીવાસમાં જવું, તિજોરીની દરરોજ તપાસ કરવી, છત્ર-પલંગમાં સૂવું, સોનારૂપાના અલંકારો વાપરવા: આ બધું કરવું અને સાંઝે એક કલાક આંખો મીચીને કથા સાંભળવી."

"તું કહે છે તે બરાબર છે. ક્યાં આ ભોગવિલાસ અને ક્યાં આપણી વેદાન્તની કથા! પણ મને એક વાતની ઘડ બેસતી નથી."

"શાની ?"

"કહું ? જીભ તો ઉપડતી નથી; કહે તો કહું."

"કહેને ? અહીં કોણ સાંભળે છે ?"

"આમ આવું છે તોપણ ગુરુ **અષ્ટાવક્ર**ને રાજા તરફ કેમ પક્ષપાત છે ?"

"લે, એમાં શું પૂછે છે ?"

"ના, ના, કહે તો ખરો ?"

"ગુરુ **અષ્ટાવક્ર** મનુષ્ય છે કે પશુ છે ? તેમને યે મનુષ્યનું હૈયું છે કે પશુનું ?"

"એમ કેમ બોલે છે ?"

"હું ઠીક બોલું છું. **અષ્ટાવક્ર** ગુરુને રહેવું **જનક**ના મહેલમાં; **જનક** રાજા આપે તે ખાવું; **જનક** રાજા આપે

ત્યાં સૂવું અને જનક રાજાને ત્યાં કથા વાંચવી. પછી તેને જનક રાજા તરફ પક્ષપાત ન થાય તો શું મારા તારા તરફ થાય? તારી પાસે મહેલ છે? તારી પાસે ભોગના પદાર્થો છે? તારી પાસે પાલખીઓ છે? તારી પાસે વા ઢોળનારી દાસીઓ છે? તારી પાસે સૂવાનો છત્રપલંગ છે? આ બધું તારી પાસે હોય તો તેમને તારા તરફ પણ પક્ષપાત થાય. આજે તારી લંગોટી તરફ પક્ષપાત કરે કે આ ખડની ઝુંપડી તરફ પક્ષપાત કરે કે આ તારા ગાંઠા ગાંઠાવાળા દંડ તરફ પક્ષપાત કરે?"

"આ તું શું બોલે છે?"

"હું ઠીક બોલું છું. તું તો છોકરૂં કહેવાય. આ વાત તો અમે કેદાડાના જાણીએ છીએ. પણ શું કરીએ?"

"તો પછી જ્યાં આવો પક્ષપાત હોય ત્યાં આપણે શા માટે રહીએ?"

"તો પછી ક્યાં જવું?"

"આખી પૃથ્વી પડી છે."

"આખી પૃથ્વીમાંથી કોઈ એક જગા તો લેવી જ પડશે; તો છો ને આ જ રહે! બીજે વળી નવું નિહાળવું ના?"

વાતચીત ચાલતી હતી દરમ્યાન બધા સંન્યાસીઓ તો ચીકાર ભરાઈ ગયા; ગામના પણ થોડાક ગૃહસ્થો હાજર હતા. બરાબર વખત થયો એટલામાં બહાર દરવાજે પાલખી આવી અને **અષ્ટાવક્ર** મુનિ પાલખીમાંથી હેઠા ઉતરી સભામંડપમાં પધાર્યા. **અષ્ટાવક્ર** પધાર્યા એટલે શ્રોતાજનોએ

ઉભા થઇ નમસ્કાર કર્યા, અને મુનિ પોતાની લાકડી હેઠળ મૂકી આસન પર બેઠા એટલે સૌ બેસી ગયા.

કથાનો સમય થઇ ગયો હતો. મુનિએ એક દૃષ્ટિ આખા સભામંડપ પર ફેરવી દીધી. સૌ શ્રોતાઓ આવી ગયા હતા; માત્ર જનક મહારાજનું સ્થાન ખાલી હતું.

"મહારાજ, કથા શરૂ કરવાની કૃપા કરો." નિત્યાનન્દ બોલ્યા.

"વખત તો થઇ ગયો છે પણ જનક આવ્યા નથી."

"એ તો આવશે. એમને તો રાજકાજ હોય એટલે ક્યાંથી આવે ?" એક સંન્યાસીએ ટકોર કરી.

"જનકને તે કથા પહેલી કે રાજ્ય પહેલું ?" બીજો જણ જરા ચીઢાઇને બોલ્યો.

"મોડા થાય તો નહિ, પણ કાંઇ અગત્યનું કામ આવી ગયું હશે એટલે રોકાઇ જવું પડ્યું હશે. હમણાં આવવા જોઇએ." અષ્ટાવક્ર બોલ્યા.

"પણ આપણે તો ચલાવીએ. રાજા તો ગૃહસ્થ માણસ કહેવાય. એને ઓછી જ કથાની પડી છે? આ કથા તો અમારા જેવા સંન્યાસીઓ માટે છે. રાજાને તો કથા એટલે નવરાનો ટેલટપ્પો. સાચી કથા સાંભળવી હોય તો રાજ છોડી સંન્યાસ લે નહિ ?"

"મહારાજ, આપ શરૂ કરો. જનક રાજા આવશે." એક બોલ્યો.

"મહારાજ, જે કથાના અધિકારીઓ છે તે તો બધા આવી ગયા છે." બીજો બોલ્યો.

"મહારાજ, અમારામાંથી કોઇ મોડો થાય ત્યારે તો આપ રાહ નથી જોતા." ત્રીજો બોલ્યો.

"મહારાજ, જનક રાજા માટે કથાનો અલાયદો વખત રાખો અને આ વખતે તો અમ સંન્યાસીઓની જ કથા રાખો તો કેમ ?" ચોથે પ્રશ્ન કર્યો.

આમ એક પછી એક કથા શરૂ કરવાનો આગ્રહ કરવા લાગ્યા એવામાં તો બહાર નેકી પોકારવામાં આવી અને જનક મહારાજ સભામંડપમાં દાખલ થયા. મુનિના સિંહાસન પાસે આવીને સાષ્ટાંગ નમસ્કાર કરીને જનક આસન પર બેઠા.

મંગળાચરણ શરૂ થયું. ધીર ગમ્ભીર સ્વરે શ્રોતાઓ મંગળાચરણમાં જોડાયા. વેદના મન્ત્રો આખા સભામંડપમાં ઘૂમી રહ્યા અને વાતાવરણ પ્રસન્ન ગમ્ભીર થઇ રહ્યું.

એવામાં બહારથી બૂમ પડી: "દોડો, દોડો, રાજમહેલમાં આગ લાગી છે. દોડો રે દોડો."

અષ્ટાવક્રે કથા શરૂ કરી.

"દોડો રે દોડો, રાજમહેલમાં આગ લાગી. પર્ણકુટિઓને હમણાં પકડશે." ફરી કીકીઆરી થઇ.

કથા સહેજ આગળ ચાલી પણ કથાના શબ્દો કેટલાયે બહેરા કાન પર પડતા હતા. સંન્યાસીઓના કાન પર તો આગનું નવું વેદાન્ત અથડાવા લાગ્યું.

"મેં મારૂં મૃગચર્મ બહાર સૂક્યું છે." એક કહે.

"મને કાલે જ હજી રાજાએ નવું કૌપીન આપ્યું છે." બીજો કહે.

"મેં તો હજી હમણાં જ કુટિનું બારણું જૂનું થયું હતું તે સુધરાવ્યું છે." ત્રીજો કહે.

"ચાલો, ચાલો, આગ લાગી છે ને બેસી શું રહ્યા છો ? બધું સળગી જશે તો કોણ દાદો અપાવશે ? કથા તો રોજ ચાલે છે." ચોથો ભભક્યો.

કથા તો શરૂ જ હતી.

"હવે ચાલને, જોઈ આ કથા. આગ વખતે કથા હોય ?" પાંચમો ઉંચો થયો.

"દોડો રે દોડો, દક્ષિણ દિશાની પર્ણકુટિઓ પર તણખા પડવા લાગ્યા છે. દોડો, દોડો." બૂમરાણ વધ્યું.

"બધા શું બેસી રહ્યા છો ? સાંભળતા નથી ? ભલે મુનિજી વાંચ્યા કરે અને જનક રાજા સાંભળ્યા કરે." નિત્યાનન્દે ત્રાડ મારી અને સંન્યાસીઓનો સાગર ઉછળીને દરવાજા બહાર ઉલટ્યો.

આખા આલેશાન મંડપમાં એક જ શ્રોતા બાકી !

"મહારાજ, રાજમહેલને આગ લાગી છે તો આપ પણ પધારોને ?" અષ્ટાવક્રે કથા બંધ રાખીને પ્રસંગ કાઢ્યો.

રાજાએ મૌન રાખ્યું.

"મહારાજ, આપને કહું છું. રાજમહેલને આગ લાગી છે એટલે આપ પધારો. કથા આજ બંધ રાખીએ." ફરીથી અષ્ટાવક્ર બોલ્યા.

"મહારાજ, આપ કથા ચલાવો." જનકે કહ્યું.

"પણ આપનો મહેલ સળગે છે તે ?"

"પ્રભુ, આપ આગળ ચલાવો. હું જંજાળી માણસ

રહ્યો. આ આખા રાજ્યની ઉપાધિ હું આજે વહી રહ્યો છું તેમાંથી આ કથા સાંભળવા આવું છું ત્યારે મારૂં રાજ્ય પરમાત્માને ચરણે મૂકીને આવું છું. પ્રભુ, અત્યારે આપની પાસે બેઠેલો જનક આ વિદેહનો રાજા નથી; અત્યારે તો તે એક ફકીર છે. આટલો વખત તો હું પરમાત્મા પર નિર્ભર છું અને એ વિચારની કસોટી કરવા માટે પરમાત્મા જે પ્રસંગો ઉભા કરે તે બધા મારે સહી લેવાના."

"પણ મહારાજ; મિથિલા સળગે છે તે?" અષ્ટાવક્રે પૂછ્યું.

"કોની મિથિલા?" જનકે પ્રશ્ન કર્યો.

"જનકની મિથિલા." અષ્ટાવક્રે કહ્યું.

"આપ જ આમ કહેશો ત્યારે મારે ક્યાં જવું? સાગર માઝા મૂકે ત્યારે માણસ ક્યાં જાય? મિથિલા તો કોઈની થઇ નથી અને થવાની નથી, એમ તો આપ જ મને શીખવો છો ને? 'મિથિલા મારી' 'મિથિલા મારી' એવું અભિમાન ગાળવાનો તો આપ જ ઉપદેશ આપો છો ને? મિથિલા તો મારા નાથની, પરમ કૃપાળુ પરમાત્માની છે." જનક ગદ્‌ગદ્‌ કંઠે બોલ્યા.

"પણ તારે સંભાળવી ન જોઇએ?"

"પ્રભુ, સંભાળવી જોઇએ. પણ મિથિલાને સંભાળું એટલો જ મારા આત્માને પણ સંભાળું. રોજ આખો દિવસ મિથિલાને સંભાળું છું પણ કથા સાંભળવા આવું છું ત્યારે એ મિથિલાને જગતના નાથને સોંપીને આવું છું. એટલે અત્યારે મારે તેની ચિન્તા કરવાની જરૂર નથી.

આપ કથા આગળ ચલાવો." **જનકે** જવાબ આપ્યો.

મુનિ અને **જનક** વચ્ચે આ પ્રમાણે વાતચીત ચાલતી હતી ત્યાં તો પેલા સંન્યાસીઓ એક પછી એક સભામંડપમાં દાખલ થવા લાગ્યા.

"કેમ **નિત્યાનન્દ**, આગ ઓલવાઇ ગઇ?" **અષ્ટાવક્રે** પૂછ્યું.

**નિત્યાનન્દે** મોઢું નીચું ઘાલ્યું.

"કેમ **વિરજાનન્દ**, કેટલોક ભાગ સળગી ગયો?" ફરી **અષ્ટાવક્રે** સવાલ કર્યો.

"મહારાજ, આગ દીઠી ત્યારે તો બહુ મોટા ભડકા હતા પણ જઇને જોયું ત્યાં તો ખડનું તણખલું પણ દાઝેલું નહિ." **વિરજાનન્દે** જવાબ દીધો.

"મહારાજ, એક શંકા થઇ છે. આજ્ઞા કરો તો પૂછું." **વિશુદ્ધાનન્દ** બોલ્યા.

"શી?"

"આપે તો આ માયા નથી કરી?"

"**વિશુદ્ધાનન્દ**, એમ છે. તમને સૌને ઘણા વખત થયાં તમારા સંન્યાસનું અભિમાન આવ્યું છે એ હું જોઇ રહ્યો છું. તમે **જનકના** મહેલ કરતાં તમારી પર્ણકુટિને વધારે પવિત્ર માનો છો; એના વૈભવ કરતાં તમારા ત્યાગને ઉંચો માનો છો; એનાં સાધનો કરતાં તમારી લંગોટીને શ્રેષ્ઠ માનો છો; એની ઉપાધિ કરતાં તમારા સંન્યાસને મોટો માનો છો." **અષ્ટાવક્ર** બોલ્યા.

"જી, હા, એ તો છે જ."

“એ સાચું નથી. સંન્યાસ ગૃહસ્થાશ્રમ કરતાં મોટો છે એમ માનવાને બદલે સંન્યાસીની વૃત્તિ એ ગૃહસ્થના રાગદ્વેષ કરતાં ઉચ્ચ છે એમ માનવું ઘટે છે. પવિત્રતા અપવિત્રતા મહેલમાં કે પર્ણકુટિમાં નથી પણ એ મહેલ કે પર્ણકુટિમાં રહેનાર માણસના અંતરમાં છે. વૈભવનાં સાધનોમાં હલકાઇ છે અને લંગોટીમાં ઉચ્ચતા છે એમ ન સમજો. જ્યાં હો ત્યાં લંગોટીવૃત્તિ રાખો એટલે બસ છે. તમને તમારી લંગોટીમાં પણ લંગોટીવૃત્તિ ક્યાં છે? તમારા કમંડળને કોઇ વાર કોઇની ભૂલથી કાણું પડી જાય છે ત્યારે જનક રાજાને કરોડ રૂપીઆ જાય તોયે જેવું નથી થતું તેવું દુ:ખ તમને થાય છે. હજી કાલે જ તમારી લંગોટી ઉંદર કરડી ગયો તે ખાતર તો તમે ઉંદરોનો યજ્ઞ કરવાની વાતો કરતા હતા!” **અષ્ટાવક્રે** લગાવ્યે રાખ્યું.

“મહારાજ, આપ કહો છો તે સમજાય છે.” **નિત્યાનન્દ** બોલ્યા.

“આજે જ **જનક** રાજા સભામાં મોડા થયા ત્યારે તમને કેવી ઉતાવળ થઇ ગઇ? તમને થઇ ગયું કે કથા સાંભળવાનો અધિકાર તો તમારો જ છે. તમે **જનક** રાજા ઉપર કેટલા યે કટાક્ષો કર્યા. આ શું બતાવે છે?” **અષ્ટાવક્ર** બોલ્યા.

“જી, બરાબર છે.”

“જૂઓ, ખરો અધિકાર તમારો કે **જનકનો**? તમે બધા આખી દુનિયાનો ત્યાગ કરી બહાર નિકળ્યા છો પણ લંગોટી સળગશે એવા ભયથી નાઠા. તમે દુનિયા આખી

છોડી પણ લંગોટી છોડી ન શકયા, એ સમજાય છે? જનક રાજા આખા વિદેહનો રાજા, પણ કથા વખતે એ આખા વિદેહનો ત્યાગ કરી બેઠા અને મિથિલા પરમાત્માને સોંપી. સંન્યાસ તમારો મોટો કે જનકનો? સંન્યાસ તમારો સાચો કે જનકનો? કથાનો અધિકાર સાચો તમારો કે જનકનો?" અષ્ટાવક્ર બોલ્યા.

સંન્યાસીઓ મૂગે મોઢે સાંભળી રહ્યા.

કથા પૂરી થઇ. અષ્ટાવક્ર મુનિ પોતાને આસને પધાર્યા. જનક રાજા મહેલમાં ગયા. સંન્યાસીઓ બધા પોતપોતાની પર્ણકુટિઓ તરફ વળ્યા.

(આખ્યાયિકાઓ) નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ

---

# ૬૧–ઘેરાએલું શહેર

(ગૂજરાતનો છેલ્લો રાજા કરણઘેલો દિલ્હીના સુલતાન અલ્લાઉદ્દીનથી હારી દક્ષિણમાં બાગલાણના કિલ્લામાં ભરાયો. તેની પત્ની કૌળારાણીને દિલ્હી લેઇ જઇ સુલતાનની પટરાણી બનાવવામાં આવી અને તેની મોટી પુત્રીને પણ દિલ્હી તેની સાથે લેઇ જવામાં આવી. કરણરાજા સાથે તેની નાની પુત્રી દેવળદેવી હતી. કૌળારાણીના આગ્રહથી દેવળદેવીને દિલ્હી લેઇ જવા સુલતાને અલફખાન નામના સરદારને દક્ષિણમાં મોકલ્યો. તેણે આવી બાગલાણને ઘેરો ઘાલ્યો.)

શહેરમાં અનાજની ખોટ હતી. જ્યારથી શહેરમાં લશ્કરનો તથા આસપાસના ગામના લોકોનો જમાવ થયો ત્યારથી જ અનાજ ઘણું મોઘું વેચાવા લાગ્યું, અને પહેલ-

વહેલાં તો ગરીબ લોકોનો મરો થયો. પણ લડાઇ જલદીથી પૂરી થશે, અને અનાજ બહારથી આવી પહોંચશે એ આશાથી લોકો ધીરજ રાખી દુઃખ વેઠી બેસી રહ્યા. પણ લડાઇનો પાર આવ્યો જ નહિ, અને દુકાનોનો સઘળો માલ ખપી ગયો; સિપાઇઓ તથા બીજા લોકો બૂમાબૂમ પાડવા લાગ્યા. રસ્તામાં રોજ ઘણાં લોકોનાં મુડદાં પડેલાં દેખાતાં હતાં. લોકો છેક નિરાશ થઇ ગયા અને ભૂખના માર્યા ઘેલા જેવા થઇને લૂટવા નિકળ્યા. એક સ્હવારે શહેરનો તમામ કચરો એટલે હલકા લોકો હથિયાર લેઇ નિકળ્યા, અને બધે ઠેકાણે પથરાઇ જઇને લોકોનાં ઘર ફાડી માંહે પેઠા. તેઓની જોડે લશ્કરના સિપાઇઓ પણ સામેલ થયા. અને દરેક ઘરમાં અનાજનો જે સંગ્રહ હતો તે લેઇ ગયા. રસ્તામાં કાપાકાપી ચાલી, લોહી વહ્યું, મુડદાંઓ રસ્તામાં પડયાં, અને શોરબકોર સઘળે થઇ રહ્યો. દ્રવ્યવાન્ લોકોએ ગમે તેટલો અટકાવ કીધો પણ તેમ કરવામાં ઘણાના જીવ ગયા, તોપણ તેઓનું કાંઇ ફાવ્યું નહિ. તેઓનાં ઘરનું સઘળું અનાજ લૂટાઇ ગયું અને હવે તેઓને ભૂખે મરવાનો દહાડો આવ્યો પણ થોડા દહાડા વહી ગયા એટલે પેલું લૂટેલું અનાજ થઇ રહ્યું. એટલે પાછા સઘળા સરખા થઇ ગયા.

હવે દુકાળ રાક્ષસે પોતાનું ખરેખરૂં રૂપ પ્રકાશ્યું, અને ભૂખનું દરદ સઘળાને સરખું લાગવા માંડયું. આવી વખતે તે બિચારા લોકોની દુર્દશાનું યથાસ્થિત વર્ણન કરવું ઘણું મુશ્કેલ છે. જો બરાબર થઇ શકે તો તેથી દયાવૃત્તિને

ઘણો આચકો લાગે ને શરીરમાંનું સઘળું લોહી ઠરી જાય. રસ્તામાં લોકોના ચહેરા જોવાથી ચીતળી ચઢ્યા વગર રહે જ નહિ. તે બિચારાં ભૂખે મરી ગયેલાં માણસોનાં શરીરનું લોહી ઉડી જવાથી ધોળાં ફૂક જેવાં થઇ ગયાં હતાં. તેઓ-માંથી માંસ તથા ચરબી પીગળી જવાથી હાડકાં સઘળાં બહાર નિકળી આવ્યાં હતાં. તેઓના ચહેરા ફિક્કા સુકાઇ ગયેલા પણ ખાડબચડા થઇ ગયેલા હતા; અને તેઓ એવા તો બિહામણા થઇ ગયા હતા કે તેઓમાં અને મલીન ભૂતમાં કાંઇ અન્તર રહેલું ન હતું. વળી એવા ભયંકર ચહેરા ઉપર તેઓના મનના સઘળા દુષ્ટ વિચાર બહાર નિકળી આવેલા હતા. દ્વેષ, અદેખાઇ, ક્રોધ, મરવા તથા મારવા વિષે બેપરવાઇ, તથા ભુખમરાથી જ યમરાજાના દરવાજા આગળ આવી પહોંચેલા લોકોમાં જે જે નઠારા ગુણો પ્રકટ થઇ આવે તે સઘળા તેઓના મ્હોં ઉપર સાફ માલમ પડતા હતા. સારાંશ કે તેઓના ઉપર ખુદ મોત આવીને બેઠું હતું, અને જો તે માણસનું રૂપ ધારણ કરે તો તેનું સ્વરૂપ આમના જેવું બરાબર થાય.

એ તો આપણે તેમના બહારના દેખાવનું વર્ણન કીધું પણ તેઓના મનમાં જે અવ્યવસ્થા થઇ રહી હતી, ભૂખને લીધે જે તેઓને મહાવેદના થતી હતી તેનું વર્ણન તો વૈદકશાસ્ત્રમાં જે પ્રવીણ હોય તે જ કરી શકે તથા જેઓને તે વાતનો અનુભવ થાય તેને જ તેની ખબર પડે.

રસ્તે ચાલતાં ચાલતાં કેટલાંએક તમ્મર ખાઇને પડી જતાં અને તત્કાળ મરણ પામતાં; અથવા તેઓ એક બે

દિવસ સુધી તેવી હાલતમાં રીબાયા કરતાં. જ્યાં સઘળા ઉપર સરખી જ આપદા આવી પડેલી, ત્યાં એક ઉપર દયા પણ કોણ લાવે ? તથા તેનું દુઃખ મટાડવાને કોણ ઉપાય કરે ? માટે તેઓ રસ્તામાં બીજાં મુએલાં માણસોની સાથે જીવતાં પડી રહેતાં. કેટલાંએકથી બહાર નિકળાતું જ ન હતું. તેઓ ભૂખથી એવાં અશક્ત થઇ ગયાં હતાં કે તેમનાથી ઉઠાતું પણ ન હતું. તેઓ ઘરમાં સૂતાં સૂતાં બરાડાબરાડ પાડતાં હતાં,

નાનાં નાનાં છોકરાં રસ્તામાં ટળવળતાં હતાં અને પછાડા મારી મારીને મરી જતાં અથવા મરણતોલ થઇને ભોંય ઉપર પડતાં હતાં. છોકરાંની મા ઘેલી જેવી આણીગમ તેણીગમ દોડતી, અને કડકો રોટલો જે છુપાવી રાખ્યો હોય તે પોતાના હાડપિંજર જેવાં સૂકાઇ ગયેલાં છોકરાંને ખવડાવતી, અને તેટલો સૂકો રોટલો પણ, કોઇ હરામખોર આવે તો તેના હાથમાંથી લેઇ ન જાય માટે તે ચોતરફ જોયાં કરતી. કેટલીએક બઇરીઓની નજર આગળ તેઓનાં નાનાં કુમળાં બાળક તરફડીને મરી જતાં તેને જોઇ તે ડોળા બેબાકળા કરી મ્હોં ઉઘાડું રાખી ઉભી રહેતી. પોતાને ખાવાને મળે નહિ, એટલે દૂધ તો ક્યાંથી જ આવે ! માટે ધાવણાં છોકરાં પિલાઇ પિલાઇને મરી જતાં હતાં. તેઓના દરદથી તથા ભૂખથી તેઓની માની પણ તેવી જ અવસ્થા થતી હતી. ઘરડાં અશક્ત ડોસાઓ તથા ડોશીઓ પડીપડીને મરતાં હતાં. અને ભરજુવાનીમાં આવેલાં સ્ત્રી પુરુષો પણ કાળચક્રના સપાટામાં આવી ગયાં હતાં.

દુકાળની આગળ બધી જાતનાં, ઉમ્મરનાં તથા પદવીનાં માણસો સરખાં જ હતાં. મોત ચોતરફ ફરતું હતું, તેના હાથમાં ઘણું કામ આવી પડ્યું હતું. ગરીબ લોકોનાં મુડદાં રસ્તામાં ગલીમાં અને ઘરોમાં કોહી જતાં હતાં. તેઓને બાળવા જવાની કોઇનામાં શક્તિ રહી ન હતી. તથા જ્યાં સઘળાને મરવાની ધાસ્તી સરખી જ ત્યાં એક એકની શરમ તથા સમ્બન્ધ તો ક્યાંથી જ રહે ?

હવે અનાજ તો થઇ રહ્યું. જીવતાં રહેલાં માણસોને કોઇ પણ જાતનો ખોરાક તો જોઇએ માટે કેટલાંએક ઝાડનાં ફળ ખાઇને જીવતાં, કેટલાંએકને ત્યાં ગાય, ભેંસ હતી તેઓ દૂધ પીને પોતાના શરીરને આધાર આપતાં, કેટલાંએક ઢોરોની માફક ઘાસ ખાતાં, કેટલાંએક પાતરાં ખાતાં, વળી બીજાંઓ એમાંથી કંઇ ન મળે ત્યારે ચામડાં કરડતાં; અને વખતે ધૂળ ને મટોડું ખાતાં. જે કાંઇ નરમ વસ્તુ ચાવી શકાય તેવી હોય તે સઘળી ભક્ષણ કરવામાં આવતી. એ બધાની સાથે પેટનું ભરતીઉં થવાને માટે પુષ્કળ પાણી લોકો પીતા હતા. આવી નઠારી જાતનો, જેથી પોષણ થઇ ન શકે એવો, વખતે શરીરને નુકસાન પહોંચાડે એવો ખોરાક ખાવાને લીધે, તથા મરી ગયેલાં માણસોની સડી ગયેલી લાશોમાંથી જે દુર્ગન્ધ તથા પ્રાણઘાતક હવા નિકળતી હતી, તેને લીધે શહેરમાં મરકી ચાલી. લોકોને તાવ, જીવમાં ચુંથારો, અને અન્તે સનેપાત થવા લાગ્યો. અને થોડા વખતમાં મોત આવીને આ સઘળા દુઃખમાંથી તેઓનો છુટકો કરવા લાગ્યું. એ પ્રમાણે તે લોકોના ઉપર દુકાળ

અને મરકી એ બે આફતો આવી પડી, અને તેથી મૃત્યુનું કામ ઘણું જ ધમધોકાર ચાલવા માંડ્યું. જેઓ કદાચ દુકાળના સપાટામાંથી બચે તેઓ મરકીના ઝપાટામાં ઘસડાઇ જાય.

જ્યારે શહેરમાં મરકીએ દેખાવ આપ્યો, ત્યારે લોકો છેક નિરાશ થઇ ગયા. તેઓએ જીવવાની સઘળી આશા છોડી દીધી. અને મોતને વાસ્તે ઘણી જ બેપરવાઇ દેખાડવા લાગ્યા. પછી રસ્તામાં જે મુડદાં પડે તેને કોઇ ઉઠાવે પણ નહિ. ત્યાં ને ત્યાં તેઓ સડ્યાં કરે. ઘરમાં પણ મુડદાં પડી રહેતાં. શહેરમાં કાગડા, ગીધ, અને સમડી ધોળે દિવસે મુડદાંને પીંખી નાખતાં. વખતે કુતરાં, બિલાડાં તેઓને ઘસડતાં, તથા ફાડી ખાતાં. રાત્રે જંગલમાંથી શિયાળવાં તથા બીજાં હિંસક પશુઓ શહેરમાં ઉજાણી કરવા આવતાં. ગાય, ઢોર તથા બીજાં પાળેલાં જાનવરો ધણી વિના, ખાધા વિના, સમ્ભાળ વિના મરવા લાગ્યાં. તેઓએ પણ શહેરની દુર્ગંધીમાં વધારો કીધો. માણસો તથા તેની સાથે સમ્બન્ધ રાખનારાં પ્રાણીઓનો આ પ્રમાણે નાશ થતો હતો, અને માંસભક્ષક પશુઓના મનને મોટો ઉત્સવ થઇ રહ્યો હતો.

દુકાળ તથા મરકીને લીધે જેવો લોકોની શરીરની અવસ્થામાં ફેરફાર થયો તેવો જ તેઓની મનની સ્થિતિમાં પણ ફેરફાર થયો હતો. માણસમાં જે દુષ્ટ તથા નઠારા ગુણો હોય છે તેઓ સઘળા આ વખતે માલમ પડતા હતા. કોઇ કોઇનું નહિ, સૌને સૌનું લાગ્યું હતું. લોકોના

મનમાંથી ધર્મનો અંશ જતો રહ્યો; પરમેશ્વરને તેઓ ભૂલી ગયા. મોતનો ડર તથા મુએલાં માણસને વાસ્તે માન :એ બન્ને જતાં રહ્યાં. આ સઘળી આફત જોવાથી તથા મોત તેઓની આગળ પાછળ ડગલાં ભરતું હતું તે વિચારથી ઈશ્વર તરફ મન લેઇ જવાને, તથા શોકાતુર થઇને શાણપણ તથા ગમ્ભીરાઇ પકડવાને બદલે તેઓ ઉલટા ખુશી થતા આણીગમ તેણીગમ અતિ આનન્દમાં ફરતા દેખાતા હતા. તેઓનાં મગજ ભૂખથી ફરી ગયેલાં હતાં. આવી અસ્વાભાવિક વર્તણુક બીજા કોઇ પણ કારણને લીધે તેઓએ પકડી હતી; એ ગમે તેમ હોય તોપણ દિવસે અને રાત્રે કેટલાંએક બિહામણાં ભૂત જેવાં માણસો-નાં ટોળાં રસ્તામાં મોટે અવાજે તથા ખુશીથી ગાતાં, વાજીન્ત્રો વગાડતાં, તથા ઘણો શોર કરતાં જતાં હતાં. એ પ્રમાણે કરવામાં તેઓની મતલબ કાંઇ પણ જણાતી ન હતી. તેઓ માત્ર વખત કાઢવાને તથા મોતનો વિચાર દૂર કરવાને ફરતાં હતાં. કેટલાંએક માણસો સનેપાતના જોરમાં બહાર નિકળીને ફરતાં અથવા દોડતાં હતાં. તેઓ ગાતાં, બૂમ પાડતાં અથવા વગર અર્થનું અને વગર મતલબનું બોલતાં અને છેલ્લી વારે એવા જોરથી ખડખડાટ હસી પડતાં કે આખો મહોલ્લો ગાજી રહેતો. એ પ્રમાણે શહેર-ની અવસ્થા થઇ રહી હતી.

નન્દશંકર તુળજાશંકર

( કરણઘેલો )

---

# ૬૨—સંયમિતતા

આધુનિક જીવનનો દેખીતી રીતે પ્રધાન સૂર મોજશોખ છે. આકર્ષક ભાષામાં તે કહીએ તો તે ઉલ્લાસ છે. જેટલે અંશે આ પશ્ચિમમાં જોવામાં આવે છે તેટલે અંશે પૂર્વમાં જોવામાં આવતો નથી. છતાં આપણે ત્યાં પણ પશ્ચિમનો પવન લાગી ચૂક્યો છે. આપણા જીવનક્રમમાં પણ ગામ્ભીર્યના કરતાં મોજશોખ ને સ્થૂલ આનન્દોનું સ્થાન વધ્યું છે ને વધ્યે જાય છે. ખાવાપીવાના ને મોજમઝાનાં સાધનો દિન પર દિન ને સર્વત્ર વધ્યાં જાય છે. ન્હાની હૉટેલો, ઉપાહારગૃહો, સીનેમા ને નાટક માટેનાં મકાનો દરેક સ્થળે કેટલાં બધાં વધ્યાં જાય છે! ખાનગી કુટુમ્બોમાં કે વિદ્યાર્થીઓના છાત્રાલયોમાં જોશો તો ત્યાં પણ શું જોવામાં આવશે? અઠવાડીએ કે પખવાડીએ મીજબાનીઓ, સહેલસફરો વગેરે વગેરે. આથી જીવન ખરચાળ બને છે ને ખરો આનન્દ મળતો નથી. આનન્દની પૂઠ પકડે આનન્દ નથી મળતો, આનન્દ તો સ્વાભાવિક રીતે મળે તો જ સારો મળે છે ને શક્ય પણ છે. માટે માણસમાત્રે આનન્દને માટે હવાતીઆં મારવાં એ ઇષ્ટ નથી. તેથી પણ ઓછું ઇષ્ટ એ હવાતીઆં વિદ્યાર્થીદશામાં મારવાં એ છે. વિદ્યાર્થીજીવનમાં તો સંયમ જ શોભે ને સંયમથી જ વિદ્યાર્થીદશા પૂરતું બળ ભોગવી શકે છે. વિદ્યાર્થી એટલે સંયમી.

રમતગમતને વિદ્યાર્થીજીવનમાં સ્થાન છે, નથી એમ નહિ. પરન્તુ તેના સમ્બન્ધમાં પણ ઉત્તમ માર્ગ તે મધ્યમ

માર્ગ છે. રમતગમતનો ત્યાગ પણ ન થવો જોઇએ, તેમજ રમતગમત બહુ પડતી પણ ન જોઇએ. મધ્યમમાર્ગ હમ્મેશ 'અતિ' અને 'ન્યૂન' ની વચ્ચેની દશામાં રહે છે. નિશાળો ને મહાશાળાઓમાં એવા પણ વિદ્યાર્થીઓ હોય છે કે જે રમતના ક્ષેત્ર પર આખો દિવસ ક્રિકેટ કે ટેનિસમાં મશગૂલ રહે, ને તેથી વિરુદ્ધ એવા પણ હોય છે કે જે ક્રિકેટ ને ટેનિસનું હાર્દ પણ સમજતા ન હોય. તો તેઓ રમવાના તો શું જ હતા! આ બન્ને પ્રકારના માર્ગ ખોટા છે. રમતનું સ્થાન છે, નથી તેમ નહિ; પરન્તુ તે સ્થાન ગૌણ છે.

આ તો સ્થૂળ બાબતોને વિષે સંયમ કેળવવાના સમ્બન્ધ-માં વાત થઇ. પરન્તુ જે જાતનો સંયમ એકંદરે કેળવવાની જરૂર છે તેમાં બીજું પણ ઘણું સમાય છે. સંયમવૃત્તિને વિષે હું વાત કરૂં છું; એટલે કે દરેકે દરેક બાબતમાં, ખાવાપીવામાં ને રમતગમતમાં, તેમજ બોલવાચાલવામાં, ચર્ચા ને ટીકામાં, જીવનનાં દૃષ્ટિબિન્દુઓ આપણે બાંધીએ તો તેમાં, એમ તમામ બાબતમાં સંયમિતતા જરૂરની છે.

જાણવું એ ઘણી સારી બાબત છે; પણ હું જાણું છું એ કહેવું, રે કહેવું જ નહિ પણ તેનું નગારૂં વગાડવું એ હલકી વાત છે, ને તેથી પણ વધારે હલકી વાત એ છે કે હું જાણું છું તેવું બીજા નથી જાણતા, એ કહેવું તે. દરેક કેળવાએલો યુવક બેવડક ટીકા કરવાની વૃત્તિ ધરાવે છે, ને તે વૃત્તિને પોષતાં તે વિચાર નથી કરતો કે મારો અધિકાર છે કે નહિ. પશ્ચિમના સહવાસથી શ્વાનવૃત્તિ ને કપિવૃત્તિ

આપણામાં બહુ વૃદ્ધિંગત થઇ છે. શ્વાનને ઘણી વાર વિના કારણ ભસવાની વૃત્તિ ઉદ્ભવે છે. આપણે મધ્યરાત્રીએ તેનો સાક્ષાત્કાર બહુ કડવી રીતે કરીએ છીએ. તે જ પ્રમાણે જો સહેજસાજ પણ મતભેદની સામાજિક, ધાર્મિક, રાજકીય વા અન્ય બાબત ઉદ્ભવે તો આપણામાંના પ્રવૃત્તિશીલ ઘણા માણસો સામસામું પિંજણ ચલાવ્યા જ કરે છે. વ્યાવહારિક થતાં આપણને નથી આવડતું. સંયમ પાળવાની આપણને જરૂર છે.

તેમજ કપિવૃત્તિને વિષે પણ છે. દેખાદેખી કરવાવાળા પણ આપણે બહુ થઇ ગયા છીએ. જે પશ્ચિમમાં સારૂં તે આપણે ત્યાં સારૂં, જે પશ્ચિમનો પોશાક તે આપણો પોશાક, જે પશ્ચિમનું ખાદ્ય ને પેય તે પણ આપણું કરવા આપણે લલચાઇએ છીએ, જે પશ્ચિમની મોજશોખો ને રમતગમતો તે જ આપણાં, એવો જાણે નિયમ પડી ગયો છે.

આ બધું અટકાવવાને માટે જીવનનો જે પ્રભાતસમય, વિદ્યાર્થીજીવનનો સમય તે સમયે સંયમિતતા સેવાવી જોઇએ; હંસ જેમ નીર ને ક્ષીર જૂદાં પાડે છે તેમ સારાસાર જૂદાં પાડવાની વૃત્તિ તે જ સમયથી વિકસિત કરવી જોઇએ. તે વૃત્તિ સંયમ ખીલવ્યા વિના અશક્ય છે.

(વસન્તઃ વર્ષ ૨૫) અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી

# ૬૩—હિન્દનું ગૌરવ

અરબ્બી સમુદ્ર, બંગાળાનો ઉપસાગર ને હિન્દી મહાસાગરનાં સાગરનીરમાં અર્ધશરીર જાણે જગઝૂલે ઝૂલવતો, અને હાલા ને સુલેમાન, હિન્દુકુશ ને કારાકોરમ, ને ગિરિમંડલેશ્વરોનો મહાસમ્રાટ્ હિમાલય: એ ગિરિમાલાઓનાં ધર્યાં છત્રોથી આચ્છાદાએલો ભારતખંડ પૃથ્વીના દેશમાત્રથી અલગ જેવો જ ઉછરેલો છે. કો અપવાદ સિવાય જગત જીતવા તે સંચર્યો નથી. હુમલે આવનારની સદા સામે થયો છે, શાન્તિભાવે આવનાર પારસીને સાતમા ને તેરમા સૈકામાં અને ફિરંગી, વલંદા, ફ્રેન્ચ, ઇંગ્રેજને સોળમા–સત્તરમા સૈકામાં સમાસ દીધો છે. આવા જગતઅલગપણાથી હિન્દને લાભાલાભ ઉભય થયા છે. અટક ઓળંગવી ને સાગરયાત્રા કરવી એ પાપ મનાયાં, તેમજ પ્રતાપ અને શિવાજીનાં ટેકીલાપણાએ હિન્દુ લોહી, હિન્દુ ધર્મ, હિન્દુ સંસ્કૃતિ સાચવી રાખ્યાં. પ્રાચીન સંસ્કૃતિનું સનાતનત્વ એ અળગાપણાથી જળવાયું. ઉદારતાનો એક મહાસિદ્ધાન્ત સાથે સાથે આર્યકુલે પાળ્યો હતો, અને તે ગોત્રસમાસનો સિદ્ધાન્ત—The Principle of Assimilation. ઇતિહાસનો ખરેખર મોટો પ્રશ્ન ગોત્રસમાસનો જ છે. પરગોત્રમાંથી કન્યાઓને આપણા ગોત્રમાં સમાસ આપી વંશવિસ્તાર કરી કુલઅધિષ્ઠાત્રીઓ સ્થાપીએ છીએ તેમ આર્યકુલે વેદગોત્રથી અળગા જેવા ગ્રીક, શક, જ્યોર્જિયાના ગુર્જરો, પાર્થિયાના પહ્લવો, બૌદ્ધ, જૈન, શીખ ને આર્ય

કે વેદગોત્રમાં સ્વીકાર્યા ને સત્કાર્યા. કાલની કસોટીમાં પાસ થાય, ગુણપરીક્ષામાં સત્ત્વવન્ત નીવડે, તેને ગોત્રમાં સમાસ દીધો. પારસીઓને અતિથિસત્કાર દીધો, ઇસ્લામીઓના પીર ઓલિયા દરવેશને પૂજ્યા. ઇસ્લામ યુગમાં રાજરાજેન્દ્ર અકબરે એ ગોત્રસમાસનો સિદ્ધાન્ત પાળ્યો ને મુગલ શાહેનશાહતને મહાવડલા સમોવડી સુદૃઢ કીધી.

હિન્દ એટલે સારૂં જગત મ્હોહ્યું છે તે અધ્યાત્મવિદ્યા: હિન્દ એટલે જસ્ટિસ વૂડરોફ મોહ પામ્યા છે તે તન્ત્રવિદ્યા, ને તેની માતામહી સમી પતંજલિની યોગવિદ્યા: હિન્દ એટલે બુદ્ધ ને મહાવીર ને ગાંધીજીની અહિંસા: હિન્દ એટલે જર્મન મહાકવિ ગોઇથે માથે મૂકી નાચ્યો હતો તે અભિજ્ઞાન શાકુન્તલ, અક્ષરપ્રબન્ધ તાજમહેલ સમી કાદમ્બરી, મયૂરાસન કે મોતી મસજિદ સમાં મેઘદૂત ને ગીતગોવિન્દ, શાહનામા સમો પૃથુરાજરાસો: હિન્દ એટલે કાલિદાસ, ભવભૂતિ, બાણ-પિતા ને પુત્ર-જયદેવ, ચન્દ બરદાઇ; હિન્દ એટલે સીતાજી સમ સતીત્વ ને સતીત્વનાં યશોગાન, વીરોનાં કેસરિયાં, ગઢવી ને બારોટોના ઝમોર, રૂપમૂર્તિઓના જૌહર: હિન્દ એટલે જગતલક્ષ્મીનું વતન, અને સિકન્દરથી માંડીને કૈયસર બીજા વિલિયમ સુધી જગતજેતા મહારાજા ને મહાપ્રજાઓનું કેન્દ્ર: હિન્દ એટલે કાશ્મીરનું નન્દનવન: અગર ફિરદોષ બર રૂયે ઝમીનસ્ત, હમીનસ્તો હમીનસ્તો હમીનસ્ત: (પૃથ્વીની સપાટી પર જો કોઇ સ્વર્ગ હોય તો તે આ જ છે, આ જ છે; આ જ છે.) અયોધ્યા, હસ્તિનાપુર, વૃન્દાવન, દ્વારિકા, કાશી,

કૌરવપાણ્ડવ સમા પૃથ્વીના પ્રજામંડલ વચ્ચે ભારતખંડ તો ભીષ્મપિતામહ છે.

જેને ધાવી ધાવી મહાકવિઓ ઉછર્યા, કરોડો નરનારનાં જીવન જેણે હજારો વર્ષોથી ઘડયાં ને જે ઘડે છે, તે રામાયણ, મહાભારત ને ભાગવતની વિશ્વયશસ્વિની કવિતા ભારતખંડે દુનિયાને આપી. પયગમ્બરો, ધર્મશાસ્ત્રો, સમ્પ્રદાયપ્રવર્તકો, બાઇબલમાંના એક એક પુસ્તક જેવાં અનેક પુરાણો; જીવનની સહુ ભાવનાઓમાં ધર્મભાવના સર્વોપરિ છે એ મહાસત્ય હિન્દ જગતને આજ સુધી આપે છે. સર્વકાલની સર્વ પ્રજાઓને કાજેનો પરમ રાજમન્ત્ર, પ્રજાઓનો કોમોનો ધર્મોનો સંસ્કૃતિઓનો સમન્વય ભારતખંડે દુનિયાને ભણાવ્યો; ચતુર્ધા મુક્તિ, ચતુર્ધા વેદાન્ત, નવધા ભક્તિ, ષટ્દર્શન, ત્રણ માર્ગ, ને ત્રણ ગુણની ફિલસુફી આપ્યાં; પ્રાણવિનિમય વિદ્યા, નાથ સમ્પ્રદાયની સિદ્ધિઓ (Spiritualism) આત્મવિદ્યાનાં ગુહ્ય તત્ત્વો, આપ્યાં; મહારાજાઓના સંન્યાસ, બાળકોની બહાદુરી, વીરાઙ્ગનાઓનાં વીરત્વ, સૌન્દર્યપ્રતિમાઓને કાજે સતીત્વનું આદર્શ; એક દેહે એંશી ઘાવે શોભતો રાણો સંગ, ને દિલ્હીની રાજલક્ષ્મી પાસે એમાંથી પોતા કાજે પાઇયે ન રાખતાં એ ગુલઝારનાં સહુ લક્ષ્મીગુલાબ દુનિયાને વહેંચનાર કલન્દર બાદશાહ બાબર; स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः સંસારીઓને કાજેનો એ સર્વગ્રાહી મહાઆદર્શ હિન્દે એ સહુ આપ્યાં. શંકા ને વિરોધની કૂકો સંભળાય છે કે આજે શું ? આજે ? આજે હિન્દ જગતને આપે છે વિદ્યુત-પરમાણુઓ (Eelectrones) નાં અદ્વૈત ને સત્યાગ્રહનો

મહાઉપદેશ. જ્ઞાન ને સત્યનાં ઉપાસક જગતનાં નરનાર ઉભય તે સમજે ને સત્કારે છે.

स्वतः प्रमाणं परतः प्रमाणं कीरांगना यत्र गिरो वदन्ति,
× × × जानी हि तन्मंडनमिश्रधाम.

મહિષ્મતી નગરીની પાણીયારીઓએ ભગવાન્ શંકરાચાર્યને એ ઉત્તર આપ્યો હતો. કલકત્તામાં ભાગીરથીને ઘાટે જો પાણીયારીઓ રહી હોય ને તેમને કોઇ પૂછે તો ગુણગર્વિલી તે બંગાળણો આજે ઉત્તર આપી શકે કે પોપટીઓ તો ચેતનવન્તી હતી; પણ વૃક્ષ ને વેલા, ફળ ને ફૂલ, શિલાઓ ને કંકર—જડ ને ચેતન સહુ વિદ્યુત્‌તણખા ઉછાળી ઉછાળી શંકર ભગવાનનો મહાવાદ 'અદ્વૈત' 'અદ્વૈત' જ્યાં ઉચ્ચારી રહ્યા છે जानी हि तत् श्रीजगदीशधाम. ને સત્યાગ્રહ પૃથ્વીપુરાણો છે, તેનો રાજકારભારમાં સદુપયોગ જ નવીન છે. સોક્રેટીસ સત્યાગ્રહી હતો; પયગમ્બર ઈશુ ખ્રિસ્ત સત્યાગ્રહી હતા; પારસીઓ વતન ત્યાગી હિન્દમાં સત્યાગ્રહને લીધે જ છે; મનસૂર મહા સત્યાગ્રહી હતો; લ્યુથર, ગેલીલિયો, ગુરુ તેગ બહાદુર—સહુ સત્યાગ્રહી હતા. આફ્રિકામાં ગાય જેવા ૪૦૦૦ નિઃશસ્ત્રીઓની શસ્ત્રધારીઓની સામે કૂચ તે મિસરમાંથી મૂસા નબીએ દોરેલી યાહુદીઓની કૂચને સ્મરાવે છે. ચંપારણ્યમાં વિનીત સાધુભાવે સકલ સામ્રાજ્યસત્તાના જોહુકમી દોરતોર સામે ઉભેલા મહાત્માજી પેલેસ્ટાઇનમાં રોમના સૂબા પાઇલેટ સમ્મુખ ઉભેલા ઈશુ ખ્રિસ્તને સ્મરાવે છે. જગતના ઇતિહાસમાં નિઃશસ્ત્રીઓના એ બન્ને મહા પ્રસંગો હતા. આજે અમે-

રિકાએ દુનિયાને આંગણે ન્હોતરી સજેલાં શસ્ત્રો કાંઇક ઉતારવા સમજાવ્યું. આજે હિન્દ પોકારી પોકારીને માનવ-જાતને કહે છે કે પૃથ્વીના પંચમાંશ ઉપર પથરાએલું મહારાજ્ય પણ જો ખોટું હોય તો તેની બુદ્ધિ ઠેકાણે લાવવાને શસ્ત્રોની જરૂર નથી. હિન્દ આજે જગતને એવા મહાબોધ આપી રહ્યું છે.

છેલ્લાં ૨૮૦૦ વર્ષોમાં યુરોપ અમેરિકાને ખોળે બીજો હોમર હજી જન્મ્યો નથી, એમ યુરોપવાસીઓ કહે છે. ને સ્વરૂપવાન્ પેરિસને પરણી બેસનાર ઇલિયડનાયિકા સૌન્દર્યમૂર્તિ હેલન કરતાં, મહાબળવાન્ મહાધનાઢ્ય વેદ-ભાષ્યકાર મહાવિદ્વાન્ પવન વીજળી મેઘ જેનાં સેવક હતાં એવા મહાવૈભવી રાવણની સામે નજર સરખીયે નથી કીધી એ રામાયણનાયિકા સતી સીતાજી: અને એપોલોના સૂર્યદેવળના પૂજારી બ્રાઇસિસની રૂપકુમારિકા બ્રાઇસિસને ટ્રોયની લૂટમાં લૂટી આવ્યા પછી એ લૂટવહેંચણમાંથી રિસાએલા શસ્ત્રત્યાગી ઇલિયડનાયક મહાવીર એકિલિઝ કરતાં ગુરુજનને અને વડિલોને હણીને ત્રિલોકનું રાજ્ય મળતું હોય તો તેના તે રક્તરંગી ભોગોપભોગ નથી માણવા કહી વૈરાગ્યભીનો શસ્ત્રસંન્યાસી મહાભારતનાયક નર ગાણ્ડીવ-ધન્વા જેટલા વધારે આત્મવાન્, વધારે ગુણગૌરવી, જગતના વધારે તારક ઉદ્ધારક ને સદ્બોધક છે એટલી આર્યાવર્તની મહાકથા અન્ય કો દેશના ઇતિહાસથી વધુ આત્મવાન, વધુ ગૌરવી, જગતની વધુ તારક ઉદ્ધારક સદ્બોધક છે.

(ગદ્યનવનીત) ન્હાનાલાલ દલપતરામ કવિ

# ઉપયોગી નોંધ—૧

૩ : પૃ. ૫ : મહર્ષિ ગોપાળ કૃષ્ણ ગોખલેના ૧૯૧૪ માં ફેબ્રુઆરીની ૧૯ મી તારીખે થયેલા અવસાન પછી તરત જ પ્રો. પટવર્ધને મરાઠીમાં તેમનું જીવન ચરિત્ર લખ્યું હતું. તેનો અનુવાદ શ્રી. જીવનલાલે ગૂજરાતીમાં કર્યો હતો અને 'વસન્ત' માસિકના એક અંક તરીકે તે પ્રકટ થયું હતું. હવે તો સ્વતંત્ર પુસ્તક તરીકે પણ શ્રી. જીવનલાલ તરફથી તે પ્રકટ થયું છે. મહર્ષિ ગોખલે ડેક્કન એજ્યુકેશન સોસાયટીના આજીવન સભ્ય હોઇ પૂનાની ફર્ગ્યુસન કૉલેજમાં પ્રોફેસર હતા. હિન્દની વડી ધારાસભાના તે લાંબી મુદતથી મરતા સુધી સભ્ય હતા. બજેટ વખતનાં તેમનાં ભાષણો બહુ ઉપયોગી હતાં. સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયા સોસાયટી નામના મંડળના તે સંસ્થાપક હતા. હિન્દી મહાસભામાં તે આગળ પડતો ભાગ ભજવતા અને એકવાર તેના પ્રમુખ પણ બન્યા હતા. 'ગોખલે'ના ગણિતથી વિદ્યાર્થી વર્ગમાં તે પરિચિત તો છે જ.

મહર્ષિ ગોખલે, પ્રો. ધોણ્ડુ કેશવ કર્વે, હિન્દના દાદા દાદાભાઇ નવરોજજી વગેરેના વિદ્યાર્થીજીવનના પ્રસંગો વાંચવાથી ઉગતા વિદ્યાર્થીઓ ઉપર સાદાઇ, સ્વમાન, હિમ્મત, વગેરે ગુણની સચોટ અસર થયા વિના રહેશે નહિ.

૧૨ : પૃ. ૭૪ : સ્વામી રામતીર્થ એમ. એ. પાસ થયા પછી સિયાલકોટ મિશન કૉલેજ તેમજ લાહોરની ફોરમેન ક્રિશ્ચિયન કૉલેજમાં ગણિતના અધ્યાપક તરીકે થોડો વખત કામ કર્યા પછી ૨૪ વર્ષની ઉમ્મરે સંન્યાસી બન્યા હતા. યુરોપ અમેરિકામાં વેદાન્ત ઉપરનાં તેમનાં ભાષણો અપ્રતિમ ગણાય છેઃ બહારથી દુર્બળ દેખાતા સ્વામીજીની શારીરિક સમ્પત્તિ

હેરત પમાડે તેવી હતી. સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયે ત્હેમનાં લખાણો, ભાષણો અને ત્હેમનું જીવન ચરિત્ર પ્રકટ કરી ગૂજરાતી આલમ ઉપર મ્હોટો ઉપકાર કર્યો છે. આ લેખનો અનુવાદ સ્વામી અખંડાનન્દે કર્યો છે. મૂળ લેખમાંથી ઘણું પડતું મૂકવામાં આવ્યું છે એટલે મૂળ લેખ જોઇ જવાની ભલામણ કરવામાં આવે છે. દૃષ્ટાન્તો આપી વેદાન્ત જેવા કઠિન વિષયને તેઓ લોકગમ્ય કરી શકયા છે.

૧૩: પૃ. ૮૩: "દરેક શાળામાં અને શાળાના દરેક વર્ગમાં નારણદાસ જેવા વિદ્યાર્થી હોય છે જ. ત્હેમને સામાન્ય શિક્ષકો તરફથી કઠોર શબ્દોનો પ્રવાહ સહન કરવો પડે છે અને પરિણામે નિરુત્સાહી અને નિરાશ બની જીવન એળે ગુમાવવાના તેને પ્રસંગ આવે છે. પરન્તુ જો શાળામાં કોઇ સહૃદય શિક્ષક મળી આવે તો નારણદાસની બાબતમાં બન્યું તેમ ગમે તેવો જડ બુદ્ધિનો વિદ્યાર્થી શિક્ષકનાં દિલસોજી ભર્યાં અને ઉત્સાહ પ્રેરક મીઠાં વચન સાંભળી નવજીવન ધારણ કરી શકે અને જીવનમાં સુખી થઇ અન્યને સુખી કરી શકે." મો. ન.

૧૪: પૃ. ૯૨: બાજી પ્રભુ દેશપાણ્ડે વિષે શ્રી અરવિન્દ ઘોષે અંગ્રેજીમાં એક લાંબું કાવ્ય લખી ત્હેને પુસ્તક રૂપે પ્રકટ કર્યું છે. જુલાઇની સાતમી તારીખે ત્હેમનું અવસાન થયેલું.

૧૫: પૃ. ૯૬: "હાલના સંયોગોમાં જ્યારે સ્થળે સ્થળે શેઠોને નોકરોથી અને નોકરોને શેઠોથી અસન્તોષ થઇ રહ્યો છે. અને નોકરોનો અસન્તોષ ઘણીક વાર મોટી મોટી હડતાળનું રૂપ લઇ રહ્યો છે ત્યારે એ જ વિષય સમ્બન્ધે અર્થશાસ્ત્રનાં મૂળતત્ત્વોના ઉંડા અભ્યાસી જહોન રસ્કિનના Unto the Last નામના પુસ્તકમાં દર્શાવેલા વિચારો બન્ને પક્ષને, ખાસ કરીને શેઠ વર્ગને બહુ ઉપયોગી થઇ પડવાનો સમ્ભવ છે. આ પુસ્તકના

મુખ્ય આધારે મહાત્મા ગાંધીજીએ સને ૧૯૦૮ માં 'સર્વોદય' નામથી એક સ્વતંત્ર પુસ્તક તૈયાર કર્યું હતું." પ્રસ્તુત લેખ તેમાંથી પસન્દ કરવામાં આવ્યો છે.

૧૯ : પૃ. ૧૨૮ : સામાન્ય રીતે મહી અને વાત્રક વચ્ચેના પ્રદેશને ચરોતર કહી શકાય. પણ એ નામ લૌકિક હોવાથી તેની ચોક્કસ હદ બતાવી શકાય નહિ એટલે ચરોતર એજ્યુકેશન સોસાયટીએ ખેડા જીલ્લાને, પેટલાદ અને ભાદરણ મહાલને અને ખંભાત રાજ્યને ચરોતરમાં સમાવેશ કર્યો છે. બેશક ખંભાતના રાજ્યનો મોટો ભાગ ભાલમાં આવેલો છે. રવિવાર તા. ૧ લી મે ૧૯૨૭ ને રોજ નડિયાદમાં ખડાયતાની વાડીના વિશાળ ચોકમાં શ્રી. ન્હાનાલાલ કવિએ ત્હેમની સુવર્ણ જયંન્તિ પ્રસંગે નડિયાદ તરફથી અપાએલા માનપત્રના ઉત્તરરૂપ આપેલા ભાષણમાંથી આ લેખ પસન્દ કરવામાં આવ્યો છે.

૨૬ : પૃ. ૧૮૧ : મહાત્મા ગાંધીજીએ પોતાના સન્દેશા જનતાને પાઠવવા જ્યારે 'નવજીવન ને સત્ય' માસિક તાઃ ૭–૯–૧૯ થી પોતાને હાથ લીધું ત્યારે શરૂઆતમાં તો ગૂજરાતના શિષ્ટ લેખકોના લેખ તેમાં આવતા. અઠવાડિક 'નવજીવન'ના પહેલા વર્ષના પહેલા અંકથી જ આ લેખમાળા શરૂ થઇ હતી.

૨૭ : પૃ. ૨૦૩ : રાવ બાબુ રમેશચન્દ્ર દત્તે બંગાલી ભાષામાં લખેલી નવલકથાનો શ્રી. નરસિંહભાઇએ ગૂજરાતીમાં અનુવાદ કર્યો છે.

૨૮ : પૃ. ૨૧૪ : સ્વામી સત્યદેવે હિન્દીમાં લખેલા પુસ્તકનો ગૂજરાતી અનુવાદ શ્રી. રતનસિંહ દીપસિંહ પરમારે કર્યો છે.

૩૧ : પૃ. ૨૨૭ : 'નૂપુર ઝંકાર' માં ગૌતમ બુદ્ધના જે પ્રસંગો શ્રી. નરસિંહરાવે અંગ્રેજીમાંથી ગૂજરાતી ભાષામાં ઉતાર્યા છે

તે આ પ્રસંગે ભાવપૂર્વક ગાવાથી સરસ વાતાવરણ ઉપજાવી શકાશે. વળી શ્રી. મણિલાલ દેસાઈ કૃત બુદ્ધચરિત્ર પણ વાંચી જવા ભલામણ છે.

૩૨ : પૃ. ૨૬૩ : હિન્દુસ્થાનમાં ચાલેલી ૧૯૨૧ ની શાન્તિમય અસહકારની ચળવળ પહેલાં ઈ. સ. ૧૯૦૭–૮માં બહિષ્કારની ચળવળ ચાલેલી. તે વખતે બંગાળાએ આગળ પડતો ભાગ લીધેલો. તે ચળવળમાં ભાગ લીધા બદ્દલ ઘણા બંગાળી યુવકોને દેશપાર થવું પડયું છે તેમજ કેદ ભોગવવી પડી છે. બાબુ અરવિન્દ ઘોષે આ વ્યાખ્યાન ઇ. સ. ૧૯૦૮ ના જાન્યુઆરીની ૧૯ તારીખે મુમ્બાઇમાં અંગ્રેજી ભાષામાં આપેલું. તેનો ગૂજરાતી અનુવાદ શ્રી. નવલરામ જ. ત્રિવેદીએ કર્યો છે.

૩૫ : પૃ. ૨૬૬ : અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સના ઉત્તર અને દક્ષિણ વિભાગ વચ્ચે પોતાના સ્વતંત્ર દેશમાંથી ગૂલામગીરી નાબૂદ કરવા ઇ. સ. ૧૮૬૦–૫ માં આન્તરવિગ્રહ થયો હતો. એ વિગ્રહમાંનો આ એક પ્રસંગ છે.

૩૬ : પૃ. ૨૭૧ : શામળ બારોટની માફક ઇંગ્લેન્ડના પ્રખ્યાત વક્તા વૃદ્ધ અર્લ ઑફ ચેથામ આમની સભામાં ભાષણ આપતાં જ નીચે પડી ગયા હતા અને થોડાક વખત પછી ત્હેમનું અવસાન થયું હતું.

૩૭ : પૃ. ૨૯૦ : ભાવનગરમાં ભરાએલી સાતમી ગૂજરાતી સાહિત્ય પરિષદ્‌ના સાહિત્ય વિભાગના અધ્યક્ષ તરીકે ઇ. સ. ૧૯૨૪ ના એપ્રિલની ૧૮ મી તારીખે શ્રી. ખબરદારે આપેલા ભાષણમાંથી આ લેખ પસન્દ કરવામાં આવ્યો છે.

૪૧ : પૃ. ૩૦૪ : મુમ્બાઇમાં ગુર્જર સભા સમક્ષ સ્વ૦ રણજીતરામે તા. ૩૦–૭–૧૯૧૬ ને રોજ એ વિષય ઉપર કરેલા ભાષણમાંથી આ લેખ તારવી કાઢવામાં આવ્યો છે.

૪૩ : પૃ. ૩૨૯ : આ વાર્તા રૂશિયન મહાત્મા ટૉલ્સ્ટોયની વાર્તા Where Love is, God is ઉપરથી ગૂજરાતીમાં ઉતારવામાં આવી છે. મહાત્મા ટૉલ્સ્ટોયે સમાજ સુધારણા અર્થે ટૂંકી ટૂંકી વાર્તાઓ ઘણી લખી છે. અંગ્રેજીમાં પ્રકટ થયેલી એ વાર્તાઓ વિદ્યાર્થીઓએ વાંચી જવા જેવી છે. ત્હેમની કેટલીક વાર્તાઓ ને પુસ્તકના અનુવાદ ગૂજરાતી ભાષામાં થયા છે. Ivan the Fool નું મહાત્મા ગાંધીજીએ 'મૂરખરાજ' રૂપે પ્રકટ કરેલું પુસ્તક લોકપ્રિય બન્યું છે. મહાત્મા ટૉલ્સ્ટોયનું લાંબુ રસિક જીવન ચરિત્ર સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલયે પ્રકટ કરેલું છે. શ્રી. ભોગીન્દ્રરાવ લખે છે કે "ટૉલ્સ્ટોયની વાર્તાઓ નિત્યના નાના નાના બનતા બનાવો દ્વારા કર્તવ્યનું, પ્રભુપ્રેમનું, ભાન કરાવે છે. ટૉલ્સ્ટોયની વાર્તામાં પ્રેમલુબ્ધ યુવાન્ કે યુવતી વિરહપીડાથી બળતી નથી, વ્હાલાં વ્હાલીનાં આવરણ આવતાં નથી, ભાવમય જીવનવૃત્તિને ઉત્તેજીત કરે એવા બનાવો આવતા નથી, પરન્તુ જે કાર્ય ભક્તોનાં ગૂઢ ભજનો, ધર્મનાં અગમ્ય સૂત્રો નથી કરાવતાં તે કાર્ય આ સરળ, સરસ અને રહસ્યવાળી વાર્તાઓ કરે છે."

૪૭ : પૃ. ૩૪૯ : સ્વ૦ બાબુ રમેશચન્દ્ર દત્તે બંગાળી ભાષામાં લખેલી નવલકથાનો ગૂજરાતી અનુવાદ શ્રી. નરસિંહભાઇ પટેલે કર્યો છે. તે પુસ્તકમાંથી આ લેખ પસન્દ કરવામાં આવ્યો છે.

૪૮ : પૃ. ૩૫૮ : ગૂજરાત કલાઆવર્તક મંડળ તરફથી સંવત ૧૯૮૦ ની વસન્તપંચમીને રોજ ભરાએલું ગૂજરાત કલાપ્રદર્શન ખૂલ્લું મૂકતી વખતે મંડળના પ્રમુખ તરીકે શ્રી. ન્હાનાલાલ કવિએ સ્વાગતનું જે ભાષણ કર્યું હતું તેમાંથી આ લેખ પસન્દ કરવામાં આવ્યો છે.

૫૩ : પૃ. ૩૯૦ : "વાતચીત માત્ર પીર અને ગુરુ બે પાત્રો વચ્ચે જ ચાલે છે પણ વિચારની વિશાદતા અને ગમ્ભીરતા અને તેને અનુરૂપ ભાષાની પ્રૌઢતા" આ વાતચીતમાં પૂરેપૂરી સચવાઇ છે.

૫૫ : પૃ. ૪૦૨ : શ્રી. નરસિંહરાવ કૃત 'નૂપુર ઝંકાર' માં 'કિસા ગોતમી' નામક સુન્દર ભાવવાહી કાવ્ય છે.

૫૬ : પૃ. ૪૦૪ : કઠોપનિષદ્‌ની આ કથા છે. આત્મા સમ્બન્ધી જે જ્ઞાન યમરાજે નચિકેતાને શીખવ્યું તે જ્ઞાન વિદ્યાર્થીઓને સમજાય તેવું નહિ હોવાથી અહીં આપ્યું નથી.

૫૯ : પૃ. ૪૧૦ : 'નવજીવન અને સત્ય' માસિકના સને ૧૯૧૬ ના ઑક્ટોબરના અંકમાં અધ્યાપક ઠાકોરે 'ગાંડી ગૂજરાત' વિષે લેખ પ્રકટ કર્યો છે. તે લેખમાંથી આ લેખ તારવી કાઢવામાં આવ્યો છે. ઉપર્યુક્ત માસિકના ત્યાર પછીના અંકમાં "શું ગૂજરાત ગાંડી છે ?" એ શિર્ષક નીચે તેના ઉત્તર તરીકે બીજા એક ભાઇએ એક લેખ પ્રકટ કર્યો છે.

૬૨ : પૃ. ૪૪૬ : તા. ૧ લી નવેમ્બર ૧૯૨૬ ને દિને ઉમરેઠમાં પંચમ વિદ્યાર્થી સંમેલનને પ્રમુખપદેથી આપેલા ભાષણમાંથી આ લેખ પસન્દ કરવામાં આવ્યો છે.

૬૩ : પૃ. ૪૪૯ : સંવત ૧૯૭૭ માં આ લખાણ લખાયું છે.



# ઉપયોગી નોંધ—૨

## લેખકોનો ટુંક પરિચય આપતાં કેટલાંક પુસ્તકો

૧. શ્રી. જયસુખરામ પુ. જોષીપુરા કૃત "સચિત્ર સાક્ષરમાળા"

૨. શ્રી. નરસિંહરાવ ભો. દિવેટીઆ કૃત "સ્મરણમુકુર"

૩. શ્રી. હિમ્મતલાલ ગ. અંજારિયા કૃત "સાહિત્ય પ્રવેશિકા"

૪. શ્રી. સુમનસ્ હરિલાલ ધ્રુવ કૃત "વિદેહ ગુર્જર સાક્ષરો"

૫. શ્રી. જીવનલાલ અ. મહેતા પ્રકાશિત "ગુર્જર સાક્ષર જયન્તિઓ"

૬. શ્રી. કૃષ્ણલાલ મો. ઝવેરી કૃત "ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તમ્ભો"

૭. શ્રી. વિશ્વનાથ મ. ભટ્ટ સમ્પાદિત "ગદ્યનવનીત" માંથી 'સાહિત્યસૂચન'

૮. "સાહિત્યરત્ન" માંથી 'ગુર્જર સાહિત્યનો ઇતિહાસ'

૯. શ્રી. ગોવર્ધનરામ, દિ. બા. અમ્બાલાલ, કવિ નર્મદાશંકર, શ્રી. નન્દશંકર, શ્રી. હરિલાલ માણેકલાલ દેસાઇ વગેરે માટે પુસ્તકાકારે પ્રકટ થયેલાં જીવનચરિત્રો.

૧૦. ઉપરાન્ત 'પ્રસ્થાન', 'કૌમુદી', 'સમાલોચક', 'વસન્ત' વગેરે માસિકોના ખાસ અંકો તેમજ તેમાં પ્રકટ થયેલાં લેખકોની જયન્તિઓ પ્રસંગનાં ભાષણો.



# મહત્વના મુદ્રણદોષો

( વગર કહે સમજી શકાય એવી નજીવી ભૂલો અહીં સુધારી નથી. )

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫૦ | ૧૭ | મુહૂર્ત્ત | મુહૂર્ત |
| ૫૭ | ૧૩ | બેઉકુફ | બેવકુફ |
| ૬૦ | ૧૩ | હેય છે | હોય છે |
| ૬૭ | ૧૦ | ભયથી | એ ભયથી |
| ૯૦ | ૩ | ચીઠ્ઠ | ચીઠ્ઠી લેઇ |
| ૧૪૯ | ૧ | રાશીઓનાં | રાશિઓનાં |
| ૧૫૩ | ૨૧ | વર્ષે છે | વરસે છે |
| ૧૬૧ | ૧૯ | પ્રતિબમ્બ | પ્રતિબિમ્બ |
| ૧૭૭ | ૧૮ | પાસે | સાથે |
| ૨૨૧ | ૭ | ભરોંશે | ભરોંસે |
| ૨૬૨ | ૨૩ | ખ્લાણ્ડ | ખ્લાણ્ડ |
| ૨૮૧ | ૧૦ | ખાત્રી | ખાતરી |
| ” | ” | પાધરે | પાદરે |
| ૩૦૮ | ૬ | અસ્માની | આસમાની |
| ૩૩૨ | ૨૨ | વજર | નજર |
| ૩૩૫ | ૧૧ | તે | (કાઢી નાખો) |
| ૩૩૯ | ૧ | આશ્રસ | આશ્રય |
| ૩૭૧ | ૨, ૪ | ટિકેટ | ટિકેટ |
| ” | ૧૪ | ભર્રોસો | ભરોંસો |
| ૩૭૮ | ૧૮ | હવા | હતા |
| ૩૮૦ | ૧૫ | તેમણે મળવા બોલાવ્યા | તે મળવા ગયા. |
| ૪૧૬ | ૧૦ | ૂજરાતમાં | ગૂજરાતમાં |

વ્યાધિના નિવારણ કાજે વિચારમન્ત્રણા કીધી છે ? કોઇ દરદીનું દરદ મટાડવા કાજે વૈદ્યમહાસભા કેટલાકોએ નિમન્ત્રી ? કોંગ્રેસો કોન્ફરન્સો વિચાર જાહેર કરવાનાં–કેળવવાનાં –ફેલાવવાનાં અત્યુત્તમ સાધનો છે; વિચારમન્ત્રણાને કાજે ઉત્તમ સ્થાનો નથી. મન્ત્રીઓની મન્ત્રસભા તો લોકમહાસભાથી નિરાળી જ હોય.

ત્રીજું: ધર્મમાં, રાજ્યમાં, સંસારમાં જૂદા ચોતરાવેડા (Separatist tendency) ઓછા થવા જોઇએ. નવી 'પાર્ટી' ભલે રચાય, નવી પાર્લમેન્ટ ન જ મંડાય. રાજીનામું આપવાનો હક્ક કોઇ પણ વ્યક્તિને છે, પણ જુવારા મંડાવાથી પ્રજાનું પ્રજાપણું ઘટે છે–નબળું પડે છે. 'બાર ભૈયા ને તેર ચોકા' જેવું થવાથી 'પંચનો બોલ તે પરમેશ્વરનો પડઘો' રહેતો નથી. પૂરેપૂરા વ્યક્તિવિકાસની સાથે શહેરની, સંસારની, રાજ્યની, ધર્મની લોકસંપી જીવનની (corporate life) ભાવના યે બલવન્તી કરવી જોઇએ.

બાકી તો વીસમી સદીમાં કેટલાંક વાનાં તો અનિવાર્ય છે. જે પ્રજાએ મેદાનમાં આગળ પગલાં ભર્યાં છે તે પાછાં હઠાવી શકાય તેમ નથી. જીવનસંગ્રામની કડકાઇ તો હવે વધવાની જ. પોતાનો દીર્ઘ એકાન્તવાસ તજી હિન્દી પ્રજા પ્રજાસંઘમાં ભળી છે તેથી તેને જે લાભાલાભ થયા છે–ને થાય છે–તેમાંનો આ એક છે. જ્યાં સુધી દુનિયાનો પ્રજાસંઘ જગતના રણક્ષેત્રમાં શરત દોડયાં જ કરશે ત્યાં સુધી હિન્દી પ્રજાએ પણ એ પ્રજાઓની શરતમાં દોડવું જ પડશે. પણ લાંબી શરતમાં દોડવાની રીતો આવડે તો થાક